શ્રી જગમોહનદાસ કોરા સ્મારક પુસ્તકમાળા-૪

# જૈનધર્મનો પ્રાણ

લેખક
પંડિત શ્રી સુખલાલજી

સંપાદકો
દલસુખભાઈ માલવણિયા
રતિલાલ દીપચંદ દેસાઈ




પ્રાપ્તિસ્થાન
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તા  અમદાવાદ

મુંબઈમાં પ્રાપ્તિસ્થાન—

(૧) અશોક કાંતિલાલ કોરા
૪૮, ગોવાલિયા ટેંક રોડ, મુંબઈ ૨૬

(૨) મેઘરાજ જૈન પુસ્તક ભંડાર
ગોડીજી બિલ્ડિંગ પહેલે માળે
૨૦, પાયધુની, મુંબઈ–૨



પહેલી આવૃત્તિ ઑગસ્ટ ૧૯૬૨
મહાવીર નિર્વાણ સંવત ૨૪૮૮
વિક્રમસંવત ૨૦૧૮



કિંમત બે રૂપિયા



પ્રકાશક
રસિકલાલ ડાહ્યાભાઈ કોરા
૪૮ ગોવાલિયા ટેંક રોડ, મુંબઈ ૨

મુ
કાંતિલાલ મોતીલાલ દેસાઈ
મ[illegible] પ્રિન્ટરી
મિરઝાપુર રોડ અમ[illegible]

પરમપૂજ્યપાદ, પ્રાતઃસ્મરણીય

મુનિમહારાજ

## શ્રી પુણ્યવિજયજી મહારાજને

સાદર

**સમર્પણ**

—કાંતિલાલ કોરા



# નિવેદન

**વખતને** વીતતા શી વાર લાગે છે?

જોતજોતામા ભાઈ જગમોહનદાસને ગુજરી ગયા ચાર વર્ષ પૂરાં થયા. એના પુણ્યસ્મરણ નિમિત્તે શરૂ કરેલી ગ્રથમાળાનુ આજે ચોથુ પુસ્તક પ્રગટ થઈ રહ્યુ છે વર્ષે વર્ષે માળાનો મણકો ફરતો રહે છે અને ભાઈના સ્વર્ગવાસ-સ્મરણના સવત્સરને આગળ વધારતો રહે છે।

આ નાની સખી શુભ પ્રવૃત્તિને સ્વજનો, સ્નેહીઓ મિત્રો મુરબ્બીઓ અને વિદ્યાપ્રેમી મહાનુભાવો તરફથી જે મમતાભર્યો આવકાર મળતો રહ્યો છે તેથી અમારો ઉત્સાહ વધતો રહે છે એ સૌ મહાનુભાવો પ્રત્યે અમારી ઊડી કૃતજ્ઞતાની લાગણી વ્યક્ત કરીએ છીએ

આ વખતે આ ગ્રથમાળાના ચોથા પુસ્તક તરીકે અમે પરમપૂજ્ય પડિતવર્ય શ્રી સુખલાલજીની પ્રસા પ્રસાદી રજૂ કરી શ ક્યા છીએ એ અમારા માટે વિશેષ આનદનો વિષય છે પડિતજી જેવા ભારત વિખ્યાત તત્ત્વવેત્તાનુ પુસ્તક પ્રકાશિત થવાથી અમારી આ નાની સરખી ગ્રથમાળા ગૌરવાન્વિત બની છે આ ગ્રથમાળાનો પ્રારભ પણ તેઓશ્રીના 'ચાર તીર્થંકર' પુસ્તકથી જ થયો હતો પૂજ્ય પડિતજી તો એમણે વસાવેલા વિશાળ કુટુબના વડીલ છે અને એ કુટુબમા એમવાન સદ્ભાગ્ય અમને પણ સાપડ્યુ છે એમને એમનો આભાર તો અમે કઈ રીતે માની શકીએ? અમે હમેશા એમની આવી મમતાના અધિકારી બની રહીએ એટલી જ અભ્યર્થના કરીએ છીએ

આ પુસ્તકનુ પ્રકાશન કરવાની અનુમતિ આપવા બદલ અમે પૂ પડિતજીએ સ્થાપેલ જ્ઞાનોદય ટ્રસ્ટ અને એના ટ્રસ્ટી મુરબ્બીઓનો હાર્દિક આભાર માનીએ છીએ આ પુસ્તક એના વાચકને જૈનધર્મની પ્રાણભૂત એવી વિશિષ્ટ માહિતી આપશે એમા શકા નથી

પૂજ્ય પડિતજીના વિપુલ સાહિત્યમાથી લેખોની પસદગી કરવાનુ કામ બહુ મુશ્કેલ હતુ પરતુ સૌજન્યમૂર્તિ, પડિત શ્રીયુત દલસુખભાઈ

માનવણિયા તથા અમારા મિત્ર શ્રી રતિલાલ દીપચંદ દેસાઈએ એના સંપાદનનું કામ સ્વીકારીને અમારા કાર્યને સરળ બનાવી દીધું શ્રી દલસુખભાઈએ તો પુસ્તકના સંપાદન ઉપરાંત ગ્રંથની ઉપયોગિતામાં ઉમેરો કરે એવી ભૂમિકા પણ લખી આપી છે આ બન્ને તો અમારા નિકટના મિત્રો અને મુરબ્બીઓ છે એટલે એમનો આભાર માનવાના બદલે એમની લાગણીની નોંધ લઈને જ અમે સંતોષ માનીએ છીએ

આ ગ્રંથમાળાનું ત્રીજું પુસ્તક 'પદ્મપરાગ' પ્રગટ થયું ત્યારે અમારા પૂજ્ય માતુશ્રી હયાત હતા એ પુસ્તક તેઓશ્રીને અર્પણ કરવાની મે એમને વાત કરી ત્યારે એમના મો ઉપર સ્વર્ગીય ભાઈ તેમ જ અમારા તરફની મમતાની જે રેખાઓ ઊપસી આવી હતી એ આજે પણ યાદ છે આ ચોથું પુસ્તક પ્રગટ થાય છે ત્યારે તેઓને સ્વર્ગવાસી થયે (સ્વર્ગવાસ તા ૨૮-૧૦-૧૯૬૧) દસ મહિના પૂરા થવામા છે તેઓની બેઠક અમારા ઘરના પ્રવેશદ્વાર પાસેના ઓરડામા હતી ઘરમા પેસતા પહેલા એમના જ દર્શન થાય અને બહાર જતી વખતે 'બા બહાર જાઉં છું' એમ કહીને બાના "હા ભાઈ વહેલો આવજે" એ મમતાભર્યા શબ્દો સાભળીને જ બહાર જાઉં એ જીવનનો એ નિત્યક્રમ થઈ ગયો હતો પણ આજે એ સ્થાન સૂનું પડ્યુ છે અને એ શબ્દો સદાને માટે લુપ્ત થઈ ગયા છે! પણ સંસાર તો સયોગ અને વિયોગની ફૂલગૂથણી છે! એમા અફસોસ શુ કરવો? એ પરમ ઉપકારીને અમારા સૌના અતરના પ્રણામ હો!

આ પુસ્તકનુ સુઘડ છાપકામ સમયસર કરી આપનાર ચન્દ્રિકા પ્રિન્ટરીના સચાલકોનો, માગ્યા સમયે મનોહર કવર ડિઝાઈન દોરી આપવા માટે જાણીતા કળાકાર શ્રી સી નરેનભાઈનો અને આ કાર્યમા સહકાર આપનાર અન્ય સૌ કોઈનો અમે આભાર માનીએ છીએ

૪૮, ગોવાળિયાટેંક રોડ, મુંબઈ-૨૬
તા ૨૦-૮-૧૯૬૨ — કાન્તિલાલ ડાહ્યાભાઈ કોરા

# સંપાદકીય

અમારા સહૃદય મિત્ર ભાઈશ્રી કાંતિભાઈ કોરાએ એક નાની સરખી શુભ પ્રવૃત્તિ શરૂ કરી છે પોતાના સ્વર્ગવાસી નાના ભાઈ શ્રી જગમોહનદાસની સ્મૃતિમાં એમણે એક ગ્રંથમાળા શરૂ કરી છે અને એમાં દર વર્ષે તેઓ એક પુસ્તક પ્રકાશિત કરે છે એમના આ શુભ કાર્યમાં, આ પુસ્તકના સંપાદન દ્વારા, અમે અમારો યત્કિંચિત સહકાર આપી શક્યા છીએ એ અમારા માટે આનંદનો વિષય છે

પૂજ્ય પંડિત શ્રી સુખલાલજીએ ધર્મ અને તત્ત્વજ્ઞાન તેમ જ બીજા પણ અનેક વિષયો અંગે એમની વિશિષ્ટ વ્યાપક અને તલસ્પર્શી, મર્મસ્પર્શી અને સર્વસ્પર્શી દૃષ્ટિએ નાનામોટા સંખ્યાબંધ લેખો ગુજરાતી તેમ જ હિંદી ભાષામાં લખ્યા છે એ લેખોમાંના મોટાભાગના લેખો ગુજરાતી 'દર્શન અને ચિંતન'ના બે ભાગોમાં તેમ જ હિન્દી 'दर्शन और चिन्तन' નામે ગ્રંથમાં સંગૃહીત થઈ ગયા છે

આ પુસ્તકમાંનો બ્રહ્મ અને સમ નામનો ગોળમો લેખ બાદ કરતાં બાકીના બધા લેખો ઉપર્યુક્ત બે પુસ્તકોમાંથી જ પસંદ કરવામાં આવ્યા છે અને કયું લખાણ કયા પુસ્તકમાંથી લેવામાં આવ્યું છે તે સૂચવવા માટે ગુજરાતી પુસ્તકની દ૦અ૦ચિ૦ અને હિન્દી ગ્રંથની 'દ૦ઔ૦ચિ૦' ની સંજ્ઞા મૂકી છે દ૦ઔ૦ચિ૦ ની સંજ્ઞાવાળા મૂળ લેખો હિન્દીમાં હોઈ એનું ગુજરાતી ભાષાંતર કરવામાં આવ્યું છે

તત્ત્વજ્ઞાન જેવા અતિગહન વિષયને પણ વધુમાં વધુ સ્પષ્ટતા અને સરળતાપૂર્વક લોકભાષામાં રજૂ કરવો એ પંડિતજીની વિદ્વત્તા અને લેખનશૈલીની અસાધારણ વિશેષતા છે

આ પુસ્તકમાંના લેખો તે તે પુસ્તકના સળંગ પૃષ્ઠોમાંથી એક જ સ્થળેથી ઉદ્ધૃત કરવામાં નથી આવ્યા પરંતુ તે તે વિષય અંગે હિન્દી ગુજરાતી પુસ્તકમાં જે કંઈ લખાયેલું છે તેનું, સામાન્ય વાચકની જિજ્ઞાસા રુચિ અને બુદ્ધિને ધ્યાનમાં રાખીને નવેસરથી સંકલન કરીને આ લેખો તૈયાર કરવામાં આવ્યા છે

આ રીતે આ પુસ્તકનું સંકલન કરવાની પાછળ મુખ્યત્વે અમારી બે દૃષ્ટિ છે એક તો જૈન તત્ત્વજ્ઞાન કે ધર્મ અંગેની કેટલીક વિશિષ્ટ માહિતી જિજ્ઞાસુઓ સમક્ષ રજૂ કરવી તે આ માહિતી વાચતા જૈન ધર્મ અને દર્શનની ઇતર ભારતીય દર્શનો કરતા શી વિશેષતા છે, તેમ જ એની સાથે એનું કયા મળતાપણું છે, એનો પણ કેટલોક ખ્યાલ જિજ્ઞાસુઓને સહજ રીતે આવી શકશે અને બીજી દૃષ્ટિ પૂજ્ય પંડિતજીની સત્યશોધક, તુલનાત્મક, તટસ્થ સમન્વયગામી અને મૌલિક વિદ્વત્તાનો થોડોક પણ પરિચય જિજ્ઞાસુઓને કરાવવો એ છે સમત્વ અને સત્યને કેન્દ્રમાં રાખીને સમસ્ત ભારતીય દર્શનો અને ધર્મોનો અભ્યાસ કરનાર વિદ્વાન તરીકે પૂજ્ય પંડિતજીનું સ્થાન અજોડ છે એ કહેવાની જરૂર નથી

અહીં અમારે એટલું જણાવવું જોઈએ કે જૈન ધર્મ-દર્શનના પ્રાથમિક જિજ્ઞાસુઓની દૃષ્ટિએ આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું નથી પણ પ્રારંભિક જ્ઞાન ધરાવતા જિજ્ઞાસુઓ જો એક અભ્યાસીની જેમ ચિંતન-મનનપૂર્વક આ પુસ્તકનું વાચન કરશે તો તેમને અનેક બાબતોમાં નવો પ્રકાશ સાંપડવાની સાથે પૂજ્ય પંડિતજીનું વધારે સાહિત્ય વાચવાની પ્રેરણા મળ્યા વગર નહીં રહે

આ પુસ્તકના એક પૂરક તેમ જ પુરોગામી પુસ્તક તરીકે આ ગ્રંથમાળાનું પ્રથમ પુસ્તક—પંડિતજીનું 'ચાર તીર્થંકર'—વાચવાની અમે સૌ જિજ્ઞાસુઓને ભલામણ કરીએ છીએ

આ પુસ્તકમાં આપવામાં આવેલ વિષયો ઉપરાંત જૈનધર્મ-દર્શનને લગતા બીજા પણ અનેક વિષયો જાણવા જેવા છે, પણ પુસ્તકની પૃષ્ઠસંખ્યાની મર્યાદામાં રહીને જે કંઈ યોગ્ય સામગ્રી આપી શકાય તે પસંદ કરીને આપવાનો અમે પ્રયત્ન કર્યો છે આશા છે, જિજ્ઞાસુઓ તેમ જ અભ્યાસીઓને એ ઉપયોગી થઈ પડશે

| | |
|---|---|
| ૫-બ આનંદબાગ, અમદાવાદ-૬<br>સ્વાતંત્ર્યદિન ૧૯૬૨<br>શ્રાવણી પૂર્ણિમા ૨૦૧૮ | દલસુખ માલવણિયા<br>રતિલાલ દીપચંદ દેસાઈ |



# ભૂમિકા

'જૈનધર્મનો પ્રાણ" પુસ્તકનું આ નામ તેમાં તે જ નામના મુખ્ય લેખને આધારે આપવામાં આવ્યું છે અને તે સાર્થક છે. પૂજ્ય પંડિત શ્રી સુખલાલજીના લેખનની એ વિશેષતા છે કે તેઓ કોઈ પણ વિષયનું ઉપરચોટિયું નિરૂપણ કરવામાં રાચતા નથી. પણ પ્રતિપાદ્ય વિષયના હાર્દને પકડીને જ તેનું નિરૂપણ કરે છે. આથી આ પુસ્તકમાંનું સંસ્કૃતિ, ધર્મ, દર્શન, જૈનધર્મ, જૈન દર્શન, જૈન આચાર જેવા વિષયોનું પ્રતિપાદન તે તે વિષયના હાર્દને જ વિવેચન સ્પર્શે છે. ધર્મ આદિના બાહ્ય રૂપને તો સામાન્યપણે સૌ જાણતા હોય છે, કારણ કે તે નરી આંખે દેખાય તેવું રૂપ હોય છે, પણ એ બધા પાછળનું તત્ત્વ શું છે તેની જાણ ઓછા લોકોને હોય છે. આ પુસ્તકમાં જૈનધર્મના તત્ત્વની પ્રમાણની કે તેના હાર્દની જ વિશેષ ઓળખ આપવામાં આવી છે. આથી આ પુસ્તકમાં જૈન ધર્મ વિષે તેના અનુયાયીઓને પણ ઘણું નવું જાણવા મળશે અને

તેમના ઘણા શ્રમો ભાગી જશે જૈનેતરોને માટે તો આ પુસ્તક જૈન ધર્મના પરિચય માટે દીવા જેવું છે એમા શક નથી.

પંડિતજીના લેખનની બીજી વિશેષતા એ છે કે તેઓ ઇતિહાસ અને તુલનાને મહત્ત્વનું સ્થાન આપે છે. ધાર્મિક લોકો પોતાના ધર્મ વિષે ઊંડી સમજણ વિના જ એમ કહેતા હોય છે કે અમારો જ ધર્મ સૌથી પ્રાચીન છે અને શ્રેષ્ઠ છે પણ પંડિતજી ઇતિહાસ અને તુલના દ્વારા ધાર્મિકોની એ સમજને આંચકો આપીને નિર્મલ બનાવવા પ્રયત્ન કરે છે આથી ધર્મ વિષેની નિષ્ઠામા ઊણપ આવવાને બદલે તે જાગરૂક બની જાય છે અને ખરા તત્ત્વને પામીને તેની નિષ્ઠા વધારે દૃઢ જ બને છે. પંડિતજીની નિરૂપણપદ્ધતિથી વાચકમા વિવેક બુદ્ધિ જાગૃત થાય છે અને રૂઢ માન્યતાઓનું પરીક્ષણ કરીને હેયોપાદેયનો વિવેક ક્રમ્ય કરવા એ સમર્થ બને છે. આમ વાચકની શ્રદ્ધાને તેઓ હચમચાવીને એકવાર, તેના મૂળિયા હલાવી નાખે છે પણ તેમ કરવાનો એમનો ઉદ્દેશ વાચકને શ્રદ્ધાહીન બનાવવાનો નથી પણ તેની શ્રદ્ધાના મૂળને દૃઢ કરવાનો હોય છે વાચક ખરા અર્થમા શ્રદ્ધાળુ બને છે અને તેનો કદાગ્રહ દૂર થઈ જાય છે.

પંડિતજીના લેખનની આ બે વિશેષતાઓના મૂળમા તેમનું વિશાળ વાચન તો છે જ, પણ ઉપરાંત સ્વતંત્ર ચિંતન-મનન કરીને તેમણે જે એક વિશિષ્ટ દૃષ્ટિ કેળવી છે તે પણ છે. તે દૃષ્ટિ એ કે ધર્મો અને દર્શનોમા ભલે ભેદ દેખાતો હોય પણ એ ભેદ છતા તેમા રહેલ અભેદને શોધીને એ બધાનો સમન્વય કરવાની વૃત્તિ. આ સમન્વય ભાવનાને કારણે તેઓ ધર્મે ભલે જૈન રહ્યા અને એમણે જૈનધર્મના અભ્યાસી તરીકે ભલે પ્રસિદ્ધિ મેળવી પણ તેમના લખાણમા સર્વત્ર સમભાવ નજરે ચડે છે. ધર્મ જેવા નાજુક વિષયમા સમભાવ સાચવી લખવું એ અત્યંત કઠણ છે. છતા તેમણે કરેલું જૈનધર્મના હાર્દનું નિરૂપણ એક તટસ્થ વિદ્વાનને છાજે તેવું આ પુસ્તકમા મળે છે. આમા

જેમ જૈનધર્મના ભક્તે કરેલી અતિરંજના નથી તેમ તેના વિરોધીએ કરેલ દોષ દર્શન પણ નથી પણ વિવેચકે કરેલ જૈનધર્મના પ્રાણનુ નિરૂપણ છે

આ પુસ્તક તેમના વિશાળ લગભગ એક હજાર પાનાંના હિન્દી ગુજરાતી વ્યાખ્યાનોમાથી ચૂંટણી કરીને તૈયાર કરવામા આવ્યુ હોઈ વાચકની બધી અપેક્ષાને એ પૂરી ન પણ કરે પણ જૈનધર્મના હાર્દને તો તેના ખરા સ્વરૂપમા પ્રગટ કરે જ છે

જૈનધર્મનુ પ્રવર્તન કોઈ એક પુરુષને નામે શૈવ વૈષ્ણવ આદિની જેમ નથી ચડતુ પણ એ જિનો—ઇંદ્રિયના વિજેતાઓએ આચરેલ અને ઉપદેશેલ ધર્મનુ નામ છે આથી જૈનધર્મ કોઈ એક વ્યક્તિથી પ્રવર્તિત થયો છે કે કોઈ એક વ્યક્તિને જ તેમા દેવ તરીકે સ્થાન છે એમ નથી પણ જે કોઈ રાગ દ્વેષનો વિજેતા હોય તે જિન છે અને તેમનો ધર્મ તે જૈનધર્મ આવા જૈનધર્મના અનુયાયીઓ જૈન કહેવાય છે તેઓએ કાળક્રમે જેમનામા રાગ દ્વેષનો વિજય જોયો તેમને પોતાના ઇષ્ટદેવ તરીકે સ્વીકાર્યા અને એવા વિશિષ્ટ લોકોને તીર્થંકર એવુ નામ આપ્યુ આવા તીર્થંકરોની સખ્યા તેમને મતે ઘણી મોટી છે પણ આ કાળમા—આ યુગમા—ઋષભદેવથી માંડીને વર્ધમાન સુધીના ૨૪ તીર્થંકર પ્રસિદ્ધ છે બીજા મતોની જેમ તેઓ ઈશ્વરના અવતાર નથી કે અનાદિસિદ્ધ ઈશ્વર પણ નથી પરંતુ સામાન્ય મનુષ્યરૂપે જ જન્મ લઈને પૂર્વ સંસ્કારો પ્રબળ અને તે જ ભવમા વિશેષ પ્રકારની સાધના કરીને તીર્થંકર પદ પામ્યા છે એટલે તે તીર્થંકર એ આપણા મનુષ્યોમાના જ એક છે અને તેમનો સદેશ છે કે જે કોઈ તેમની જેમ યત્ન કરે તે તીર્થંકરપદને પામી શકે છે મનુષ્યમાત્રમા આ પ્રકારના આત્મવિશ્વાસની પ્રેરણા આપનાર એ તીર્થંકરો છે અન્ય ધર્મમા મનુષ્યથી જુદી જાતિના દેવો પૂજ્યતા પ્રાપ્ત કરે છે પણ જૈનધર્મમા મનુષ્ય એવી શક્તિને મેળવે છે જેથી દેવો પણ

તેમને પૂજે છે—

> धम्मो मंगलमुक्किट्ठं अहिंसा संजमो तवो ।
> देवा वि तं नमंसंति जस्स धम्मे सया मणो ॥

મનુષ્ય જાતિનું પદ ઉત્કૃષ્ટ છે એ મતલબનું મહાભારતમાં કહ્યું છે—'न मानुषात् श्रेष्ठतरं हि किंचित्'—(શાંતિપર્વ ૨૮૯-૨૦) મનુષ્યથી કોઈ શ્રેષ્ઠ નથી મનુષ્યની આવી પ્રતિષ્ઠા કરવામાં જૈન તીર્થંકરોનો ફાળો જેવો તેવો નથી જ્યાં સુધી તીર્થંકરોનો પ્રભાવ ન હતો ત્યાં સુધી ઇન્દ્રાદિ દેવોની પૂજા પ્રતિષ્ઠા આર્યો કરતા હતા અને અનેક હિંસક યજ્ઞોનું અનુષ્ઠાન કરી તેમને રીઝવી બદલામાં સંપત્તિ માગતા હતા તીર્થંકરોએ મનુષ્યની એ દીનતાને નિવારીને મનુષ્યનું ભાગ્ય મનુષ્યના જ હાથમાં સોંપ્યું અને ધાર્મિક માન્યતામાં નવજાગરણ આવ્યું મનુષ્ય પોતાના સામર્થ્યને ઓળખતો થયો અને એણે ઇન્દ્રાદિ દેવોની ઉપાસના છોડી દીધી પરિણામે વૈદિક આર્યોમાં પણ રામ અને કૃષ્ણ જેવા મનુષ્યો પૂજાવા લાગ્યા—પછી ભલે કાળક્રમે તેમને અવતારી પુરુષો બનાવી દીધા પણ મૂળ વાત એટલી સાચી છે કે દેવ કરતા પણ મનુષ્ય મહાન છે, એ સંદેશ તો તીર્થંકરોએ જ આર્યોને આપ્યો છે

તીર્થંકરોએ પ્રવર્તાવેલ ધર્મનું સ્વરૂપ શું છે? તેનું રૂપ શું છે? —એ એક શબ્દમાં કહેવું હોય તો 'અહિંસા' છે આચારમાં અહિંસાના બે રૂપ છે સંયમ અને તપ સંયમમાં સંવર-સંકોચ આવે છે—શરીરનો મનનો અને વાણીનો આથી તે નવા બંધનોમાં પડતો નથી અને તપથી તે જૂના ઉપાર્જિત બંધનોને કાપી નાખે છે આમ એક માત્ર અહિંસાના પાલનથી મનુષ્ય મુક્તિને મેળવી શકે છે

જીવનમાં અહિંસાનું પૂરેપૂરું પાલન કરવું હોય તો વિચારમાં અનેકાંતને અપનાવ્યા વિના ચાલે જ નહિ આથી અહિંસામાંથી જ

જૈનધર્મનો દાર્શનિક સિદ્ધાન્ત અનેકાંત ફલિત થયો છે વિચારના દ્વારો ખુલ્લા રાખો તમને બધાના વિચારોમાંથી સત્ય જડી આવશે— આ છે અનેકાંતનો અર્થ સત્યના આગ્રહી માટે સર્વપ્રથમ પોતાનો એ કદાગ્રહ કે 'મારુ તે જ સાચુ અને બીજુ જૂઠુ —એ છોડવો જ પડે એ ન છોડે ત્યા સુધી તે બીજાને અન્યાય જ કરશે અને તે જ તો હિસા છે આથી અહિંસકને માટે અનેકાંતવાદી થવુ અનિવાર્ય છે આથી જૈનધર્મમા જે દર્શનનો વિકાસ થયો તે એકાન્તવાદી નહિ પણ અનેકાંતવાદી દર્શનનો થયો છે

અહિંસાનો જીવન વ્યવહાર માટે જે આચાર તે જ જૈનધર્મ અને અહિંસાથી ફલિત થતુ દર્શન તે જૈન દર્શન આથી જૈનધર્મને અનુસરનાર શ્રમણના જીવન-વ્યવહારમા સ્થૂળ જીવની રક્ષાથી આગળ વધીને જે સૂક્ષ્મ જીવો છે જે નરી આંખે દેખાતા પણ નથી તેમની રક્ષાની પણ ભાવના છે અને એ ભાવનાને આધારે જ આચારના વિધિ નિષેધોની હારમાળા ઘડાઈ છે એને સપૂર્ણત અનુસરવાનો પ્રયત્ન શ્રમણો અને અશત અનુસરવાનો પ્રયત્ન શ્રાવકો કરે છે

આચારની પાછળ દર્શન ન હોય તો આચારની સાધનામા નિષ્ઠા આવતી નથી આથી દરેક ધર્મે જીવના બધ અને મોક્ષ તથા જીવનો જગત સાથેનો સબધ તથા જગતના સ્વરૂપ વિષે અનિવાર્ય રીતે વિચાર કરવો પડે છે એ અનિવાર્યતામાથી સમગ્ર જૈન દર્શન ઊભુ થયુ છે પ્રથમ કહેવાયુ તેમ જૈન દર્શનના વિચારની એ વિશેષતા છે કે તે સત્યની શોધ માટે તત્પર છે અને આથી જ સર્વ દર્શનોના સમૂહરૂપ જૈન દર્શન છે—એવો ઉદ્ઘોષ આચાર્ય જિનભદ્ર જેવા આચાર્ય કરી ગયા છે

જૈન દર્શનના મૂળ તત્ત્વો બે જ છે જીવ અને અજીવ એ બેનો વિસ્તાર પાચ અસ્તિકાયરૂપે છ દ્રવ્યરૂપે અથવા સાત તત્ત્વ કે નવ તત્ત્વરૂપે વર્ણવવામાં આવે છે ચાર્વાકો કેવળ અજીવને પાચ ભૂતરૂપે

**

આયુકર્મનો પણ ક્ષય કરે છે તેથી નિર્જરા—આંશિક છુટકારો—થાય છે અને અંતે એ મોક્ષ પામે છે

પૂજ્ય પંડિતજીની લેખનશૈલીની અને જૈનધર્મ તથા દર્શનની આટલી સંક્ષિપ્ત માહિતી વાચકને ઉપયોગી થાય એ દૃષ્ટિએ આપવામાં આવી છે આ સિવાય આ ભૂમિકા લખવાનો બીજો કોઈ આશય નથી આ એટલા માટે પણ જરૂરી હતું કે પંડિતજીએ જે જે વિવેચના કરી છે તે જૈનધર્મ અને દર્શનના મૌલિક તત્ત્વોનું સામાન્ય જ્ઞાન વાચકને છે જ એમ માનીને જ કરી છે

૫-બ, આનંદબાગ, અમદાવાદ-૬<br>૧૫મી ઓગસ્ટ ૧૯૬૨ } **દલસુખ માલવણિયા**



## સ્મૃતિશેષ બંધુ જગમોહનદાસ

ફૂલ આજે ખીલે છે, અને કાલે પોતાની માયા સંકેલી લે છે અને ઘણા લોકોના અંતરમાં એ વસી જાય છે!

ધન્ય જીવનને ભાળની વાતો ટૂંકી અવધિના ઓછાયા પડછાયા નડતા નથી એ તો જે જીવન જીવી જાણે એ કૃતાર્થ બની જાય— પછી એ ભલે કહે કે ઓહ! તેથી જ તો 'એક દિવસનું કમળ' એ મંગલ બની ગઈ છે!

ભાઈ જગમોહન પણ કમળની જેમ જીવ્યા અને પોતાની કીર્તિની સુવાસ મૂકીને અકાળે ચાલતા થયા!

અમે ચાર ભાઈ અને ચાર બહેનો. ચારે ભાઈઓમાં ભાઈશ્રી જગમોહનદાસ સૌથી નાના પણ અભ્યાસમાં તેજસ્વિતામાં ઉત્સાહમાં કર્તવ્યપરાયણતામાં અને નમ્રતામાં અમારા સૌથી ચડિયાતા!

અમારું મૂળ વતન ખેડા પણ વર્ષોથી અમારું કુટુંબ બહાર રહે છે. અમારા પૂજ્ય પિતાશ્રી એન્જિનિયર હતા અને એમનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે સૌરાષ્ટ્રમાં ગોંડલ અને હિંમતનગર હતું અને અમારા પૂજ્ય મામા શ્રી છોટુભાઈ કોરા તો એક નિષ્ણાત ગાયનેક હતા. એમનું કાર્યક્ષેત્ર મુખ્યત્વે મુંબઈ એટલે મુંબઈમાં તો એમના નામની ખૂબ સુવાસ ફેલાયેલી છે. એમના સ્મરણ નિમિત્તે મુંબઈમાં—બોરીવલીમાં ચાલતું કોરા કેન્દ્ર બહુ જાણીતું છે.

પિતાશ્રી અને કાકાશ્રીના ઉચ્ચ અભ્યાસ અને સંસ્કારના વારસાના બળે અમે બધાં ભાઈબહેનો કૉલેજની કેળવણી સુધી પહોંચી શક્યા

છીએ પણ અમારા પિતાશ્રી તો અમારી નાની વયે જ સ્વર્ગવાસી થયા હતા એટલે અમને સાચવવાની અને સરકારી બનાવવાની બધી જવાબદારી અમારા પૂજ્ય માતુશ્રીએ અને અમારા પૂજ્ય કાકાશ્રીએ સ્વીકારી લીધી હતી અમે બધા ભાઈબહેન આ બન્ને પૂજ્યોના જીવનભર ઋણી છીએ

ભાઈ જગમોહનદાસનો જન્મ સૌરાષ્ટ્રમાં જામનગરમાં તા ૨૪-૧૨-૧૯૨૬ ના રોજ થયો હતો એમણે મેટ્રિક સુધીનો અભ્યાસ ત્યાંમાં કર્યો હતો ત્યાર પછી તેઓએ વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરીને મુંબઈ યુનિવર્સિટીની બી એ ની અને તે પછી સ્કૂલ ઑફ ઇકોનોમિક્સમાં જોડાઈને એમ એ ની ડિગ્રી મેળવી હતી અને, પોતાની ઉજ્જ્વળ અને વિશેષ જવાબદારીભરી ભાવી કારકિર્દી માટે જાણે આટલો અભ્યાસ ઓછો હોય એમ પોદાર કૉલેજ ઑફ કૉમર્સમાં જોડાઈને એમણે બી કોમ ની પરીક્ષા પણ પસાર કરી હતી

આ રીતે ઉચ્ચ અભ્યાસ દ્વારા એક નિપુણ અર્થશાસ્ત્રી અને કાબેલ સંચાલક તરીકેની યોગ્યતા પ્રાપ્ત કર્યા બાદ ભાઈ જગમોહનદાસે શરૂઆતમાં મુંબઈની બે વ્યાપારી પેઢીઓમાં સફળતાપૂર્વક કામ કરી બતાવ્યું આથી એક બાજુ પોતાની સંચાલનશક્તિમાં તેમનો પૂરો આત્મવિશ્વાસ આવી ગયો અને બીજી બાજુ જેમને જેમને એમની સાથે કામ પડ્યું કે એમનો થોડો પણ પરિચય થવાનો અવસર મળ્યો એમને એમની વિશિષ્ટ સંચાલનશક્તિની તેમ જ એમની ધ્યેયનિષ્ઠા અને કોઈ પણ કામને પહોંચી વળવાની કાબેલિયતની પ્રતીતિ થઈ

એમની ભક્તિ નિષ્ઠા અને કાબેલિયત એમને વધારે માન અને જવાબદારીભર્યું સ્થાન તરફ લઈ ગઈ ૩૨ વર્ષ જેટલી યુવાન ઉંમરે તેઓ રાજસ્થાનમાંની એસોસીએટેડ સ્ટોન (કોટા) ઇન્ડસ્ટ્રીઝ નિ કંપનીના મૅનેજર અને સેક્રેટરી તરીકેના ભારે જવાબદારીવાળા પદે નિમાયા આ કંપની ખાણોમાંથી પથ્થરો કાઢવાનો ઉદ્યોગ મોટા પાયા પર ચલાવે છે

આ નવા અને એવડી જવાબદારીવાળા સ્થાને તો જાણે ભાઈ જગમોહનદાસની શક્તિ અને સફળતા એવડી રીતે ઝળકી ઊઠી એક બાજુ એમણે પોતાની કાર્યદક્ષતા અને કુશાગ્ર બુદ્ધિ તેમ જ અટપટા પ્રશ્નોમાં પણ ઝડપી નિર્ણય લેવાની વિશિષ્ટ શક્તિને લીધે કંપનીના ડાયરેક્ટરોના મન હરી લીધા તો બીજી બાજુ મિલનસાર સ્વભાવ હૈયાની મીઠાશ અને સરળતા વ્યવહારકુશળતા અને માનવતાના સદ્ગુણોથી પોતાની કંપનીમાં કામ કરતા મજૂરોના દિલ વશ કરી લીધાં ઈ કામેન સચા ક માટે પણ અત્યારના સમયમાં માલિક અને મજૂર બન્નેનાં ગજ કરી બન્નેના દિલ હરી લેવાનું કામ ભારે મુશ્કેલ છે ભાઈ જગમોહનદાસે પોતાના વિશિષ્ટ વ્યક્તિત્વથી એ મુશ્કેલ કામને આસાન કરી બતાવ્યું હતું એ એમની ચિરસ્મરણીય વિશેષતા છે

અને આટલું જ શા માટે? જે પ્રદેશને એમણે પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું હતું એ સમગ્ર જમશેદપુરની સામાન્ય જનતામાં પણ તેઓ સાકરમાં સાકરની જેમ ભળી ગયા હતા અને અવસર મળતા એની પોતાથી બનતી સેવા કરવાનું કદી ચૂકતા ન હતા આને લીધે તેઓ એ પ્રદેશની સામાન્ય જનતામાં પણ એટલા જ લોકપ્રિય અને આદરપાત્ર બની રહ્યા હતા

પણ એ દિવસ એવું દુર્ભાગ્ય લઈને ઊગ્યો કે એમની આવી બધી સત્પ્રવૃત્તિઓ થંભી ગઈ વિ સં ૨૦૧૪ના ચૈત્રવદી ૧૩ મુજબ તા ૧૪-૪-૧૯૫૮ના રોજ તેઓ કંપનીને કામે મોટરમાં બોપાન તરફ જતા હતા ત્યારે વચમાં એમની મોટરને અકસ્માત થયો અને તેઓ સ્વજનો સ્નેહીઓ મિત્રો અને પ્રશંસકોને વિલાપ કરતા મૂકીને સદાને માટે વિદાય થઈ ગયા!

આવા અનેક શક્તિઓના પુંજ સમા સ્વર્ગસ્થ કુટુંબની જ નહીં પણ જે જે કાર્યક્ષેત્રમાં એમણે પ્રવેશ કર્યો એ કાર્યક્ષેત્રની પણ આવા

સભા અનેક ઉમંગોથી ભરેલા ભાઈનો ૩૬ વર્ષની ભરયુવાનવયે અમાળ સ્વર્ગવાસ એ અમારા કુટુંબને માટે વજ્રપાત કે હોનારત જેવી કારમી ઘટના હતી! પણ આ માટે વિધાતાનો શો વાંક કાઢીએ? અમારા ભાગ્ય જ એવાં નમળા કે જેનો અહીં ખપ હતો એનો બીજી દુનિયાને પણ ખપ પડ્યો!

ભાઈ જગમોહનદાસની ખોટ અમારા કુટુંબને માટે તો કદી ન પૂરી શકાય એવી મોટી છે પણ એમણે સહૃદયતા અને માનવતાની ભાવનાથી પ્રેરાઈને સામાન્ય જનતાની જે કાંઈ થોડી ઘણી સેવા બજાવી હતી એને લીધે એમની ખોટ એક સામાજિક ખોટ પણ બની ગઈ છે!

એમને અંજલિ આપવાને રામગંજમંડીના નાગરિકોએ શોકસભા ભરી હતી, અને પોતાના આવા એક હિતચિંતકને કેવળ શબ્દોથી અંજલિ આપીને સંતોષ નહીં માનતા એમના સ્મરણ નિમિત્તે સારી એવી રકમ ભેગી કરીને, શ્રી કોરા માનમંદિરની સ્થાપના કરી હતી આમાં વધારે નોંધપાત્ર બીના તો એ છે કે આ કાર્યની શુભ શરૂઆત કંપનીના મજૂરોએ પોતાની આવકના દસ ટકા એ ફાળામાં આપીને કરી હતી. પ્રભુ! પ્યારા એવા નાના બાળકની કેળવણીની આ સંસ્થા ભાઈશ્રી જગમોહનદાસે પ્રાપ્ત કરેલ સદ્ભાવ અને લોકચાહનાનું સ્મારક બની રહેશે

આ દુઃખદ ઘટના અમારા માટે પ્રેરક બની અને બંધુસ્મરણથી કેવળ હમેશાં દુખી થવાને બદલે એમના સ્મરણ નિમિત્ત શ્રી જગમોહનદાસ કોરા સ્મારક પુસ્તકમાળાનો આ નાનો સરખો સ્મૃતિદીપ પ્રગટાવવાની અમને ભાવના થઈ

સ્વર્ગવાસી બંધુનો આ સ્મૃતિદીપ અમને વધુ ને વધુ સત્કાર્યનો પ્રેરક બનો એ જ પ્રાર્થના!

**કાંતિલાલ કોરા**


અનુક્રમ

શ્રી જગમોહનદાસ કોરા સ્મારક પુસ્તકમાળાના
અન્ય પ્રકાશનો

## ૧ ચાર તીર્થંકર

લેખક પંડિત શ્રી સુખલાલજી
ભગવાન ઋષભદેવ, નેમિનાથ પાર્શ્વનાથ અને
મહાવીરસ્વામીના જીવન ઉપર વિશિષ્ટ પ્રકાશ
પાડતા લેખોનો સંગ્રહ

## ૨ ધૂપસુગંધ

નામાંકિત લેખકોની સંસ્કારપોષક અને રસદાયક
૧૮ વાર્તાઓનો સંગ્રહ

## ૩ પદ્મપરાગ

લેખક રતિલાલ દીપચંદ દેસાઈ
ભગવાન પાર્શ્વનાથનો અભિનવ અહિંસા-પ્રયોગ
તેમ જ ભગવાન મહાવીરના જીવનના એકવીસ
પાવન પ્રસંગો આલેખતી તેમ જ બીજી રસપૂર્ણ
ધર્મકથાઓનો સંગ્રહ

મૂલ્ય દરેકનું-દોઢ રૂપિયો


અશોક કાંતિલાલ કોરા
૪૮, ગોવાલિયા ટેંક રોડ, મુંબઈ-૨૬
ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીમાર્ગ, અમદાવાદ

શ્રી જગમોહનદાસ કોરા સ્મારક પુસ્તકમાળાના
અન્ય પ્રકાશનો

## ૧ ચાર તીર્થંકર

લેખક પંડિત શ્રી સુખલાલજી
ભગવાન ઋષભદેવ, નેમિનાથ પાર્શ્વનાથ અને
મહાવીરસ્વામીના જીવન ઉપર વિશિષ્ટ પ્રકાશ
પાડતા લેખોનો સંગ્રહ

## ૨ ધૂપસુગંધ

નામાંકિત લેખકોની સંસ્કાર પોષક અને રસપ્રદ
૧૮ વાર્તાઓનો સંગ્રહ

## ૩ પદ્મપરાગ

લેખક રતિલાલ દીપચંદ દેસાઈ
ભગવાન પાર્શ્વનાથનો અભિનવ અહિંસા-પ્રયોગ
તેમ જ ભગવાન મહાવીરના જીવનના અંતિમ
પાવન પ્રસંગો આલેખતી તેમ જ બીજી સંપૂર્ણ
ધર્મકથાઓનો સંગ્રહ

મૂલ્ય દરેકનુ-દોઢ રૂપિયો

અશોક કાંતિલાલ કોરા
૪૮, ગોવાલિયા ટેંક રોડ, મુંબઈ-૨૬
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીમાર્ગ, અમદાવાદ

धम्मो मगलमुक्किट्ठ अहिंसा सजमो तवो।
देवा वि त नमसति जस्स धम्मे सया मणो॥

—दशवैकालिकसूत्र

# ૧

# પૂર્વભૂમિકા

## [ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિ વગેરેની સામાન્ય સમજૂતી]

### (૧) ધર્મ, તત્ત્વજ્ઞાન અને સંસ્કૃતિ

જ્ઞાન અને વિદ્યા એ માત્ર બહુ વાચનથી જ મળી જાય છે એમ નથી. ઓછું કે વધુ વાચવું એ રુચિ, શક્તિ અને સમય વગેરેનો સવાલ છે. પણ જેમ જેનું ઓછું વાચવા છતાં બને વધારે સિદ્ધિ અને લાભ મેળવવો હોય તો, તેની અનિવાર્ય શરત એ છે કે મનને ખુલ્લું રાખવું અને સત્યજિજ્ઞાસાની સિદ્ધિમાં કોઈ પણ પૂર્વગ્રહોને કે રૂઢ સંસ્કારોને આડે આવવા દેવા નહિ. મારો અનુભવ એમ કહે છે કે આ માટે સૌથી પહેલાં નિર્ભયતાની જરૂર છે. ધર્મનો કાંઈ પણ ખરો અને ઉપયોગી અર્થ થતો હોય તો તે નિર્ભયતા સાથેની સત્યની શોધ છે. તત્ત્વજ્ઞાન એ સત્યશોધનો એક માર્ગ છે અને ગમે તે વિષયનું અધ્યયન કરતા હોઈએ છતાં ધર્મ અને તત્ત્વજ્ઞાનનો સંબંધ રહેવાનો જ છે. એ બન્ને વસ્તુઓ કોઈ વાડામાં બંધાતી નથી. મનનાં બધાં દ્વારો સત્ય માટે ખુલ્લાં હોય અને નિર્ભયતા એની પૃષ્ઠભૂમિમાં હોય તો જે કાંઈ વિચારીએ કે કરીએ તે બધું જ તત્ત્વજ્ઞાન કે ધર્મમાં સમાઈ જાય છે.

જીવનમાંથી મેલ અને નબળાઈ દૂર કરવી અને તેને સ્થાને સત્ય, ઋજુ, સ્વચ્છતા તેમ જ સામંજસ્યપૂર્ણ બળ આણવું એ જ

જીવનની સાચી સંસ્કૃતિ છે આ જ વસ્તુ પ્રાચીન કાળથી દરેક દેશ અને જાતિમાં ધર્મને નામે પ્રસિદ્ધ છે આપણા દેશમાં સંસ્કૃતિની સાધના હજારો વર્ષ પહેલાંથી શરૂ થયેલી અને આજે પણ ચાલે છે આ સાધના માટે ભારતનું નામ સુવિખ્યાત છે સાચી સંસ્કૃતિ સિ માનવના કે રાષ્ટ્રીના નથી સરજાતી કે નથી ટકતી વ્યક્તિની બધી શક્તિઓ સિદ્ધિઓ અને પ્રવૃત્તિઓ એકમાત્ર સામાજિક કલ્યાણની દિશામાં યોજાય ત્યારે જ ધર્મ યા સંસ્કૃતિ ચરિતાર્થ થાય છે ધર્મ સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનની વિકૃત સમજ દૂર કરવા અને સૈકાઓ-જૂના વહેમોનું મૂળ ઉચ્છેદવા વાસ્તે પણ સંસ્કૃતિની સાચી અને ઊંડી સમજ આવશ્યક છે

[દઅચિ૦ ભા૦ ૧, પૃ૦ ૭]

## [૨] તત્ત્વજ્ઞાન અને ધર્મનો સંબંધ

તત્ત્વજ્ઞાન એટલે સત્યશોધનના પ્રયત્નમાંથી ફલિત થયેલા અને ફલિત થતા સિદ્ધાંતો ધર્મ એટલે એવા સિદ્ધાંતોને અનુસરીને જ નિર્માણ થયેલો વૈયક્તિક તેમ જ સામૂહિક જીવનવ્યવહાર એ ખરું છે કે એક જ વ્યક્તિ કે સમૂહની યોગ્યતા તેમ જ શક્તિ સદા એકસરખી નથી હોતી તેથી ભૂમિકા અને અધિકારભેદ પ્રમાણે ધર્મમાં અંતર હોવાનું એટલું જ નહિ પણ ધર્માચરણ વધારે પુરુષાર્થની અપેક્ષા રાખતું હોવાથી તે ગતિમાં તત્ત્વજ્ઞાનથી પાછળ પણ રહેવાનું છતાં જો આ બંનેની દિશા જ મૂળમાં જુદી હોય તો તત્ત્વજ્ઞાન ગમે તેટલું ઊંડું અને ગમે તેવું સાચું હોય છતાં ધર્મ એના પ્રકાશથી વંચિત જ રહે અને પરિણામે માનવતાનો વિકાસ અટકે તત્ત્વજ્ઞાનની શુદ્ધિ, વૃદ્ધિ અને પરિપાક જીવનમાં ધર્મને ઉતાર્યા સિવાય સંભવી જ ન શકે એ જ રીતે તત્ત્વજ્ઞાનના અવલંબન વિનાનો ધર્મ, જડતા તેમ જ વહેમથી મુક્ત થઈ ન શકે એટલા માટે બન્નેમાં દિશાભેદ હોવો ઘાતક છે

[દઅચિ૦ ભા૦ ૧, પૃ૦ ૨૦૨]

## [૩] ધર્મનું બીજ

ધર્મનું બીજ શું છે અને એનું પ્રારંભિક સ્વરૂપ શું છે?

આપણે સૌ અનુભવ કરીએ છીએ કે આપણામાં જિજીવિષા છે. જિજીવિષા કેવળ મનુષ્ય કે પશુપક્ષી સુધી જ મર્યાદિત નથી; એ તો ઝીણામાં ઝીણા કીટ પતંગ અને એકેંદ્રિય જેવા જંતુઓમાં પણ છે. જિજીવિષાના ગર્ભમાં જ સુખની જ્ઞાત અજ્ઞાત અભિલાષા અનિવાર્ય રીતે રહેલી છે. જ્યાં સુખની અભિલાષા છે ત્યાં પ્રતિકૂળ વેદના કે દુઃખથી બચવાની વૃત્તિ જરૂર હોય છે. આ જિજીવિષા, સુખની અભિલાષા અને દુઃખના પ્રતિકારની ઇચ્છામાં જ ધર્મનું બીજ રહેલું છે.

કોઈ નાનું કે મોટું પ્રાણી એકલું પોતામાં જ જીવવા ઇચ્છે તો જીવી ન શકે અને એવું જીવન વિતાવી પણ ન શકે. એને પોતાના નાનામોટા સજાતીય જૂથનો આશ્રય લીધા વિના ચેન નથી પડતું. જેવી રીતે એ પોતાના જૂથમાં રહીને એના આશ્રયે સુખનો અનુભવ કરે છે તેવી જ રીતે વખત આવ્યે પોતાના જૂથની બીજી વ્યક્તિઓને પોતાથી બનતી મદદ આપીને પણ એ સુખનો અનુભવ કરે છે. કીડી, મધમાખી અને ઊધઈ જેવા ક્ષુદ્ર જંતુઓનું વૈજ્ઞાનિક નિરીક્ષણ કરનારાઓએ આવી વસ્તુસ્થિતિનું વિસ્તારથી વર્ણન કર્યું છે. આટલી ઝીણવટમાં નહીં ઊતરનાર સામાન્ય નિરીક્ષક પણ પક્ષીઓ અને વાંદરા જેવાં પ્રાણીઓ ઉપરથી જોઈ શકે છે કે પોપટ, મેના, કાગડા વગેરે પક્ષીઓ કેવળ પોતાનાં સંતાનો માટે જ નહીં બલ્કે પોતાની જાતિના જૂથ ઉપરના સંકટને સમયે પણ એનું નિવારણ કરવા માટે કેવા જીવસટોસટના પ્રયત્ન કરે છે અને પોતાના જૂથનો આશ્રય લેવાનું કેવી રીતે પસંદ કરે છે! કોઈ વાંદરાના બચ્ચાને પકડી લઈએ, અને પછી જોઈએ કે કેવળ એની મા જ નહીં પણ એ જૂથના નાનામોટા બધા વાંદરા એને બચાવવાનો કેવો પ્રયત્ન કરે છે! એ જ રીતે પક

ગેતુ બન્યુ પણ ફક્ત પોતાની મા તરફ જ નહી પણ બીજા વાદરાઓ તરફ પણ પોતાને બચાવવા માટે કૂદકુ નાખી દે છે। પશુ પક્ષીઓમા રોજનો બની ગયેલો આ બનાવ આમ તો બહુ પરિચિત અને સાવ સામાન્ય જેવો છે, પણ એમા સૂક્ષ્મ રૂપે એક સત્ય સમાયેલુ છે

એ સત્ય એ છે કે કોઈ પ્રાણીની જિજીવિષા એના જીવનથી અળગી નથી થઈ શકતી અને જિજીવિષાની તૃપ્તિ ત્યારે જ થાય છે કે જ્યારે પ્રાણી પોતાના નાના મોટા જૂથમા રહીને એની મદદ મેળવે અને એને મદદ કરે જિજીવિષાની સાથે અનિવાર્ય રીતે સંકળાયેલ આ પોતાની જાતિના જૂથની મદદ લેવાની ભાવનામા જ ધર્મનુ બીજ સમાયેલુ છે સમુદાયમા રહ્યા વગર તેમ જ એની મદદ લીધા વગર જો જીવનધારી પ્રાણીની જીવવાની ઇચ્છા સતુષ્ટ થાત તો ધર્મની ઉત્પત્તિનો સભવ જ ન હતો આ દૃષ્ટિએ જોતા, એ વાતમા જરાય સદેહ નથી રહેતો કે ધર્મનુ બીજ આપણી જિજીવિષામા છે અને એ જીવન વિકાસની પ્રાથમિકમા પ્રાથમિક સ્થિતિમા પણ મોજૂદ હોય છે—ભલે પછી એ અજ્ઞાન કે અવ્યક્ત અવસ્થા જ કેમ ન હોય

હરણ જેવા સુકોમળ સ્વભાવના જ નહિ, બકે જગલી પાડા અને ગેડા જેવા કઠોર સ્વભાવવાળા પશુઓમા પણ જોવામા આવે છે કે એ બધાય પોતપોતાના જૂથ બાંધીને રહે છે અને જીવે છે આને આપણે ચાહે આનુવંશિક સસ્કાર માનીએ કે ચાહે પૂર્વજ ઉપાર્જિત પણ વિકસિત માનવજાતિમા પણ આ સામુદાયિક વૃત્તિ અવશ્ય જોવામા આવે છે જ્યારે પુરાતન કાળનો માનવી જગલી અવસ્થામા હતો ત્યારે અને જ્યારે આજનો માનવી સભ્ય લેખાય છે ત્યારે પણ આ સામુદાયિક વૃત્તિ એકસરખી અખડ જોવામા આવે છે હા, એટલો ફેર જરૂર છે કે જીવનવિકાસની અમુક ભૂમિકા સુધી સામુદાયિક વૃત્તિ એટલી એકસરખી નથી હોતી કે જેટલી વિકસિત બુદ્ધિશાળી ગણાતા માનવીમા છે આપણી ભાવનાની કે અલ્પ ભાવનાવાળી સામાજિક

વૃત્તિને પ્રવાહિક કે ઔઘિક [પ્રવાહથી ચાલી આવતી કે ઓઘ સંજ્ઞાથી માની લીધેલી] કહી શકીએ છીએ પણ એ વૃત્તિ જ ધર્મબીજનો આધાર છે એમાં જરાય શક નથી. આ ધર્મબીજનું સામાન્ય અને સંક્ષિપ્ત રૂપ એ જ છે કે વ્યક્તિગત તેમ જ સામુદાયિક જીવનને માટે જે અનુકૂળ હોય તે કરવું અને જે પ્રતિકૂળ હોય એને ટાળવું કે એનાથી બચવું.

[દઔચિ૰ ખ૰ ૧, પૃ૰ ૫]

## [૪] ધર્મનું ધ્યેય

ધર્મનું ધ્યેય શું હોવું જોઈએ? કઈ વસ્તુને ધર્મના ધ્યેય તરીકે સિદ્ધાન્તમાં, વિચારમાં અને વર્તનમાં સ્થાન આપવાથી ધર્મની સફળતા અને જીવનની વિશેષ પ્રગતિ સાધી શકાય?

આનો જવાબ એ કે દરેકને પોતાના વૈયક્તિક અને સામાજિક કર્તવ્યનું ઠીક ઠીક ભાન, કર્તવ્ય પ્રત્યેની જવાબદારીમાં રસ અને એ રસને મૂર્ત કરી દેખાડવા જેટલા પુરુષાર્થની જાગૃતિ હોવી એ જ ધર્મનું ધ્યેય બનાવું જોઈએ. જો ઉક્ત તત્ત્વોને ધર્મના ધ્યેય તરીકે સ્વીકારી તેના ઉપર ભાર આપવામાં આવે તો પ્રજાજીવન સમગ્રપણે પલટો ખાય.

[દઅચિ૰ ભા૰ ૧ પૃ૦ ૬૪]

## [૫] ધર્મ વિચારની સંપત્તિ

આધ્યાત્મિક ધર્મ એ કોઈ એક વ્યક્તિના જીવનમાંથી નાના મોટા સ્રોતરૂપે પ્રગટ થાય છે અને તે આસપાસના માનવસમાજની ભૂમિકાને પ્લાવિત કરે છે. એ સ્રોતનું બળ કે પ્રમાણ ગમે તેટલું હોય છતાં તે સામાજિક જીવનની ભૂમિકાને અમુક અંશે જ આર્દ્ર કરે છે. ભૂમિકાની એ અધૂરી ભીનાશમાંથી અનેક કીટાણુ જન્મે છે અને તે પોતાની આધારભૂત ભૂમિકાને જ ભરખે છે. એવામાં વળી

કોઈ બીજી વ્યક્તિમા ધર્મનો સ્રોત ઉદ્‌ભવે છે, અને તે પ્રથ
ક્રીટાણુજન્ય સ ાને ધોઈ નાખવા મથે છે આ બીજો સ્રોત પ્રથ
સ્રોત ઉપર બાઝેલી લીનને ધોઈ નાખી જીવનની ભૂમિકામા વા
કેનમાથી આપ મૂકે છે તેથી એ આપના બીજા થર ઉપર લીન જ
ક ઓ ક્યારેક કાનક્રમે ત્રીજી વ્યક્તિમા પ્રભવેન ધર્મસ્રોત એ
માર્જન કરી નાખે છે આવી રીતે માનવજીવનની ભૂમિકા પર ધર્મ
સ્રોતના અનેક પ્રવેગો વહેતા રહે છે, અને એ રીતે ભૂમિકા વિશેષ
ને વિનોદ યોગ્ય તેમ જ ફળરૂપ બનતી જાય છે

ધર્મસ્રોતનુ પ્રકટીકરણ એ કોઈ એક દેશ કે એક જાતિની
વૈક સપત્તિ નથી એ તો માનવજાતિરૂપ એક વૃક્ષની જુદી જુદી
શાખા પર ઉદ્‌ભવનાર સુફળ છે તેનો પ્રભાવ હીન ભલે વિ ન
વ્યક્તિમા પણ તે દ્વારા સમુદાયમા અમુક અગે વિકાસ અવશ્ય
થાય છે

[ દ અચિ૦ ભા૦ ૧, પૃ૦ ૨૮ ]

[ ૬ ] ધર્મના બે સ્વરૂપ બાહ્ય અને આભ્યતર

ધર્મના બે રૂપો છે એક તો નજરે ચડે તેવુ અને બીજુ
જરે ન ચડે પણ માત્ર મનથી સમજી શકાય તેવુ પહેલા રૂપને
ર્મનો દેહ અને બીજા રૂપને તેનો આત્મા કહી શકાય

દુનિયાના બધા ધર્મોનો ઇતિહાસ કહે છે કે બધા ધર્મોને દેહ
ર હોય છે પહેલા એ જોઈએ કે એ દેહ શાથી બને છે? દરેક
મોના ધર્મપથનુ અવલોકન કરીએ તો આટલી બાબતો તો
ાધારણ જેવી છે શાસ્ત્ર તેને રચનાર અને સમજાવનાર પડિત
, તીર્થ, મદિર આદિ પવિત્ર લેખાતા સ્થળો અમુક જાતની
ા અગર ખાસ જાતના ક્રિયાકાડો એવા ક્રિયાકાડો અને
ાઓને યોજનાર અને તે ઉપર નભનાર એક વર્ગ સર્વ ધર્મ
અદર એક અથવા બીજે રૂપે ઉપર જણાવેલી વસ્તુઓ

મળી આવે છે અને તે જ તે તે ધર્મપંથનો દેહ છે હવે જોવું રહ્યું કે ધર્મનો આત્મા એ શું છે? આત્મા એટલે ચેતના કે જીવન. સત્ય પ્રેમ નિઃસ્વાર્થપણું ઉદારતા અને વિવેક વિનય આદિ સદ્ગુણો તે ધર્મનો આત્મા છે દેહ ભલે અનેક અને જુદા જુદા હોય, પણ આત્મા સર્વત્ર એ જ હોય છે એક જ આત્મા અનેક દેહો દ્વારા વ્યક્ત થાય છે અથવા એમ કહીએ કે એક જ આત્મા અનેક દેહોમાં જીવન પોષે છે જીવન વહાવે છે

[ દઅચિ૦ ભા૦ ૧, પૃ૦ ૧૨૨ ]

* * *

ધર્મ એટલે સત્યની તાલાવેલી અને વિવેકી સમભાવ તેમ જ એ બે તત્ત્વોની દોરવણી નીચે ઘડાતો જીવનવ્યવહાર આ જ ધર્મ પારમાર્થિક છે બીજા જે વિધિનિષેધો ક્રિયાકાંડો ઉપાસનાના પ્રકારો વગેરે ધર્મની કોટિમાં ગણાય છે તે બધા જ વ્યાવહારિક ધર્મો છે અને તે ત્યાં લગી અને તેટલે જ અંશે યથાર્થ ધર્મના નામને પાત્ર છે જ્યાં લગી અને જેટલે અંશે તે ઉક્ત પારમાર્થિક ધર્મ સાથે અભેદ સંબંધ ધરાવતા હોય છે પારમાર્થિક ધર્મ એ જીવનની મૂલગત તેમ જ અદૃશ્ય વસ્તુ છે તેનો અનુભવ કે સાક્ષાત્કાર તો ધાર્મિક વ્યક્તિને જ થાય છે, જ્યારે વ્યાવહારિક ધર્મ દૃશ્ય હોઈ પરપ્રત્યેય છે પારમાર્થિક ધર્મનો સંબંધ ન હોય તો ગમે તેટલા જૂના અને બહુસંમત બધા જ ધર્મો વસ્તુતઃ ધર્માભાસ જ છે

[ દઅચિ૦ ભા ૧ પૃ ૨૮ ]

* * -

ધર્મનાં બે સ્વરૂપો છે પરંતુ તાત્ત્વિક જેમાં સામાન્યતઃ કોઈનો મતભેદ નથી તે સદ્ગુણાત્મક બીજું વ્યાવહારિક જેમાં જાતજાતના મતભેદો અનિવાર્ય છે તે બાહ્યપ્રવૃત્તિરૂપ જેઓ તાત્ત્વિક અને વ્યાવહારિક ધર્મ વચ્ચેનો ભેદ સ્પષ્ટપણે સમજે છે, જેઓ

તાત્ત્વિક અને વ્યાવહારિક ધર્મના સંબંધ વિશે વિચારી જાણે છે ટૂંકમાં તાત્ત્વિક અને વ્યાવહારિક ધર્મના યોગ્ય પૃથક્કરણની તેમ જ બળાબળની ચાવી જેઓને લાધી છે, તેમને વ્યાવહારિક ધર્મના મતભેદો ક્લેશવર્ધક તરીકે સ્પર્શી નથી શકતા આનો સાર એ નીકળ્યો કે જો ધર્મ વિશેની ખરી સ્પષ્ટ સમજ હોય તો કોઈ પણ મતભેદ ક્લેશ જન્માવી ન શકે ખરી સમજ હોવી એ એક જ ક્લેશવર્ધક મતભેદના નિવારણનો ઉપાય છે આ સમજનું તત્ત્વ પ્રયત્નથી મનુષ્યજાતિમાં વિસ્તારી શકાય છે તેથી એવી સમજ મેળવવી કે કેળવવી એ ઇષ્ટ છે

શુદ્ધ વૃત્તિ અને શુદ્ધ નિષ્ઠા નિર્વિવાદપણે ધર્મ છે, જ્યારે બાહ્ય વ્યવહારોના ધર્માધર્મપણામાં મતભેદો છે તેથી બાહ્ય આચારો કે વ્યવહારો નિયમો કે રીતરિવાજોની ધર્મ્યતા કે અધર્મ્યતાની કસોટી એ તાત્ત્વિક ધર્મ જ હોઈ શકે

[દઅચિં૦ ભા૦ ૧, પૃ૦ ૫૨-૫૪]

## [૭] ધર્મદૃષ્ટિ અને તેનું ઊર્ધ્વીકરણ

ઊર્ધ્વીકરણનો અર્થ છે શુદ્ધીકરણ તેમ જ વિસ્તારીકરણ ધર્મદૃષ્ટિ જેમ જેમ શુદ્ધ થાય અને શુદ્ધ કરાય તેમ જ તેનો વિસ્તાર થાય અર્થાત્ માત્ર વ્યક્તિગત ન રહેતાં તેનું જેમ જેમ સામુદાયિક રૂપ નિર્માણ થાય, તેમ તેમ તેનું ઊર્ધ્વીકરણ થાય છે એમ સમજવું જોઈએ એને જ Sublimation કહેવામાં આવે છે

જિજીવિષા યા જીવનવૃત્તિ અને ધર્મદૃષ્ટિ એ બન્ને પ્રાણીમાત્રમાં સહજ અને સહચારી છે ધર્મદૃષ્ટિ વિના જીવનવૃત્તિ સંતોષાતી નથી અને જીવનવૃત્તિ હોય તો જ ધર્મદૃષ્ટિનું અસ્તિત્વ સંભવે છે આમ છતાં મનુષ્ય અને ઇતર જીવજગત વચ્ચેની સ્થિતિ નોખી નોખી છે પશુ પક્ષી અને કીડી ભ્રમર જેવી અનેક પ્રાણીજાતિઓમાં આપણે જોઈએ છીએ કે તે તે પ્રાણી માત્ર પોતાના દૈહિક જીવન અર્થે જ

પ્રવૃત્તિ નથી ; તું પણ તે પોતપોતાના નાના મોટા જૂથ, દળ કે વર્ગ માટે કાંઈ ને કાંઈ કરે જ છે. આ એની એક રીતે ધર્મવૃત્તિ થઈ પણ આ ધર્મવૃત્તિના મૂળમાં જાતિગત પરંપરાથી ચાલ્યો આવતો એક રૂઢ સંસ્કાર હોય છે. એની સાથે એમાં સમજણ કે વિવેકનું તત્ત્વ વિકસ્યું નથી હોતું. એની શક્યતા પણ નથી હોતી. તેથી એ ધર્મવૃત્તિને ધર્મદૃષ્ટિની કોટિમાં મૂકી ન શકાય.

મનુષ્યપ્રાણી જ એવું છે જેમાં ધર્મદૃષ્ટિના બીજ સ્વરૂપ રીતે પડેલાં છે. એનાં બીજોમાં એની જ્ઞાન અને જિજ્ઞાસાવૃત્તિ, સંકલ્પ શક્તિ અને સારાનરસાનો વિવેક કરવાની શક્તિ, તેમ જ ધ્યેયને સિદ્ધ કરવાનો પુરુષાર્થ આ મુખ્ય છે. મનુષ્ય જેટલું ભૂતકાળનું સ્મરણ અન્ય કોઈ પ્રાણીમાં નથી. એના જેટલો ભૂતકાળનો વારસો સાચવવાની અને આગલી પેઢીઓને એ વારસો વધારા સાથે આપવાની કળા પણ કોઈમાં નથી. તે એકવાર કાંઈપણ કરવાનો સંકલ્પ કરે તો તે તેને સાધે જ છે અને પોતાના નિર્ણયોને પણ ભૂલ જણાતાં બદલે અને સુધારે છે. એના પુરુષાર્થની તો કોઈ સીમા જ નથી. તે અનેક નવાનવા ક્ષેત્રોને ખોજે અને ખેડે છે. મનુષ્યજાતની આ શક્તિ તે જ તેની ધર્મદૃષ્ટિ છે.

પરંતુ મનુષ્યજાતિમાં અત્યારે ધર્મદૃષ્ટિના વિકાસની જે ભૂમિકા જણાય છે તે એકાએક સિદ્ધ થઈ નથી. આનો સાક્ષી ઇતિહાસ છે. એડવર્ડ કેર્ડ નામના વિદ્વાને ધર્મવિકાસની ભૂમિકાઓનો નિર્દેશ ટૂંકમાં આ રીતે કર્યો છે: We look out before we look in and we look in before we look up. આનંદશંકર ધ્રુવે એનું ગુજરાતી આ રીતે કર્યું છે : 'પ્રથમ બહિર્દૃષ્ટિ પછી અન્તર્દૃષ્ટિ અને છેવટે ઊર્ધ્વદૃષ્ટિ. પ્રથમ ઈશ્વરનું દર્શન બાહ્ય સૃષ્ટિમાં થાય પછી અન્તરાત્મામાં (કર્તવ્યનું ભાન વગેરેમાં) થાય અને છેવટે ઉભયની એકતામાં થાય.' જૈન પરિભાષામાં એને બહિરાત્મા, અન્તરાત્મા અને પરમાત્માની અવસ્થા કહી શકાય.

મનુષ્ય ગોય શક્તિશાળી કેમ ન હોય પણ તે સ્થૂલમાંથી અર્થાત્ દ્રવ્યમાંથી સૂક્ષ્મમાં અર્થાત્ ભાવમાં પ્રગતિ કરે છે ગ્રીસમાં શિલ્પ, સ્થાપત્ય કાવ્ય નાટક તત્ત્વજ્ઞાન ગણિત આદિ કળાઓ અને વિદ્યાઓનો એક કાળે અદ્ભુત વિકાસ થયેલો એવે વખતે જ એક ખ્રિસ્તમાં અમળ રીતે ધર્મદૃષ્ટિ માણસજાતને આપી કે એના પ્રમાણમાં ગ્રીકોની એ એસ્થેટિક કળાઓ અને વિદ્યાઓનું મૂલ્ય જ ધર્મદૃષ્ટિના ગજથી બદલી નાખ્યું અને એની એ ધર્મદૃષ્ટિ આજે તો ચોમેર સત્કારાય છે

યહોવાહે મૂસાને આદેશ આપ્યો ત્યારે એ માત્ર યહૂદી લોકોના ઉદ્ધાર પૂરતો હતો અને બીજી સમકાલીન જાતિઓનો એમાં વિનાશ પણ સૂચવાતો હતો પરંતુ એ જ જાતિમાં ઈશુ ખ્રિસ્ત પાક્યો અને ધર્મદૃષ્ટિએ જુદું જ રૂપ લીધું ઈશુએ ધર્મની બધી જ આજ્ઞાઓને અંદર અને બહારથી શોધી તેમ જ દેશકાળના ભેદ વિના સર્વત્ર લાગુ કરી શકાય એવી ઉદાત્ત બનાવી આ બધા પહેલાં પણ ઈરાનમાં જરથુસ્ત્રે નવું દર્શન આપેલું જે અવેસ્તામાં સચિત છે અંદરોઅંદર લડી મરતા અને જાતજાતના વહેમના ભોગ થયેલા આરબ કબીલાઓને સાધવાની અને કાંઈક વહેમમુક્ત કરવાની ધર્મદૃષ્ટિ મહંમદ પેગંબરમાં વિકસી

પરંતુ ધર્મદૃષ્ટિના વિકાસ અને ઊર્ધ્વીકરણની મુખ્ય કથા તો મારે ભારતીય પરંપરાઓને અનુસરી દર્શાવવાની છે વેદોનાં ઉષસ, વરુણ અને ઇન્દ્ર આદિ સૂક્તોમાં ઋષિઓની સૌંદર્યદૃષ્ટિ પરાક્રમ પ્રત્યેનો અહોભાવ અને કોઈ દિવ્ય શક્તિ પ્રત્યેની ભક્તિ જેવાં મંગળ તત્ત્વો વાંચીએ છીએ, પણ એ કવિઓની ધર્મદૃષ્ટિ મુખ્યપણે સકામ છે તેથી જ તેઓ દિવ્ય શક્તિ પાસેથી પોતાની પોતાના કુટુંબની અને પશુ આદિ પરિવારની આબાદીની માગણી કરે છે અને બહુ બહુ તો લાંબુ જીવન પ્રાર્થે છે સકામતાની આ ભૂમિકા બ્રાહ્મણકાળમાં વિકસે છે

તેમા ઐહિક ઉપરાન્ત પારલૌકિક ભોગ સાધવાના નવનવા માર્ગો યોજાય છે

પરંતુ આ સકામ ધર્મદૃષ્ટિ સમાજને વ્યાપી રહી હતી તેવામા જ, એકાએક ધર્મદૃષ્ટિનુ વલણ બદલાતુ દેખાય છે કોઈ તપસ્વી યા ઋષિને સૂઝ્યુ કે આ બીજા લોકના સુખભોગો વાંછ્યા અને તે પણ પોતાપુરતા અને બહુ બહુ તો પરિવાર યા જનપદ પૂરતા, તેમ જ બીજા કરતા વધારે ચડિયાતા તો આ કાંઈ ધર્મદૃષ્ટિ કહેવાય નહિ. ધર્મદૃષ્ટિમા કામનાનુ તત્ત્વ હોય તો તે એક અધૂરાપણુ જ છે આ વિચારમાથી નવુ પ્રસ્થાન શરૂ થયુ અને એનો જાદુ વ્યાપક બન્યો ઈ. સ. પૂર્વેના આસો કે હજાર વર્ષ જેટલા જૂના યુગમા અકામ ધર્મદૃષ્ટિના અનેક આવિષ્કારો થતા દેખાય છે ઉપનિષદો એ જ ધર્મદૃષ્ટિનુ નિરૂપણ કરે છે જૈન બૌદ્ધ આદિ સંઘોનો તો પાયો જ એ દૃષ્ટિમા છે આ અકામ ધર્મદૃષ્ટિ એ અન્તર્ગામી દૃષ્ટિ યા ધર્મજિજ્ઞાસાની બીજી ભૂમિકા છે આમા મનુષ્ય પ્રથમ પોતાની જાતને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે અને સમગ્ર વિશ્વ સાથે તાદાત્મ્યભાવ કેળવવા મથે છે આમા ઐહિક અને પારલૌકિક એવા કોઈ સ્થૂલ ભોગની વાન્છાનો આદર છે જ નહિ

કુટુંબ અને સમાજમા નિષ્કામના સાધી ન શકાય એ વિચારમાથી એકાન્તવાસ અને અનગારભાવની વૃત્તિ જોર પકડે છે અને આવી વૃત્તિ એ જ જાણે નિષ્કામના હોય યા વાસનાનિવૃત્તિ હોય એવી રીતે એની પ્રતિષ્ઠા જામે છે કામતૃષ્ણાની નિવૃત્તિ યા શુદ્ધીકરણનુ સ્થાન મુખ્યપણે પ્રવૃત્તિત્યાગ જ લે છે અને જાણે જીવન જીવવુ એ એક પાપ કે શાપ હોય તેવી મનોવૃત્તિ સમાજમા વિસ્તરે છે આવે વખતે વળી અકામ ધર્મદૃષ્ટિનુ સંસ્કરણ થાય છે ઈશાવાસ્ય ઘોષણા કરે છે કે આખુ જગત આપણા જેવા ચૈતન્યથી ભરેલુ છે, તેથી જ્યા જોઈએ ત્યા બીજા પણ ભોગીઓ તો છે જ વસ્તુભોગ એ કાંઈ મૂળગત

દોષ નથી, એ જીવન માટે અનિવાર્ય છે. એટલું જ કરો કે બીજાની સગવડનો ખ્યાલ રાખી જીવન જીવો અને કોઈના ધન પ્રત્યે ન લોભાઓ. પ્રાપ્ત કર્તવ્ય કર્યે જાઓ અને જિવાય તેટલું જીવવા ઇચ્છો. આમ કરવાથી નથી કોઈ મમતૃષ્ણાનું બંધન નડવાનું કે નથી બીજો કોઈ લેપ લાગવાનો. ખરેખર ઈશાવાસ્યે નિષ્કામ ધર્મદૃષ્ટિનો અંતિમ અર્થ શાથી મનુષ્યજાતને ધર્મદૃષ્ટિના ઊર્ધ્વીકરણ તરફ પ્રયાણ કરવામાં ભારે મદદ કરી છે. ગીતાના ભવ્ય મહેલનો પાયો ઈશાવાસ્યની જ સૂઝ છે.

મહાવીરે તૃષ્ણાદોષ અને તેમાંથી ઉદ્ભવતા બીજા દોષો નિર્મૂળ કરવાની દૃષ્ટિએ મહતી સાધના કરી. બુદ્ધ પણ પોતાની રીતે એવી જ સાધના કરી. પરંતુ સામાન્ય સમાજે એમાંથી એટલો જ અર્થ લીધો કે તૃષ્ણા, હિંસા, ભય આદિ દોષો ટાળવા. લોકોની દોષો ટાળવાની વૃત્તિએ આ ન કરવું, તે ન કરવું એવા અનેકવિધ નિવર્તક યા નકારાત્મક ધર્મો પોષ્યા, વિકસાવ્યા અને વિધાયક—ભાવાત્મક ધર્મ વિકસાવવાની બાજુ લગભગ આખા દેશમાં ગૌણ બની ગઈ. આવી દશા હતી ત્યારે જ વળી મહાયાનભાવના ઉદયમાં આવી. અશોકના ધર્મશાસનમાં એનું દર્શન થાય છે. પછી તો અનેક ભિક્ષુકો પોતપોતાની રીતે એ ભાવના દ્વારા પ્રવર્તક ધર્મો વિકસાવે જતા હતા. છઠ્ઠા સૈકાના ગુજરાતમાં થયેલ શાંતિદેવે તો ત્યાં સુધી કહી દીધું કે દુનિયા દુઃખી હોય અને મોક્ષને ઝંખીએ, એવો અરસિક મોક્ષ શા કામનો? મધ્યકાળ અને પછીના ભારતમાં અનેક સંતો, વિચારકો અને ધર્મદૃષ્ટિના શોધકો થતા આવ્યા છે, પણ આપણે આપણા જ જીવનમાં ધર્મદૃષ્ટિનું જે ઊર્ધ્વીકરણ જોયું છે અને અત્યારે પણ જોઈએ છીએ, તે અત્યાર લગી વિશ્વમાં થયેલ ધર્મદૃષ્ટિના વિકાસનું સર્વોપરિ સોપાન હોય એમ જણાયા વિના રહેતું નથી.

[દઅચિ૰ ભા૰ ૧ પૃ૰ ૭૨-૭૫]

[૮] બે ધર્મસંસ્થાઓ ગૃહસ્થાશ્રમકેન્દ્રિત અને સંન્યાસકેન્દ્રિત

આપણા દેશમાં મુખ્યપણે બે પ્રકારની ધર્મસંસ્થાઓ ચાલી આવે છે કે જેના મૂળ તથાગત બુદ્ધ અને નિર્ગ્રંથનાથ મહાવીરથી પણ જૂના છે. આમાંની એકના કેન્દ્રમાં ગૃહસ્થાશ્રમ છે અને બીજીના કેન્દ્રમાં સંન્યાસ કે પરિવ્રજ્યા છે. પહેલી સંસ્થાનું પોષણ અને સંવર્ધન મુખ્યત્વે વૈદિક બ્રાહ્મણો દ્વારા થયું છે કે જેમનો ધર્મવ્યવસાય ગૃહ્ય અને શ્રૌત યજ્ઞયાગાદિ તેમ જ એને અનુકૂળ સંસ્કારોને અનુસરીને ચાલતો રહ્યો છે.

બીજી સંસ્થા શરૂમાં અને મુખ્યત્વે બ્રાહ્મણેતર એટલે કે વૈદિકેતર—ખાસ કરીને શ્રમણધારાના બ્રાહ્મણોથી જુદા—વર્ગ દ્વારા આવિર્ભાવ પામી છે. આજે તો આપણે ચાર આશ્રમના નામથી એટલા બધા સુપરિચિત છીએ કે રખે એમ સમજે છે કે ભારતની પ્રજા પહેલાથી જ ચાર આશ્રમની સંસ્થાની ઉપાસક હતી. પણ ખરી રીતે એવું નથી. ગૃહસ્થાશ્રમકેન્દ્રિત અને સંન્યાસાશ્રમકેન્દ્રિત એવી બન્ને સંસ્થાઓના પરસ્પરના સંઘર્ષ તથા આચાર વિચારોની આપલેમાંથી આ ચાર આશ્રમની સંસ્થાનો વિચાર અને આચાર સ્થિર થયો છે.

જેઓ ગૃહસ્થાશ્રમકેન્દ્રિત સંસ્થાને જીવનનું મુખ્ય અંગ માનતા હતા, તેઓ સંન્યાસનો કેવળ વિરોધ જ નહીં અનાદર સુધ્ધાં કરતા હતા. બીજી બાજુ સંન્યાસકેન્દ્રિત સંસ્થાના પક્ષપાતી સંન્યાસ ઉપર એટલો બધો ભાર આપતા હતા કે જાણે એ સમાજનું જીવન સર્વસ્વ જ હોય. બ્રાહ્મણો વેદ અને વેદાશ્રિત કર્મકાંડોને આધારે જીવન વ્યતીત કરતા રહ્યા. જે ઉદ્દેશ્યો દ્વારા ગૃહસ્થાશ્રમમાં જ સંભવિત છે, તેથી તેઓ ગૃહસ્થાશ્રમની પ્રધાનતા, ગુણવત્તા તેમ જ સર્વોપયોગિતા ઉપર ભાર દેતા આવ્યા. જેમને માટે વેદાશ્રિત કર્મકાંડનો જીવનમાર્ગ સીધી રીતે ઉઘાડો ન હતો અને જેઓ વિચારરુચિ અને ધર્મરુચિ ધરાવતા હતા, એમણે ધર્મજીવનના બીજા દ્વાર

ઉધાડયા, જેમાથી ક્રમે ક્રમે આરણ્યક ધર્મ, તાપસધર્મ કે ટાગોરની ભાષામા 'તપોવન'ની સસ્કૃતિનો વિકાસ થયો છે, જે સત સસ્કૃતિનુ મૂળ છે એવા પણ વૈદિક બ્રાહ્મણ થઈ ગયા, કે જે સત સસ્કૃતિના પણ મુખ્ય સ્તભ મનાય છે બીજી બાજુ વેદ અને વેદાગ્નિ કર્મ કાડોમા ભાગ લઈ શકવાનો અધિકાર નહી ધરાવના એવા એવા બ્રાહ્મણેતરો પણ થઈ ગયા કે જેમણે ગૃહસ્થાશ્રમકેન્દ્રિત ધર્મસસ્થાને જ મુખ્ય માની છે પણ એટલુ નિશ્ચિત છે કે ઉભય બ ને સસ્થા ઓનો સમન્વય ચાર આશ્રમના રૂપમા જ થયો આજે કટ્ટર કર્મકાડી મીમાસક બ્રાહ્મણ સુધ્ધા સન્યાસની અવગણના નથી કરી શકતો એ જ રીતે સન્યાસનો ભારે પક્ષપાતી પણ ગૃહસ્થાશ્રમની ઉપયોગિતાનો ઇન્કાર નથી કરી શકતો

[દઔચિ૦ ખ૦ ૧ પૃ૦ ૩૮-૩૯]

## [૯] ધર્મ અને બુદ્ધિ

આજ સુધી કોઈ પણ વિચારકે એમ નથી કહ્યુ કે ધર્મની ઉત્પત્તિ અને એનો વિકાસ બુદ્ધિ સિવાય બીજા પણ કોઈ તત્ત્વથી થઈ શકે છે પ્રત્યેક ધર્મ-સપ્રદાયનો ઇતિહાસ એમ જ કહે છે કે અમુક બુદ્ધિશાળી પુરુષ દ્વારા જ એ ધર્મની ઉત્પત્તિ કે શુદ્ધિ થઈ ધર્મના ઇતિહાસ અને એના સચાલકના વ્યાવહારિક જીવનને જોઈને આપણે એક જ નિષ્કર્ષ ઉપર પહોચીએ છીએ કે બુદ્ધિનુ તત્ત્વ જ ધર્મનુ ઉત્પાદક એનુ સશોધક પોષક અને પ્રચારક બન્યુ છે અને બની શકે છે

શુ ધર્મ અને બુદ્ધિ વચ્ચે વિરોધ છે? આના જવાબમા ટૂકમા એટલુ જ કહી શકાય કે એમની વચ્ચે ન કોઈ વિરોધ છે કે ન હોઈ શકે છે જો સાચે જ કોઈ ધર્મમા એમની વચ્ચે વિરોધ માનવામા આવે તો આપણે એમ જ કહેવુ પડે કે એ બુદ્ધિવિરોધી ધર્મ સાથે અમારે કશી લેવાદેવા નથી. આવા ધર્મનો સ્વીકાર કરવાને

ખરી રીતે ધર્મ અને સંસ્કૃતિ વચ્ચે કોઈ અંતર નથી હોવું જોઈએ જે વ્યક્તિ કે જે સમાજ સંસ્કૃત ગણાતા હોય, એ જો ધર્મવિમુખ હોય તો પછી જંગલીપણામાં અને સંસ્કૃતિમાં ફેર શો? આમ ખરી રીતે માનવસંસ્કૃતિનો અર્થ ધાર્મિક કે ન્યાય સંપન્ન જીવનવ્યવહાર જ થાય છે પણ સામાન્ય જગતમાં સંસ્કૃતિનો આવો અર્થ કરવામાં નથી આવતો લોકો સંસ્કૃતિનો અર્થ માનવીએ કરેલી વિવિધ કળાઓ જુદી જુદી શોધો અને જુદી જુદી વિદ્યાઓ કરે છે પરંતુ આ કળાઓ આ શોધો અને આ વિદ્યાઓ હંમેશા માનવસમાજના કલ્યાણની દૃષ્ટિથી કે વૃત્તિથી જ પ્રગટ થાય છે, એવો કોઈ નિયમ નથી આપણે ઇતિહાસને આધારે એ જાણીએ છીએ કે અનેક કળાઓ અનેક શોધો અને અનેક વિદ્યાઓની પાછળ હંમેશા લોકકલ્યાણનો કોઈ શુદ્ધ ઉદ્દેશ હોય છે એવું નથી અને છતાં આ વસ્તુઓ સમાજમાં આવે છે અને સમાજ પણ એમનું હૃદય પૂર્વક સ્વાગત કરે છે આ રીતે આપણે જોઈએ છીએ અને વ્યવહારમાં પણ અનુભવીએ છીએ, કે જે વસ્તુ માનવીની બુદ્ધિ અને એના એકાગ્ર પ્રયત્ન દ્વારા સર્જાય છે, અને માનવસમાજને જૂની ભૂમિકા ઉપરથી નવી ભૂમિકાએ દોરી જાય છે એ સંસ્કૃતિની કોટિમાં આવે છે એની સાથે શુદ્ધ ધર્મનો કોઈ અનિવાર્ય સંબંધ હોય એવો કોઈ નિયમ નથી એટલા માટે જ સંસ્કૃત કહેવાતી અને મનાતી જાતિઓ પણ અનેક રીતે ધર્મવિમુખ જોવામાં આવે છે

[દઔચિ૦ ૫૦૧ ૫૦૯]

### [૧૨] ધર્મ અને નીતિ વચ્ચે ફેર

જે બંધન કે જે કર્તવ્ય ભય કે સ્વાર્થમૂલક હોય છે તે નીતિ અને જે કર્તવ્ય ભય કે સ્વાર્થમૂલક નહિ પણ શુદ્ધ કર્તવ્ય ખાતર જ હોય છે, અને જે કર્તવ્ય માત્ર યોગ્યતા ઉપર જ અવલંબિત હોય છે તે ધર્મ નીતિ અને ધર્મ વચ્ચેનો આ તફાવત કંઈ નાનોસૂનો

નથી. જો આપણે જરીક ઊંડા ઊતરીને તપાસીશું તો સ્પષ્ટ દેખાશે કે નીતિ એ સમાજના ધારણ અને પોષણ માટે આવશ્યક છે. પણ તેનાથી સમાજનું સંશોધન થતું નથી. સંશોધન એટલે શુદ્ધિ અને વૃદ્ધિ એટલે જ ખરો વિકાસ. એ સમજ જો વાસ્તવિક હોય તો એમ કહેવું જોઈએ કે એવો વિકાસ ધર્મને જ આભારી છે. જે સમાજમાં ઊંડો ફેલાયેલો ધર્મ જેટલે અંશે વધારે અનુસરાતો હોય તે સમાજ તેટલે અંશે ચઢિયાતો.

[દઅચિં૦ ભાગ ૧, પૃ૦ ૪૪]

## [૧૩] ધર્મ અને પંથ

પહેલામાં એટલે ધર્મમાં અંતર્દર્શન હોય છે. એટલે તે આત્માની અંદરથી જાગે છે અને તેમાં જ ઊંડું ઊતરાવે છે કે તે તરફ જ માણસને વાળે છે, જ્યારે બીજામાં એટલે પંથમાં બહિર્દર્શન હોય છે, એટલે તે બહારના વાતાવરણમાંથી જ અને દેખાદેખીમાંથી જ આવેલ હોય છે. તેથી બહાર જ નજર કરાવે છે અને માણસને બહારની બાજુ જોવામાં જ રોકી રાખે છે.

ધર્મ એ ગુણજીવી અને ગુણાવલંબી હોવાથી તે આત્માના ગુણો ઉપર જ રહેલો હોય છે, જ્યારે પંથ એ રૂપજીવી અને રૂપાવલંબી હોવાથી તેનો બધો આધાર બહારના રૂપરંગ અને ઠાઠમાઠ ઉપર હોય છે.

પહેલામાં એકતા અને અભેદના ભાવો ઊઠે છે અને સમાનતાની ઊર્મિઓ ઊઠે છે, જ્યારે બીજામાં ભેદ અને વિષમતાની તરાડો પડતી અને વધતી જાય છે. એટલે પહેલામાં માણસ બીજા સાથેનો પોતાનો ભેદ ભૂલી અભેદ તરફ જ ઝૂકે છે અને બીજાના દુઃખમાં પોતાનું સુખ વીસરી જાય છે. ધર્મમાં મન એટલે સાચા જીવનની ઝાંખી થવાથી તેની વ્યાપકતા સામે માણસને પોતાની જાત અલ્પ જેવી જ ભાસે છે, જ્યારે પંથમાં એથી ઊલટું છે. એમાં ગુણ કે

વૈભર ન પણ હોય એના માણસ પોતાને બીજાથી મોટો માને છે અને તેમ મનાવવા યત્ન કરે છે એમા નમ્રતા હોય તો તે બનાવટી હોય છે અને તેથી તે માણસને મોટાઈનો જ ખ્યાલ પૂરો પાડે છે એની નમ્રતા એ મોટાઈને માટે જ હોય છે સાચા જીવનની ઝાંખી ન હોવાથી અને ગુણોની અનન્તતાનું તેમ જ પોતાની પામરતાનું ભાન ન હોવાથી પથમા પડેલો માણસ પોતામાં લઘુતા અનુભવી શકતો જ નથી માત્ર તે લઘુતા ગાયા કરે છે

ધર્મમા દૃષ્ટિ સત્યની હોવાથી તેમા બધી બાજુ જોવા-જાણવાની ધીરજ અને બધી જ બાજુઓને સહી લેવાની ઉદારતા હોય છે પથમા એમ નથી હોતું તેમા દૃષ્ટિ સત્યાભાસની હોવાથી તે એ જ—અને તે પણ પોતાની—બાજુને સર્વ સત્ય માની બીજી બાજુ જોવા-જાણવા તરફ વલણ જ નથી આપતી અને વિરોધી બાજુઓને સહી લેવાની કે સમજી લેવાની ઉદારતા પણ નથી અપતી

ધર્મમા પોતાનું દોષદર્શન અને બીજાઓના ગુણનું દર્શન મુખ્ય હોય છે જ્યારે પથમા તેથી ઊલટું છે પથવાળો માણસ બીજાના ગુણો કરતા દોષો જ ખાસ જોયા તેમ જ ગાયા કરે છે અને પોતાના દોષો કરતા ગુણો જ વધારે જોયા તેમ જ ગાયા કરે છે અથવા તો એની નજરે પોતાના દોષો ચડતા જ નથી

ધર્મગામી કે ધર્મનિષ્ઠ માણસ પ્રભુને પોતાની અંદર જ અને પોતાની આસપાસ જ જુએ છે તેથી તેને ભૂલ અને પાપ કરતા પ્રભુ જોઈ જશે એવો ભય લાગે છે તેની શરમ આવે છે જ્યારે પથગામી માણસને પ્રભુ વૈકુઠમા કે મુક્તિસ્થાનમા હોવાની શ્રદ્ધા હોય છે, એટલે તે ભૂલ કરતા પ્રભુથી પોતાને વેગળો માની, જાણે કોઈ જાણતુ જ ન હોય તેમ નથી કોઈથી ભય ખાતો કે નથી શરમાતો એને ભૂલનુ દુખ સાલતુ જ નથી અને સાલે તોયે ફરી ભૂલ ન કરવાને માટે નહિ

ધર્મમા ચારિત્ર ઉપર જ પગ નીતુ ધોરણ હોવાથી તેમા જાતિ લિંગ ઉમર ભેખ ચિહ્નો ભાષા અને બીજી તેવી બહારની વસ્તુઓને સ્થાન જ નથી જ્યારે પથમા એ જ બાહ્ય વસ્તુઓને સ્થાન હોય છે અને એની મુખ્યતામા ચારિત્ર ભાઈ જાય છે ઘણીવાર તો લોકોમા જેની પ્રતિષ્ઠા ન હોય એવી જાતિ એવુ લિંગ, એવી ઉમર કે એવા વેશ કે ચિહ્નવાળામા જો ખાસુ ચારિત્ર હોય તોપણ પથમા પડેલ માણસ તેને લક્ષમા લેતા જ નથી અને ઘણીવાર તો તેવાને તરછોડી પણ નાખે છે

ધર્મમાં વિશ્વ એ એક જ ચોકો છે તેમા બીજા કોઈ નાના ચોકા ન હોવાથી આભડછેટ જેવી વસ્તુ જ નથી હોતી અને હોય છે તો એટલુ જ કે તેમા પોતાનુ પાપ જ માત્ર આભડછેટ લાગે છે જ્યારે પથમા ચોકાવૃત્તિ એવી હોય છે કે જ્યા દેખો ત્યા આભડછેટની ગધ આવે છે અને તેમ છતા ચોકાવૃત્તિનુ નાક પોતાના પાપની દુર્ગધ સુધી પહોંચતુ જ નથી! તને પોતે માનેલુ એ જ સુવાસવાળુ અને પોતે ચાલતો હોય તે જ રસ્તો શ્રેષ્ઠ લાગે છે અને તેથી તે બીજે બધે બગો અને બીજામા પોતાના પથ કરતા ઊતરતાપણુ અનુભવે છે

ટૂકમા કહીએ તો ધર્મ માણસને રાતદિવસ પોષાતા ભેદસસ્કારોમાથી અભેદ તરફ ધકેલે છે અને પથ એ પોષાતા ભેદમા વધારે અને વધારે ઉમેરો કરે છે અને કયારેક દૈવયોગે અભેદની તક કોઈ આણે તો તેમા તેને સતાપ થાય છે ધર્મમા દુન્યવી નાનીમોટી તકરારો (જર જોરુ જમીનના અને નાનમમોટપના ઝઘડાઓ) પણ શમી જાય છે જ્યારે પથમા ધર્મને નામે જ અને ધર્મની ભાવના ઉપર જ તકરારો ઊભી નીકળે છે એમા ઝઘડા વિના પથની રક્ષા જ નથી દેખાતી

પથો રહ્યા છે અને રહેશે પણ તેમા સુધારવા જેવુ કે કરવા

જેવુ હોય તો તે એટલું જ છે કે તેમાથી વિખૂટો પડેલો ધર્મનો આત્મા તેમા ફરી આપણે પૂરવો એટલે આપણે કોઈ પણ પંથના હોઈએ છતા તેમા ધર્મના તત્ત્વો સાચવીને જ તે પંથને અનુસરીએ અહિંસાને માટે હિંસા ન કરીએ અને સત્યને માટે અસત્ય ન બોલીએ પંથમા ધર્મનો પ્રાણ ફૂકવાની ખાસ શરત એ છે કે દૃષ્ટિ સત્યાગ્રહી હોય સત્યાગ્રહી હોવાના લક્ષણો ટૂકમા આ પ્રમાણે છે —

(૧) પોતે જે માનતા અને કરતા હોઈએ તેની પૂરેપૂરી સમજ હોવી જોઈએ અને પોતાની સમજ ઉપર એટલો બધો વિશ્વાસ હોવો જોઈએ કે બીજાને સચોટતાથી સમજાવી શકાય

(૨) પોતાની માન્યતાની યથાર્થ સમજ અને યથાર્થ વિશ્વાસની કસોટી એ છે કે બીજાને તે સમજાવતા જરા પણ આવેશ કે ગુસ્સો ન આવે અને તે સમજાવતી વખતે પણ એની ખૂબીઓની સાથે જ જો કાઈ ખામીઓ દેખાય તો તેની પણ વગર સકોચે કબૂલાત કરતા જવુ

(૩) જેમ પોતાની દૃષ્ટિ સમજાવવાની ધીરજ તેમ બીજાની દૃષ્ટિ સમજવાની પણ તેટલી જ ઉદારતા અને તત્પરતા હોવી જોઈએ બને અથવા જેટલી બાજુઓ જાણી શકાય તે બધી બાજુઓની સરખામણી અને બળાબળ તપાસવાની વૃત્તિ પણ હોવી જોઈએ એટલુ જ નહિ પણ પોતાની બાજુ નબળી કે ભૂલભરેલી ભાસતા તેનો ત્યાગ તેના પ્રથમના સ્વીકાર કરતા વધારે સુખપ્રદ મનાવો જોઈએ

(૪) કોઈ પણ આખુ સત્ય દેશ કાળ કે સસ્કારથી પરિમિત નથી હોતુ માટે બધી બાજુઓ જોવાની અને દરેક બાજુમા જો ખડ સત્ય દેખાય તો તે બધાનો સમન્વય કરવાની વૃત્તિ હોવી જોઈએ

[દઅચિ૦ ભા૦ ૧, પૃ૦ ૩૬-૩૯]

## [૧૪] દર્શન અને સપ્રદાય

એ વિચાર કરવો ઉચિત લેખાશે કે દર્શનનો અર્થ શું કરવામા આવે છે અને ખરી રીતે એનો અર્થ શુ હોઈ શકે? એ જ રીતે

એ વાતની વિચારણા કરી પણ ... છે અને એની સાથે દર્શનનો ... સાંપ્રદાયિક સંબંધના પરિણામે દર્શનમાં ...

આશ્રય આપ્યો ... રૂપ ઘણુ ...

સામાન્ય રીતે બધાય એમ જ સમજતા દર્શનનો અર્થ કે તત્ત્વનો સાક્ષાત્કાર બધાય સાંપ્રદાયિક દર્શનને સાક્ષાત્કાર રૂપ જ માનતા આ એ થાય છે કે સાક્ષાત્કાર એટલે શું ? આનો જવાબ શકે કે સાક્ષાત્કાર એનું નામ છે કે જેમાં ભ્રમ કે સ... ન ન હોય અને જે તત્ત્વનો સાક્ષાત્કાર થયો હોય એમાં પ... મતભેદ કે વિરોધ ન હોય જો દર્શનની આવી સાક્ષાત્કારાત્મ... વ્યાખ્યા સૌને માન્ય હોય તો બીજો સવાલ એ થાય છે કે અનેક સંપ્રદાયાશ્રિત જુદાં જુદાં દર્શનોમાં એક જ તત્ત્વની બાબતમાં આટલા ભિન્ન ભિન્ન મતભેદ કેમ ? અને એમાં જેનું સમાધાન થઈ ન શકે એવો પરસ્પર વિરોધ કેવો ? આ શંકાનું સમાધાન કરવાનો આપણી પાસે એક જ રસ્તો છે કે આપણે દર્શન શબ્દનો કંઈક જુદો અર્થ સમજીએ એનો જે સાક્ષાત્કારરૂપ અર્થ કરવામાં આવે છે અને જે લાંબા સમયથી શાસ્ત્રોમાં પણ લખેલો મળે છે એ અર્થ જો યથાર્થ છે તો મારા અભિપ્રાય પ્રમાણે એ બધાય દર્શનોને નિર્વિવાદ અને અસંદિગ્ધરૂપે માન્ય એવા નીચેના આધ્યાત્મિક પ્રમેયોમાં જ ઘટી શકે છે —

(૧) પુનર્જન્મ (૨) એનું કારણ (૩) પુનર્જન્મને ગ્રહણ કરનાર કોઈ તત્ત્વ (૪) સાધનવિશેષ દ્વારા પુનર્જન્મના કારણોનો નાશ

આ પ્રમેયોને સાક્ષાત્કારના વિષયો માનવામાં આવે છે કોઈ તપસ્વી દ્રષ્ટા કે દ્રષ્ટાઓને ક્યારેક ને ક્યારેક આ તત્ત્વોનો સાક્ષાત્કાર થયો હશે, એમ કહી શકાય કેમ કે અત્યાર સુધી કોઈ પણ આધ્યાત્મિક દર્શનમાં આ અને એના જેવાં તત્ત્વો સંબંધમાં ન તો મતભેદ પ્રગટ થયો છે અને ન એમાં કોઈએ વિરોધ દર્શાવ્યો છે પણ ઉપર સૂચવેલ

પ્રમેયોના વિશેષ વિશેષ સ્વરૂપની બાબતમાં તેમ જ જેવું હોય તેવા વિચારણામાં બધાય મુખ્ય મુખ્ય દર્શનો વચ્ચે અને અનેક ક્યારેક તો એક જ દર્શનની અનેક શાખાઓ વચ્ચે, એટલો બધો મતભેદ અને વિરોધ શાસ્ત્રોમાં જોવામાં આવે છે કે એને જોઈને તટસ્થ સમાલોચક એમ ક્યારેય ન માની શકે કે કોઈ એક કે બધા સંપ્રદાયોના વિગતવાર મતવ્યો સાક્ષાત્કારનો વિષય બન્યા હોય જો આ મતવ્યોનો સાક્ષાત્કાર થયો હોય તો એ કયા સંપ્રદાયના? કોઈ એક સંપ્રદાયના પ્રવર્તકને વિગતોની બાબતમાં સાક્ષાત્કાર કરનાર-દ્રષ્ટા સાબિત કરવાનું કામ બહુ મુશ્કેલ છે તેથી બહુ બહુ તો ઉપર જણાવેલ મૂળ પ્રમેયોના સંબંધમાં 'દર્શન'નો અર્થ સાક્ષાત્કાર માની લીધા પછી એ પ્રમેયોની વિગતોની બાબતમાં દર્શનનો અર્થ કંઈક જુદો જ કરવો પડશે.

વિચાર કરતાં લાગે છે કે 'દર્શન'નો બીજો અર્થ 'સબળ પ્રતીતિ' એવો કરવો જ બરાબર છે શબ્દોના અર્થોના જુદા જુદા સ્તરો હોય છે 'દર્શન'ના અર્થનો આ બીજો સ્તર છે આપણે વાચક ઉમાસ્વાતિના तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् એ સૂત્રમાં તથા એની વ્યાખ્યાઓમાં આ બીજો સ્તર સ્પષ્ટ રૂપે જોઈએ છીએ વાચકજીએ સ્પષ્ટ રૂપે કહ્યું છે કે પ્રમેયોની શ્રદ્ધા એનું નામ જ દર્શન છે અહીં એ વાત ક્યારેય ભૂલવી ન જોઈએ કે શ્રદ્ધાનો અર્થ છે સબળ પ્રતીતિ કે વિશ્વાસ નહીં કે સાક્ષાત્કાર શ્રદ્ધા કે વિશ્વાસ એ સંપ્રદાયમાં સાક્ષાત્કારને જીવંત રાખવાની એક ભૂમિકાવિશેષ છે જેને મે 'દર્શન'નો બીજો સ્તર કહેલ છે

આમ તો દરેક દેશના ચિંતકોમાં સંપ્રદાય જોવામાં આવે છે યુરોપના તત્ત્વચિંતનની જન્મભૂમિ ગ્રીસના ચિંતકોમાં પણ પરસ્પર વિરોધી અનેક સંપ્રદાયો હતા પણ ભારતીય તત્ત્વચિંતકોના સંપ્રદાયની કથા કંઈક જુદી જ છે આ દેશના સંપ્રદાયો મૂળમાં ધર્મપ્રાણ

## [૧૫] સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ

દૃષ્ટિ એટલે દર્શન દર્શનનો સામાન્ય અર્થ 'દેખવું' એવો છે આંખથી જે જે બોધ થાય તેને 'દેખવું' કે 'દર્શન' એમ કહેવાય છે પરંતુ આ સ્થળે દૃષ્ટિ કે દર્શનનો અર્થ 'નેત્રજન્ય બોધ' એટલો જ માત્ર નથી અહીં તેનો અર્થ ઘણો વિશાળ છે કોઈ પણ ઇન્દ્રિયથી થતું જ્ઞાન એ બધું અહીં દૃષ્ટિ કે દર્શનરૂપે અભિપ્રેત છે એટલું જ નહિ પણ મનની મદદ વિના જો આત્માને જ્ઞાન શક્ય હોય તો તેવું જ્ઞાન પણ અહીં દૃષ્ટિ કે દર્શનરૂપે અભિપ્રેત છે સારાંશ એ છે સમ્યગ્દૃષ્ટિ એટલે કોઈ પણ જાતનો સમ્યગ્ બોધ અને મિથ્યા દૃષ્ટિ એટલે દરેક જાતનો મિથ્યા બોધ

દેહ ધારણ કરવો શ્વાસોચ્છ્વાસ લેવો જ્ઞાનેન્દ્રિયોથી જાણવું કર્મેન્દ્રિયોથી કામ કરવું એટલું જ માત્ર જીવન નથી પણ મનની અને ચેતનની જુદી જુદી ભૂમિકાઓમાં જે સૂક્ષ્મ અને સૂક્ષ્મતર અનેક પ્રકારના સંવેદનો અનુભવાય તે પણ જીવન છે આવા વ્યાપક જીવનના પાસાં પણ અનેક છે એ બધા પાસાંને દોરવણી આપનાર અને જીવનને ઘડનાર દૃષ્ટિ છે જો દૃષ્ટિ સાચી તો તેનાથી દોરવાતું જીવન ખોડ વિનાનું અને જો દૃષ્ટિ ખોટી કે ભૂલભરેલી, તો તેનાથી દોરવાતું જીવન ખોડખાંપણવાળું જ હોવાનું તેથી એ વિચારવું પ્રાપ્ત થાય છે કે સાચી દૃષ્ટિ એટલે શું અને ખોટી દૃષ્ટિ એટલે શું ?

કેટલાક શબ્દો ઇન્દ્રિયગમ્ય વસ્તુને લાગુ પડે છે, તો કેટલાક મનોગમ્ય વસ્તુને જ લાગુ પડે છે જ્યાં શબ્દનો અર્થ ઇન્દ્રિયગમ્ય હોય ત્યાં તેના અર્થની પકડમાં સુધારોવધારો કરવાનું કામ સહેલું છે પણ જ્યાં શબ્દનો અર્થ અતીન્દ્રિય કે મનોગમ્ય માત્ર હોય ત્યાં અર્થના સુધારાવધારાનું કામ કરવું બહુ અઘરું છે સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ એ શબ્દો ચકલા અને ઘોડા આદિ શબ્દોની પેઠે ઇન્દ્રિય

ગમ્ય વસ્તુને લાગુ નથી પડતા, પણ મનોગમ્ય કે અતીન્દ્રિય ભાવોને સ્પર્શ કરે છે. એટલે તે શબ્દોના ખરા અર્થ તરફ જવાનું કે વારસામાં પ્રથમ ધારેલ અર્થમાં સુધારો, ફેરફાર કે વૃદ્ધિ કરવાનું કામ બહુ જ અઘરું, કોઈ વિવેક અને પ્રયત્નસાધ્ય છે.

જીવનમાત્રમાં ચેતનતત્ત્વના અસ્તિત્વમાં શ્રદ્ધા ધરાવવી તેમ જ એવી શ્રદ્ધાથી પરિણામે ચેતન ઉપરના અજ્ઞાન તેમ જ રાગદ્વેષાદિ આવરણોને ચારિત્રના સમ્યક્ પુરુષાર્થથી ભેદવાની શક્યતાના ચારિત્રલક્ષી તત્ત્વમાં શ્રદ્ધા ધરાવવી તે સમ્યગ્દૃષ્ટિ અગર આસ્તિકતા. આથી ઊલટું એટલે કે ચેતનતત્ત્વમાં કે ચારિત્ર્યલક્ષી તત્ત્વમાં શ્રદ્ધા ન રાખવી તે મિથ્યાદૃષ્ટિ અગર નાસ્તિકતા. સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિનો અનુક્રમે તત્ત્વવિષયક શ્રદ્ધા કે અશ્રદ્ધા એવો જ અર્થ વિકાસક્રમમાં ફલિત થાય છે. વાચક ઉમાસ્વાતિ નામના જૈન આચાર્યે સમ્યગ્દૃષ્ટિનો અર્થ બતાવતાં કહ્યું છે કે આધ્યાત્મિક અને ચારિત્રલક્ષી તત્ત્વોમાં શ્રદ્ધા કેળવવી તે જ સમ્યગ્દર્શન. આપણે જોઈએ છીએ કે આ વ્યાખ્યામાં કોઈ એક ફિરકાની બાહ્ય આચારવિચારની પ્રણાલીઓનો સ્પર્શ જ નથી. માત્ર તત્ત્વના વાસ્તવિક સ્વરૂપમાં શ્રદ્ધા ધરાવવાનો જ સ્પર્શ છે.

તત્ત્વશ્રદ્ધા એ સમ્યગ્દૃષ્ટિ હોય તોપણ તે અર્થ છેવટનો નથી. છેવટનો અર્થ તો તત્ત્વસાક્ષાત્કાર છે. તત્ત્વશ્રદ્ધા એ તત્ત્વસાક્ષાત્કારનું એક સોપાન માત્ર છે. જ્યારે એ સોપાન દૃઢ હોય ત્યારે જ યથોચિત પુરુષાર્થથી તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે. એટલે કે સાધક જીવનમાત્રમાં ચેતન તત્ત્વને સમાન ભાવે અનુભવે છે અને ચારિત્ર્યલક્ષી તત્ત્વો માત્ર શ્રદ્ધાનો વિષય ન રહેતાં જીવનમાં વણાઈ જાય છે, એકરસ થઈ જાય છે. આનું જ નામ તત્ત્વસાક્ષાત્કાર અને એ જ સમ્યગ્દૃષ્ટિ શબ્દનો અંતિમ તેમ જ એકમાત્ર અર્થ.

[દઅચિ૦ ભા૦ ૧, પૃ૦ ૯૮-૧૦૬]

૧

# જૈનધર્મનો પ્રાણ

## બ્રાહ્મણ અને શ્રમણ પરંપરા : વૈષમ્ય અને સામ્યદૃષ્ટિ

અત્યારે જે આચાર વિચાર જૈનધર્મ ને નામે ઓળખાય છે, તે ભગવાન પાર્શ્વનાથના સમયમાં—ખાસ કરીને મહાવીરના સમયમાં—નિર્ગ્રંથધર્મ ને નામે પણ ઓળખાતો. તો પણ એ 'શ્રમણધર્મ' પણ કહેવાતો હતો. એમાં ફેર હોય તો એટલો જ કે એક જૈનધર્મ જ શ્રમણધર્મ નથી, શ્રમણધર્મની બીજી પણ અનેક શાખાઓ ભૂતકાળમાં હતી અને અત્યાર પણ બૌદ્ધ વગેરે કેટલીક શાખાઓ જીવિત છે. નિર્ગ્રંથધર્મ યા જૈનધર્મમાં શ્રમણધર્મના સામાન્ય લક્ષણો હોવા છતાંય એમાં આચાર વિચારની કેટલીક એવી વિશેષતાઓ છે જે એને શ્રમણધર્મની બીજી શાખાઓથી જુદો પાડે છે. જૈનધર્મના આચાર વિચારની એવી વિશેષતાઓ જાણતા પહેલાં સારુ એ છે કે આપણે શરૂઆતમાં જ શ્રમણધર્મની વિશેષતાને સારી રીતે જાણી લઈએ, કે જે એને બ્રાહ્મણધર્મથી જુદો પાડે છે.

પ્રાચીન ભારતીય સંસ્કૃતિનો પટ વિવિધરંગી છે, જેમાં અનેક ધર્મપરંપરાઓના રંગ ભળેલા છે. આમાં મુખ્યત્વે ધ્યાનમાં આવનારી બે ધર્મ પરંપરાઓ છે—(૧) બ્રાહ્મણ (૨) શ્રમણ. આ બે પરંપરાઓનું પૂર્વાપર પણું તેમ જ એનું સ્થાન વગેરે વિવાદાસ્પદ પ્રશ્નોને બાજુએ રાખીને અહીં તો ફક્ત એવા મુદ્દાઓની થોડીક ચર્ચા કરવામાં આવે

છે કે જે સર્વસંમત જેવા છે અને જેમના દ્વારા શ્રમણધર્મની મૂળ દિશાને ઓળખવાનું અને એની મારફત નિર્ગ્રંથ કે જૈનધર્મને સમજવાનું સહેલું થઈ પડે છે

બ્રાહ્મણ અને શ્રમણ પરંપરાઓ વચ્ચે નાના મોટા અનેક વિષયોમાં મૌલિક અંતર છે પણ એ અંતરને ટૂંકમાં કહેવું હોય તો એટલું જ કહેવું બસ છે કે બ્રાહ્મણ-વૈદિક પરંપરા વૈષમ્ય ઉપર પ્રતિષ્ઠિત છે, જ્યારે શ્રમણ પરંપરા સામ્ય ઉપર પ્રતિષ્ઠિત છે આ વૈષમ્ય અને સામ્ય મુખ્યપણે ત્રણ બાબતોમાં જોવામાં આવે છે (૧) સમાજવિષયક (૨) સાધ્યવિષયક અને (૩) પ્રાણીજગત તરફની દૃષ્ટિવિષયક સમાજવિષયક વૈષમ્યનો અર્થ એ છે કે સમાજરચનામાં તથા ધર્માધિકારમાં બ્રાહ્મણ વર્ણનું જ જન્મસિદ્ધ શ્રેષ્ઠપણું કે મુખ્યપણું અને બ્રાહ્મણો સિવાયના બીજા વર્ણોનું નિકૃષ્ટપણું કે ગૌણપણું બ્રાહ્મણધર્મનું વાસ્તવિક સાધ્ય છે અભ્યુદય જે ઐહિક સમૃદ્ધિ તથા પુત્ર પશુ આદિના વિવિધ લાભોમાં તથા ઇન્દ્રપદ સ્વર્ગીય સુખ વગેરે જુદા જુદા પ્રકારના પારલૌકિક ફળોની પ્રાપ્તિમાં સમાઈ જાય છે અભ્યુદયનું સાધન મુખ્યપણે યજ્ઞધર્મ એટલે કે જુદા જુદા પ્રકારના યજ્ઞો છે[1] આ ધર્મમાં પશુ પક્ષી વગેરેનો બલિ અનિવાર્ય માનવામાં આવેલો છે અને કહેવામાં આવ્યું છે કે વેદવિહિત હિંસા ધર્મનું જ નિમિત્ત છે આ વિધાનમાં ભોગ ધરાતા નિરપરાધી પશુ પક્ષી વગેરે તરફ સ્પષ્ટ રીતે આત્મસામ્યના અભાવની અર્થાત્ આત્મવૈષમ્યની દૃષ્ટિ રહેલી છે આનાથી ઊલટું ઉપરની ત્રણે બાબતોમાં શ્રમણધર્મનું સામ્ય આ રીતે છે શ્રમણધર્મ સમાજમાં કોઈ પણ વર્ણનું જન્મસિદ્ધ શ્રેષ્ઠત્વ ન સ્વીકારતાં ગુણકર્મકૃત શ્રેષ્ઠત્વ કે કનિષ્ઠત્વ માને છે તેથી એ સમાજરચના તથા

૧ તૈત્તિ૰ ૧-૧૧ શાંકરભાષ્ય (પૂના આવૃત્તિ ૬૦) પૃ૦ ૩૫૩ આ જ વાત યોગસૂત્ર ૨-૧૫ વગેરે તથા એના ભાષ્યમાં મળી છે સાંખ્યતત્ત્વકૌમુદીમાં પણ એ છે, જે મૂળ કારિકાનું સ્પષ્ટીકરણ માત્ર છે

ધર્માધિકારમાં જ પ્રસિદ્ધ વર્ણભેદનો આદર ન કરતાં ગુણકર્મના આધારે જ સામાજિક વ્યવસ્થા કરે છે એના માટે એની દૃષ્ટિએ સદ્ગુણી શૂદ્ર પણ દુર્ગુણી બ્રાહ્મણ વગેરેથી શ્રેષ્ઠ છે અને ધાર્મિક ક્ષેત્રમાં યોગ્યતાને આધારે, દરેક વર્ણના પુરુષ કે સ્ત્રી સમાન રૂપે ત્યાગના અધિકારી છે શ્રમણધર્મનું અંતિમ સાધ્ય, બ્રાહ્મણ ધર્મની જેમ અભ્યુદય નથી પણ નિઃશ્રેયસ છે નિઃશ્રેયસનો અર્થ એ ઐહિક અને પારલૌકિક અનેક પ્રકારના બધા લાભોનો ત્યાગ સિદ્ધ કરનારી એવી સ્થિતિ કે જેમાં પૂર્ણ સામ્ય પ્રગટ થાય, અને કોઈ કોઈનાથી ઓછો યોગ્ય કે વધારે યોગ્ય રહેવા ન પામે જીવસૃષ્ટિ તરફની શ્રમણધર્મની દૃષ્ટિ પૂર્ણ આત્મસામ્યની છે, કે જેમાં કેવળ પશુપક્ષી વગેરે કે કીટ પતંગ વગેરે જંતુઓનો જ નહીં પરંતુ વનસ્પતિ જેવા અતિસૂક્ષ્મ જીવવર્ગનો પણ સમાવેશ થાય છે આમાં કોઈ પણ દેહધારીનો કોઈ પણ કારણે કરવામાં આવતો વધ આત્મવધ જેવો જ લેખવામાં આવ્યો છે અને વધમાત્રને અધર્મનું કારણ માનવામાં આવ્યું છે

બ્રાહ્મણ પરંપરા મૂળમાં 'બ્રહ્મન્'ની આસપાસ શરૂ થઈ અને વિકસી છે, જ્યારે શ્રમણ પરંપરા સમ–સામ્ય શમ અને શ્રમ–ની આસપાસ શરૂ થઈ તેમ જ વિકસી છે બ્રહ્મન્'ના અનેક અર્થોમાંથી પ્રાચીન બે અર્થ અહીં ધ્યાન આપવા યોગ્ય છે (૧) સ્તુતિ, પ્રાર્થના (૨) યજ્ઞયાગાદિ કર્મ વૈદિક મંત્રો તેમ જ સૂક્તો દ્વારા જે અનેક પ્રકારની સ્તુતિઓ અને પ્રાર્થનાઓ કરવામાં આવી છે એ 'બ્રહ્મન્' કહેવાય છે એ જ રીતે વૈદિક મંત્રોનો જેમાં વિનિયોગ કરવામાં આવે છે તે યજ્ઞયાગાદિ કર્મને પણ બ્રહ્મન્' કહેવામાં આવે છે વૈદિક મંત્રો અને સૂક્તોનો પાઠ કરનાર પુરોહિતવર્ગ અને યજ્ઞયાગાદિ કરાવનાર પુરોહિતવર્ગ જ બ્રાહ્મણ છે વૈદિક મંત્રો દ્વારા કરવામાં આવતી સ્તુતિ–પ્રાર્થના તેમ જ યજ્ઞયાગાદિ કર્મની અતિપ્રતિષ્ઠાની સાથોસાથ જ પુરોહિતવર્ગનું સમાજમાં તેમ જ તત્કાલીન ધર્મમાં

એવું પ્રાધાન્ય સ્થિર થયું કે જેથી એ બ્રાહ્મણવર્ગ પોતાની જાતને જન્મથી જ શ્રેષ્ઠ માનવા લાગ્યો અને સમાજમાં પણ મોટે ભાગે એ જ માન્યતા સ્થિર થઈ. જેને આધારે વર્ગભેદની માન્યતા દૃઢ થઈ ગઈ અને કહેવામાં આવ્યું કે સમાજપુરુષનું મુખ બ્રાહ્મણ છે અને અન્ય વર્ણો એનાં બીજાં અંગ છે. આથી ઊલટું શ્રમણધર્મ એમ માનતો-મનાવતો હતો કે સમાજમાં બધાય સ્ત્રીપુરુષો સત્કર્મ તેમ જ ધર્મપદના એકસરખા અધિકારી છે. જે પ્રયત્નપૂર્વક યોગ્યતા મેળવે છે તે વર્ગ કે લિંગભેદ વગર જ ગુરુપદના અધિકારી બની શકે છે.

જેવી રીતે આ સામાજિક તેમ જ ધાર્મિક સમાનતાની માન્યતા બ્રાહ્મણધર્મની માન્યતાથી સાવ વિરુદ્ધ હતી એ જ રીતે બંનેની સાધ્યવિષયક માન્યતા પણ પરસ્પર વિરુદ્ધ હતી. શ્રમણધર્મ ઐહિક કે પારલૌકિક અભ્યુદયને સર્વથા હેય માનીને નિઃશ્રેયસને જ એક માત્ર ઉપાદેય તરીકે માનનારો હતો અને એના જ માટે એ સાધ્યની જેમ સાધનના સામ્ય ઉપર પણ મોટો જ ભાર આપતો હતો. નિઃશ્રેયસના સાધનોમાં મુખ્ય અહિંસા છે. કોઈ પણ પ્રાણીની કોઈ પણ પ્રકારે હિંસા ન કરવી એ જ નિઃશ્રેયસનું મુખ્ય સાધન છે, જેમાં અન્ય સર્વ સાધનોનો સમાવેશ થઈ જાય છે. સાધનમાં રહેલી આ સામ્યદૃષ્ટિ હિંસાપ્રધાન યજ્ઞયાગાદિ કર્મની દૃષ્ટિથી સાવ વિરુદ્ધ છે. આ રીતે બ્રાહ્મણ અને શ્રમણ વચ્ચે વૈષમ્ય અને સામ્યમૂલક એટલો બધો વિરોધ છે કે જેને લીધે બંને ધર્મો વચ્ચે ડગલે ને પગલે સંઘર્ષની સંભાવના રહે છે, જે હજારો વર્ષના ઇતિહાસમાં આલેખાયેલ છે. આ જૂનો વિરોધ બ્રાહ્મણકાળમાં પણ હતો અને બુદ્ધ તેમ જ મહાવીરના સમયમાં તથા એ પછી પણ હતો. આ જ ચિરંતન વિરોધના પ્રવાહને મહાભાષ્યકાર પતંજલિએ પોતાની વાણીમાં વ્યક્ત કર્યો છે. વૈયાકરણ પાણિનીએ એક સૂત્રમાં શાશ્વત વિરોધનો નિર્દેશ કર્યો છે. પતંજલિ શાશ્વત જ પ્રસિદ્ધ વિરોધ ધરાવતા સાપ-નોળિયો, ગાય-વાઘ જેવાં દ્વંદ્વોનાં ઉદાહરણ આપતાં આપતાં, સાથોસાથ બ્રાહ્મણ-શ્રમણનું પણ ઉદાહરણ

આપે છે¹ એ સાચું છે કે હજાર પ્રયત્ન કરીએ તોપણ સાપ નોળિયા, ગાય-વાઘનો વિરોધ નિર્મૂળ નથી થઈ શકતો જ્યારે, પ્રયત્ન કરવામાં આવે તો, બ્રાહ્મણ અને શ્રમણ વચ્ચેનો વિરોધ નિર્મૂળ થવાનો સંભવ છે અને ઇતિહાસમા કેટલાક દાખલા એવા મળે પણ છે કે જેમા બ્રાહ્મણ અને શ્રમણની વચ્ચે કોઈ પણ પ્રકારનું વૈમનસ્ય કે વિરોધ જોવામા નથી આવતો પરંતુ પતંજલિનું બ્રાહ્મણ-શ્રમણ વચ્ચેના શાશ્વત વિરોધ સબધીનું કથન વ્યક્તિને અનુલક્ષીને નહી પણ વર્ગને અનુલક્ષીને છે કેટલીક વ્યક્તિઓ એવી હોઈ શકે કે જે આવા વિરોધથી પર હોય યા પર થઈ શકતી હોય પરંતુ સમસ્ત બ્રાહ્મણવર્ગ યા સમસ્ત શ્રમણવર્ગ આ મૂળભૂત વિરોધથી પર નથી એ જ પતંજલિના કથનનું તાત્પર્ય છે 'શાશ્વત' શબ્દનો અર્થ 'અવિચલ' ન કરતા અહી 'પ્રાવાહિક' [ — પરંપરાથી ચાલ્યુ આવતુ ] એટલો જ અભિપ્રેત છે પતંજલિ પછી અનેક શતાબ્દીઓ પછી થયેલા જૈન આચાર્ય હેમચંદ્રે² પણ બ્રાહ્મણ-શ્રમણનું ઉદાહરણ આપી પતંજલિના અનુભવની યથાર્થતા ઉપર મહોરછાપ મારી છે આજ સમાજવાદી યુગમા પણ આપણે એ નથી કહી શકતા કે બ્રાહ્મણ અને શ્રમણવર્ગ વચ્ચેના વિરોધનું બીજ નિર્મૂળ થયુ છે આ સમગ્ર વિરોધનું મૂળ, ઉપર સૂચવેલ વૈષમ્ય અને સામ્યની દૃષ્ટિ વચ્ચે રહેલ પૂર્વ પશ્ચિમ જેટલું અંતર છે

### એકબીજા ઉપર પ્રભાવ અને સમન્વય

બ્રાહ્મણ અને શ્રમણ પરંપરા એકબીજાના પ્રભાવથી સાવ અલિપ્ત રહી નથી નાનીમોટી બાબતોમા એકનો પ્રભાવ બીજા ઉપર ઓછા વત્તા પ્રમાણમા પડેલો જોવામા આવે છે દાખલા તરીકે, શ્રમણધર્મની સામ્યદૃષ્ટિમૂલક અહિંસાભાવનાનો બ્રાહ્મણ પરંપરા ઉપર ક્રમે ક્રમે એટલો પ્રભાવ પડ્યો છે કે જેથી યજ્ઞીય હિંસાનું સમર્થન કેવળ પ્રાચીન શાસ્ત્રીય ચર્ચાઓનો વિષય જ બની ગયુ છે વ્યવહારમા

---

1 મહાભાષ્ય ૨-૪ ૯ 2 સિદ્ધહૈમ૦ ૩-૧ ૧૪૧

શરીર હિંસા લુપ્ત જેવી થઈ ગઈ છે અહિંસા અને 'सवभूतहिते रत' સિદ્ધાંતનો પૂર્ણ આગ્રહ રાખવાવાળી સાંખ્ય યોગ, ઔપનિષદ અવધૂત સાત્વત વગેરે જે પરંપરાઓએ બ્રાહ્મણ પરંપરાના પ્રાણરૂપ વેદોના પ્રામાણ્યનો અને બ્રાહ્મણવર્ણના પુરોહિતપ નો કે ગુરુપ નો આત્યંતિક વિરોધ ન કર્યો, એ પરંપરાઓ ક્રમે ક્રમે બ્રાહ્મધર્મના સર્વસંગ્રાહક ક્ષેત્રમાં એક યા બીજે રૂપે ભળી ગઈ આથી ઊલટું જૈન, બૌદ્ધ વગેરે જે પરંપરાઓએ વેદોના પ્રામાણ્ય અને બ્રાહ્મણ વર્ણના ગુરુપદના વિરોધનો આત્યંતિક આગ્રહ સેવ્યો એ પરંપરાઓ જોકે હમેશને માટે બ્રાહ્મણધર્મથી જુદી જ રહી છે છતાં પણ એમના શાસ્ત્રો તેમ જ નિવૃત્તિધર્મ ઉપર બ્રાહ્મણ પરંપરાની લોકસંગ્રાહક વૃત્તિનો એક કે બીજા રૂપે પ્રભાવ જરૂર પડ્યો છે

**શ્રમણ પરંપરાના પ્રવર્તકો**

શ્રમણ પરંપરાના મૂળ પ્રવર્તક કોણ કોણ હતા, તેઓ ક્યાં ક્યાં અને ક્યારે થયા એનો યથાર્થ અને પૂરો ઇતિહાસ હજી સુધી અજ્ઞાત છે પણ આપણે ઉપલબ્ધ સાહિત્યને આધારે એટલું તો નિશ્ચિતપણે કહી શકીએ છીએ કે નાભિપુત્ર ઋષભ તથા આદિ વિદ્વાન કપિલ એ સામ્યધર્મના જૂના અને પ્રબળ સમર્થકો હતા એમના માટે જ એમનો પૂરો ઇતિહાસ અંધારામાં ગ્રસ્ત હોવા છતાં પૌરાણિક પરંપરામાંથી એમનું નામ લુપ્ત નથી થયું બ્રાહ્મણોના પુરાણોમાં ઋષભનો ઉલ્લેખ ઉગ્ર તપસ્વીરૂપે છે ખરો પણ એમની પૂરેપૂરી પ્રતિષ્ઠા તો કેવળ જૈન પરંપરામાં જ છે જ્યારે કપિલનો ઋષિરૂપે નિર્દેશ જૈન કથા સાહિત્યમાં હોવા છતાં એમની પૂરેપૂરી પ્રતિષ્ઠા તો સાંખ્ય પરંપરામાં તથા સાંખ્યમૂલક પુરાણ ગ્રંથોમાં જ છે ઋષભ અને કપિલ વગેરે દ્વારા જે આત્મૌપમ્ય ભાવનાની અને એમાંથી જ મેળ અહિંસાધર્મની પ્રતિષ્ઠા જામી હતી એ ભાવના અને એ ધર્મની પોષક અનેક શાખા પ્રશાખાઓ હતી જેમાંની કોઈક બાહ્ય તપ ઉપર તો કોઈક ધ્યાન ઉપર,

તો વળી કોઈક કેવળ ચિત્ત-શુદ્ધિ કે અસંગતા [—અનાસક્તિ] ઉપર વધારે ભાર આપતી હતી. પણ બધાનું સમાન ધ્યેય સામ્ય કે સમતા હતું.

જે શાખાએ સામ્યસિદ્ધિજન્ય અહિંસાને સિદ્ધ કરવા માટે અપરિગ્રહ ઉપર વધારે ભાર આપ્યો તેમ જ અગાર-ગૃહ ગ્રંથ કે પરિગ્રહ બંધનના ત્યાગ ઉપર વધારે ભાર આપ્યો અને કહ્યું કે જ્યાં સુધી કુટુંબ તેમ જ પરિગ્રહનું બંધન હોય ત્યાં સુધી પૂર્ણ અહિંસા કે પૂર્ણ સામ્ય ક્યારેય સિદ્ધ ન થઈ શકે. શ્રમણધર્મની એ જ શાખા નિર્ગ્રંથ નામે વિખ્યાત થઈ. આના મુખ્ય પ્રવર્તકો નેમિનાથ તથા પાર્શ્વનાથ જ હોય એમ લાગે છે.

#### વીતરાગપણાનો આગ્રહ

અહિંસાની ભાવનાની સાથે સાથે તપ અને ત્યાગની ભાવના અનિવાર્ય રીતે નિર્ગ્રંથ ધર્મમાં ગૂંથાઈ તો ગઈ જ હતી, પરંતુ સાધકોના મનમાં એ પ્રશ્ન ઊભો થયો કે બાહ્ય ત્યાગ ઉપર વધારે પડતો ભાર આપવાથી શું આત્મશુદ્ધિ કે સામ્ય પૂર્ણ રૂપે સિદ્ધ થઈ શકે ખરાં ? આના જવાબમાંથી જ એ વિચાર જન્મ્યો કે રાગ-દ્વેષ વગેરે મલિન વૃત્તિઓ ઉપર વિજય મેળવવો એ જ મુખ્ય સાધ્ય છે. જે અહિંસા, જે તપ કે જે ત્યાગથી આ સાધ્યની સિદ્ધિ ન થઈ શકે એ અહિંસા, તપ કે ત્યાગ ગમે તેવાં કેમ ન હોય, પણ આધ્યાત્મિક દૃષ્ટિએ એ નકામાં છે. આ જ વિચારના પ્રવર્તકો જિન કહેવાવા લાગ્યા. આવા જિન અનેક થયા છે. સચ્ચ, બુદ્ધ, ગોશાલક અને મહાવીર, એ બધા પોતપોતાની પરંપરામાં જિનરૂપે પ્રસિદ્ધ થયેલા છે, પરંતુ અત્યારે જિનકથિત જૈનધર્મનું નામ લેવાથી મુખ્યત્વે મહાવીરના ધર્મનો જ બોધ થાય છે, જે મુખ્યત્વે રાગ-દ્વેષના વિજય ઉપર જ ભાર આપે છે. ધર્મવિકાસનો ઇતિહાસ કહે છે કે ધર્મની ઉત્તરોત્તર ઉદયમાં આવવાવાળી નવી નવી અવસ્થાઓમાં તે તે ધર્મની પ્રાચીન અવિરોધી અવસ્થાઓનો સમાવેશ જરૂર થઈ જાય છે. એટલા માટે જ

## સાચી વીરતાના સબધમા જૈનધર્મ, ગીતા અને ગાધીજી

સાખ્ય યોગ અને ભાગવત જેવી અન્ય પરપરાઓમા પૂર્વ કાળથી સામ્યદૃષ્ટિની જે પ્રતિષ્ઠા હતી એનો જ આધાર લઈને ભગવદ્ગીતાકારે ગીતાની રચના કરી છે. તેથી જ આપણે ગીતામા ઠેકઠેકાણે સમદર્શી, સામ્ય, સમતા જેવા શબ્દો દ્વારા સામ્યદૃષ્ટિનુ જ સમર્થન થતુ જોઈએ છીએ. ગીતા અને આચારાગની સામ્યભાવના મૂળમા એક જ છે. આમ છતા એ પરપરાભેદો લીધે બીજી બીજી ભાવનાઓ સાથે મળી જઈને જુદી થઈ ગઈ છે. અર્જુનને સામ્યભાવનાનો પ્રબળ આવેગ થઈ આવ્યો એવે વખતે પણ ગીતા એને ભિક્ષુક તરીકેનુ જીવન સ્વીકારતા રોકે છે અને શસ્ત્રયુદ્ધનો આદેશ આપે છે, જ્યારે આચારાગસૂત્ર અર્જુનને એવો આદેશ ન આપતા એ જ કહે છે કે જો તમે સાચેસાચ ક્ષત્રિયવીર હો તો સામ્યદૃષ્ટિ પ્રાપ્ત થતા હિંસક યુદ્ધ ન કરી શકો, બલ્કે ભિક્ષુકજીવનનો સ્વીકાર કરવા પૂર્વક આધ્યાત્મિક શત્રુની સાથે યુદ્ધ કરીને જ સાચુ ક્ષત્રિયપણુ સાબિત કરી શકો છો.[1] આ કથન ઉપર પ્રકાશ પાડતી ભરત-બાહુબલીની કથા જૈન સાહિત્યમા પ્રસિદ્ધ છે, જેમા કહેવામા આવ્યુ છે કે સહોદર ભરત તરફથી ઉગ્ર પ્રહાર પામ્યા પછી બાહુબલીએ જ્યારે પ્રતિકાર માટે હાથ ઉગામ્યો એ જ વખતે સમભાવની વૃત્તિ પ્રગટ થઈ. એ વૃત્તિના આવેગમાં બાહુબલીએ ભિક્ષુકજીવનનો સ્વીકાર કર્યો, પણ સામો પ્રહાર કરીને ન તો ભરતના પ્રહારનો બદલો ચૂકવ્યો કે ન એણે પોતાનો ન્યાયયુક્ત રાજ્યભાગ લેવાનો વિચાર કર્યો. ગાધીજીએ ગીતા અને આચારાગ વગેરેમા પ્રતિપાદિત સામ્યભાવને પોતાના જીવનમા યથાર્થ રૂપે વિકસિત કર્યો અને એના આધારે કહ્યુ કે માનવસહારક યુદ્ધનો તો ત્યાગ કરો, પણ સામ્ય કે ચિત્તશુદ્ધિના આધારે જ અન્યાયના પ્રતિકારનો માર્ગ પણ

1 આચારાગ ૧-૫-૩

વિચારમાં સામ્યદૃષ્ટિની ભાવના ઉપર જે ભાર આપવામાં આવ્યો છે એમાંથી જ અનેકાંતદૃષ્ટિ કે વિભજ્યવાદનો જન્મ થયો છે કેવળ પોતાની દૃષ્ટિ કે વિચારસરણીને જ પૂર્ણ અંતિમ સત્યરૂપ માનીને એનો આગ્રહ રાખવો તેથી સામ્યદૃષ્ટિનો ઘાત થાય છે તેથી કહેવામાં આવ્યું છે કે બીજાઓની દૃષ્ટિનો પણ એટલો જ આદર કરવો જોઈએ જેટલો પોતાની દૃષ્ટિનો આ સામ્યદૃષ્ટિ જ અનેકાંતવાદની ભૂમિકા છે આ ભૂમિકામાંથી જ ભાષાપ્રધાન સ્યાદ્વાદ અને વિચારપ્રધાન નયવાદનો ક્રમે ક્રમે વિકાસ થયો છે એવું નથી કે બીજી પરંપરાઓમાં અનેકાંતદૃષ્ટિને સ્થાન જ નથી મીમાંસક અને કપિલદર્શન–સાંખ્યદર્શન ઉપરાંત ન્યાયદર્શનમાં પણ અનેકાંતવાદનું સ્થાન છે બુદ્ધ ભગવાનનો વિભજ્યવાદ અને મધ્યમમાર્ગ પણ અનેકાંતદૃષ્ટિનાં જ ફળ છે આમ છતાં જૈન પરંપરાએ જેમ અહિંસા ઉપર ઘણો વધારે ભાર આપ્યો છે એ જ રીતે એણે અનેકાંતદૃષ્ટિ ઉપર પણ ઘણો વધારે ભાર દીધો છે તેથી જૈન પરંપરામાં આચાર કે વિચારનો એવો કોઈ વિષય દેખાતો નથી કે જેની સાથે અનેકાંતદૃષ્ટિ જોડવામાં ન આવી હોય અથવા જે અનેકાંતદૃષ્ટિની મર્યાદાથી બહાર હોય એ જ લીધે જ બીજી બીજી પરંપરાઓના વિદ્વાનોએ અનેકાંતદૃષ્ટિને માનવા છતાં એના ઉપર સ્વતંત્ર સાહિત્યની રચના નથી કરી જ્યારે જૈન પરંપરાના વિદ્વાનોએ એના અંગરૂપ સ્યાદ્વાદ નયવાદ આદિના બોધક અને સમર્થક વિપુલ સ્વતંત્ર સાહિત્યનું સર્જન કર્યું છે

**અહિંસા**

હિંસાથી નિવૃત્ત થવું એ જ અહિંસા છે જ્યાં લગી હિંસા કોનાથી થાય છે તથા હિંસા કોણ અને ક્યા કારણે કરે છે, અને એનું પરિણામ શું આવે છે એ ન સમજાય ત્યાં લગી આ વાત પૂરેપૂરી સમજવામાં નથી આવતી આ જ પ્રશ્નો સ્પષ્ટરૂપે સમજા

વવાની દૃષ્ટિએ જૈન પરંપરામાં મુખ્યપણે ચાર વિદ્યાઓનો વિકાસ થયો છે (૧) આત્મવિદ્યા, (૨) કર્મવિદ્યા (૩) ચારિત્રવિદ્યા અને (૪) લોકવિદ્યા એ જ રીતે અનેકાન્તદૃષ્ટિ દ્વારા મુખ્યપણે શ્રુતવિદ્યા અને પ્રમાણવિદ્યાનું જ નિર્માણ અને પોષણ થયું છે આ રીતે **અહિંસા, અનેકાંત અને એમાંથી જ ફલિત થયેલી વિદ્યાઓ જ જૈનધર્મનો પ્રાણ છે,** જેના ઉપર આગળ સંક્ષેપમાં વિચાર કરવામાં આવે છે

**આત્મવિદ્યા અને ઉત્ક્રાંતિવાદ**

પ્રત્યેક આત્મા—પછી એ પૃથ્વીનો હોય પાણીનો હોય, વનસ્પતિનો હોય કીટ પતંગ કે પશુ પક્ષીરૂપ હોય કે મનુષ્યરૂપ હોય એ બધા—તાત્ત્વિક દૃષ્ટિએ સમાન છે જૈન આત્મવિદ્યાનો આ જ સાર છે સમાનતાના આ સૈદ્ધાન્તિક વિચારનો અમલ કરવો—એને યથાસંભવ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ઉતારવાનો અપ્રમત્તભાવે પ્રયત્ન કરવો—એ જ અહિંસા છે આત્મવિદ્યા કહે છે કે જો સામ્યનો અનુભવ જીવનવ્યવહારમાં ન થાય તો આત્મસામ્યનો સિદ્ધાંત કેવળ વાદ માત્ર જ છે સમાનતાના સિદ્ધાંતને અમલી બનાવવા માટે આચારાંગસૂત્રના બીજા અધ્યયનના ૮૦-૯૬-૯૭મા સૂત્રોમાં કહેવામાં આવ્યું છે કે જેવી રીતે તમે પોતાના દુઃખનો અનુભવ કરો છો એવી જ રીતે બીજાના દુઃખનો અનુભવ કરો અર્થાત્ બીજાના દુઃખનું પોતાના દુઃખરૂપે સંવેદન ન થાય તો અહિંસા સિદ્ધ થવાનો સંભવ નથી

જેવી રીતે આત્મસમાનતાના તાત્ત્વિક વિચારમાંથી અહિંસાના આચારનું સમર્થન કરવામાં આવ્યું છે, એ જ રીતે એ વિચારમાંથી જ જૈન પરંપરામાં એ પણ આધ્યાત્મિક મંતવ્ય ફલિત થયું છે કે જીવમાં રહેલ શારીરિક માનસિક વગેરે વૈષમ્ય ગમે તેવું કેમ ન હોય પણ એ બહારથી આવેલું—કર્મજન્ય છે વાસ્તવિક નથી. તેથી

ક્ષુદ્રમાં ક્ષુદ્ર અવસ્થામા રહેલો જીવ પણ ક્યારેક માનવકોટિમા આવી શકે છે અને માનવકોટિમા રહેલો જીવ પણ ક્ષુદ્રમા ક્ષુદ્ર વનસ્પતિ અવસ્થામા જઈ શકે છે એટલુ જ નહીં પણ વનસ્પતિનો જીવ વિકાસ દ્વારા, મનુષ્યની જેમ ક્યારેક બંધનમુક્ત પણ થઈ શકે છે ઊંચનીચ ગતિ કે યોનિનો તેમ જ સર્વથા મુક્તિનો આધાર એક માત્ર કર્મ છે જેવુ કર્મ જેવા સંસ્કાર કે જેવી વાસના એવી જ આત્માની અવસ્થા પણ તાત્ત્વિક રૂપે બધા આત્માઓનુ સ્વરૂપ સર્વથા એક જેવુ છે જે કર્મરહિત અવસ્થામા પૂર્ણ રૂપે પ્રગટ થાય છે આ જ આત્મસામ્યમૂલક ઉત્ક્રાંતિવાદ છે

સાંખ્ય યોગ બૌદ્ધ વગેરે દ્વૈતવાદી અહિંસા–સમર્થક પરંપરાઓનો બીજી બીજી બાબતોમા જૈન પરંપરા સાથે ગમે તે મતભેદ હોય, પણ અહિંસાપ્રધાન આચાર તથા ઉત્ક્રાંતિવાદની બાબતમા બધાનો પૂરેપૂરો એકમત છે આત્માદ્વૈતવાદી ઔપનિષદ પરંપરા અહિંસાનુ સમર્થન સમાનતાના સિદ્ધાંતને આધારે નહીં પણ અદ્વૈતના સિદ્ધાંતને આધારે કરે છે એનુ કહેવુ એમ છે કે તત્ત્વ રૂપે જેવા તમે એવા જ બીજા બધા જીવ શુદ્ધ બ્રહ્મ–એક બ્રહ્મ–રૂપ છે જીવોનો જે પરસ્પર ભેદ દેખાય છે એ વાસ્તવિક નહીં પણ અવિદ્યામૂલક છે તેથી બીજા જીવોને પોતાથી અભિન્ન જ સમજવા જોઈએ અને બીજાના દુઃખને પોતાનુ દુઃખ સમજીને હિંસાથી નિવૃત્ત થવુ જોઈએ

દ્વૈતવાદી જૈન વગેરે પરંપરાઓ અને અદ્વૈતવાદી પરંપરા વચ્ચે ફક્ત એટલુ જ અંતર છે કે પહેલી પરંપરાઓ પ્રત્યેક જીવાત્માનો વાસ્તવિક ભેદ માનવા છતાં પણ એ બધામા તાત્ત્વિક રૂપે સમાનતાનો સ્વીકાર કરીને અહિંસાનુ ઉદ્બોધન કરે છે જ્યારે અદ્વૈત પરંપરા જીવાત્માઓના પરસ્પરના ભેદને જ મિથ્યા માનીને એમનામા તાત્ત્વિક રૂપે પૂર્ણ અભેદ માનીને એને આધારે અહિંસાનુ ઉદ્બોધન કરે છે અદ્વૈત પરંપરા પ્રમાણે જુદી જુદી યોનિ અને જુદી જુદી ગતિવાળા

જીવોમાં ખાતા એનું મૂળ અધિષ્ઠાન [ અર્થાત્ ઉપાદાન કારણ ] એક શુદ્ધ બ્રહ્મ બ્રહ્મ છે ત્યારે જૈન જેવી દ્વૈતવાદી પરંપરાઓ પ્રમાણે પ્રત્યેક જીવાત્મા તત્ત્વરૂપે સ્વતંત્ર અને શુદ્ધ બ્રહ્મ છે એક પરંપરા પ્રમાણે અખંડ એક બ્રહ્મમાંથી જુદા જુદા જીવોની સૃષ્ટિ પેદા થઈ છે જ્યારે બીજી પરંપરા પ્રમાણે જુદા જુદા સ્વતંત્ર અને સમાન અનેક શુદ્ધ બ્રહ્મ જ અનેક જીવ છે દ્વૈતમૂલક સમાનતાના સિદ્ધાન્તમાંથી જ અદ્વૈતમૂલક બ્રહ્મવાદી સિદ્ધાન્ત ક્રમે ક્રમે વિકસિત થયો હોય એમ લાગે છે પરંતુ અહિંસાનો આચાર અને આધ્યાત્મિક ઉત્ક્રાન્તિના અદ્વૈતના મતમાં પણ દ્વૈતવાદના વિચાર જેમ જ ઘટાવવામાં આવે છે. ગમે તે હોય પણ અહિંસાની દૃષ્ટિએ મહત્ત્વની વાત એ છે કે બીજા જીવોની સાથે સમાનતા કે અભેદનું વાસ્તવિક સંવેદન થવું એ જ અહિંસાની ભાવનાનો ઉદ્ગમ છે

કર્મવિદ્યા અને બંધ-મોક્ષ

જ્યારે તાત્ત્વિક રીતે બધા જીવાત્મા સમાન છે તો પછી એમનામાં પરસ્પર વૈષમ્ય કેમ તથા એક જ જીવાત્મામાં પણ કાળભેદે વૈષમ્ય કેમ? આ પ્રશ્નના જવાબમાંથી જ કર્મવિદ્યાનો જન્મ થયો છે જેવું મન એવી અવસ્થા એ માન્યતા વૈષમ્યનો ખુલાસો કરે છે પણ સાથે જ સાથે એમ પણ કહે છે કે ખરાબ કે સારું કર્મ કરવામાં તેમ જ ન કરવામાં જીવ સ્વતંત્ર જ છે એ જેવો ચાહે તેવો સારો કે ખરાબ પુરુષાર્થ કરી શકે છે અને એ જ પોતાના વર્તમાન અને ભાવીનો નિર્માતા છે મતલબ કહે છે કે વર્તમાનનું નિર્માણ ભૂતને આધારે અને ભવિષ્યનું નિર્માણ વર્તમાનને આધારે થાય છે ત્રણે કાળની પરસ્પર સંગતિ કર્મ ઉપર જ અવલંબિત છે આ જ પુનર્જન્મના વિચારનો આધાર છે

ખરી રીતે અજ્ઞાન અને રાગદ્વેષ જ કર્મ છે પોતાનાની અને પારકાની વાસ્તવિક પ્રતીતિ ન થવી એ અજ્ઞાન અથવા, જૈન પરંપરા

પ્રમાણે દર્શનમોહ છે આ વાતને સાખ્ય બૌદ્ધ વગેરે અન્ય પરપરાઓમા અવિદ્યા કહેલ છે અજ્ઞાનજનિત ઇષ્ટ–અનિષ્ટની કલ્પનાઓને કારણે જે જે વૃત્તિઓ કે જે જે વિકારો પેદા થાય છે એને જ ટૂકામા રાગ દ્વેષ કહેવામા આવ્યા છે જોકે રાગ-દ્વેષ જ હિસાના પ્રેરક છે, પણ ખરી રીતે બધાનુ મૂળ અજ્ઞાન-દર્શનમોહ કે અવિદ્યા જ છે એટલા માટે હિસાનુ ખરુ મૂળ અજ્ઞાન જ છે આ બાબતમા આત્મવાદી બધી પરપરાઓ એકમત છે

ઉપર કર્મનુ જે સ્વરૂપ દર્શાવ્યુ છે તેને જૈન પરિભાષામા 'ભાવ-કર્મ' કહે છે અને તે આત્મામા રહેલ સસ્કારવિશેષ છે આ ભાવકર્મ આત્માની આસપાસ સદૈવ વ્યાપી રહેલા સૂક્ષ્માતિસૂક્ષ્મ ભૌતિક પરમાણુઓને આકર્ષે છે અને એને વિશિષ્ટ રૂપ અર્પણ કરે છે વિશિષ્ટ રૂપને પામેલ આ ભૌતિક પરમાણુઓનો પુજ જ દ્રવ્યકર્મ કે કાર્મણ શરીર કહેવાય છે જે જન્માતરમા જીવની સાથે જાય છે અને સ્થૂળ શરીરના નિર્માણની ભૂમિકા બને છે ઉપર ઉપરથી જોતા એમ લાગે છે કે દ્રવ્યકર્મનો વિચાર જૈન પરપરાની કર્મવિદ્યામા છે પણ અન્ય પરપરાઓની કર્મવિદ્યામા એ નથી પણ ઝીણવટથી જોનાર જાણી શકે છે ખરી રીતે એવુ નથી સાખ્ય યોગ, વેદાત વગેરે પરપરાઓમા જન્મજન્માતરમા સાથે રહેનાર સૂક્ષ્મ શરીર કે લિંગશરીરનુ વર્ણન છે આ શરીર અતઃકરણ અભિમાન મન વગેરે પ્રાકૃત-પ્રકૃતિજન્ય કે માયિક તત્ત્વોનુ બનેલુ માનવામા આવ્યુ છે જે વાસ્તવિક રીતે જૈન પરપરાએ માનેલ ભૌતિક કાર્મણ શરીરના જ સ્થાને છે સૂક્ષ્મ કે કાર્મણ શરીરની મૂળ કલ્પના એક જ છે એમા અતર હોય તો તે એના વર્ણનના પ્રકારમા અને એના વધુ વિસ્તારમા તેમ જ વર્ગીકરણમા છે જે હજારો વર્ષથી ભિન્ન ભિન્ન રીતે વિચાર ચિંતન કરનારી પરપરામા બનવુ સ્વાભાવિક છે આ રીતે આપણે જોઈએ છીએ કે આત્મવાદી બધી પરપરાઓમા પુનર્જન્મના કારણરૂપે કર્મતત્ત્વનો સ્વીકાર કરવામા

આવ્યો છે અને જન્મજન્માન્તરમાં સાથે જનાર ભૌતિક શરીરરૂપ દ્રવ્યકર્મનો પણ સ્વીકાર કરવામાં આવ્યો છે ન્યાય વૈશેષિક પરંપરા જેમાં આવા સૂક્ષ્મ શરીરનો કોઈ ખાસ સ્વીકાર કરવામાં નથી આવ્યો એણે પણ જન્મજન્માન્તરમાં જનાર અણુરૂપ મનનો સ્વીકાર કરીને દ્રવ્યકર્મના વિચારને અપનાવ્યો છે

પુનર્જન્મ અને કર્મની માન્યતાની પછી જ્યારે મોક્ષની કલ્પના પણ તત્ત્વચિંતનમાં સ્થિર થઈ ત્યાંથી અત્યાર સુધીની બંધમોક્ષવાદી ભારતીય તત્ત્વચિંતકોની આત્માના સ્વરૂપ સંબંધી માન્યતાઓ કેવી રહી છે અને એમાં વિકાસક્રમની દૃષ્ટિએ જૈન મતના સ્વરૂપનું શું સ્થાન છે એને સમજવા સારુ ટૂંકાણમાં બંધમોક્ષવાદી મુખ્ય મુખ્ય બધી પરંપરાઓના મતો નીચે આપવામાં આવે છે —

(૧) જૈન પરંપરા મુજબ પ્રત્યેક શરીરમાં જુદો જુદો આત્મા છે એ પોતે શુભાશુભ કર્મનો કર્તા અને કર્મના ફળ—સુખ દુઃખ વગેરે—નો ભોક્તા છે એ જન્માન્તર વખતે બીજા સ્થાનમાં જાય છે અને સ્થૂળ દેહ પ્રમાણે સંકોચ વિસ્તારને ધારણ કરે છે એ જ મુક્તિને પામે છે અને મોક્ષકાળમાં સાંસારિક સુખ દુઃખ, જ્ઞાન અજ્ઞાન વગેરે શુભ અશુભ કર્મ વગેરે ભાવોથી સર્વથા મુક્ત બની જાય છે

(૨) સાંખ્ય યોગ પરંપરા પ્રમાણે આત્મા ભિન્ન ભિન્ન છે પણ એ કૂટસ્થ અને વ્યાપક હોવાને લીધે ન તો કર્મનો કર્તા ભોક્તા, જન્માન્તરમાં જનાર ગતિશીલ છે કે ન તો મુક્તિગામી જ છે એ પરંપરા પ્રમાણે તો પ્રાકૃત બુદ્ધિ કે અંતઃકરણ જ કર્મનું કર્તા ભોક્તા જન્માન્તરગામી સંકોચવિસ્તારશીલ જ્ઞાનઅજ્ઞાન વગેરે ભાવોનું આધાર અને મુક્તિકાળમાં એ ભાવોથી રહિત છે સાંખ્ય યોગ પરંપરા અંતઃકરણના બંધમોક્ષને જ ઉપચારથી પુરુષના માની લે છે

(૩) ન્યાય વૈશેષિક પરંપરા પ્રમાણે આત્મા અનેક છે એને

સાંખ્યયોગની જેમ કૂટસ્થ અને વ્યાપક માનવામાં આવ્યો છે, છતાં એને જૈન પરંપરાની જેમ વાસ્તવિક રૂપે કર્તા, ભોક્તા, બદ્ધ અને મુક્ત પણ માનવામાં આવ્યો છે.

(૪) અદ્વૈતવાદી વેદાંત પ્રમાણે આત્મા ખરી રીતે જુદા જુદા નથી પણ એક જ છે. એ સાંખ્યયોગની જેમ કૂટસ્થ અને વ્યાપક છે. એને વાસ્તવિક રીતે નથી તો એ બદ્ધ કે નથી તો મુક્ત. એમાં અનેકપણું બંધમોક્ષ ઉપચારથી માનવામાં આવ્યાં છે.

(૫) બૌદ્ધ મત પ્રમાણે આત્મા કે ચિત્ત અનેક છે. એ જ કર્તા ભોક્તા બંધ અને નિર્વાણનું આશ્રય છે. એ નથી તો કૂટસ્થ કે નથી વ્યાપક. એ કેવળ જ્ઞાનક્ષણપરંપરારૂપ છે જે હૃદય, ઇન્દ્રિય જેવા અનેક કેન્દ્રોમાં એકીસાથે કે ક્રમશઃ નિમિત્ત પ્રમાણે ઉત્પન્ન અને નષ્ટ થતું રહે છે.

ઉપર આપેલ સંક્ષિપ્ત વર્ણન ઉપરથી એ સ્પષ્ટ રૂપે સૂચિત થાય છે કે જૈન પરંપરાસંમત આત્મસ્વરૂપ એ બંધમોક્ષના તત્ત્વચિંતકોની કલ્પનાનું અનુભવમૂલક પ્રાચીન રૂપ છે. સાંખ્યયોગસંમત આત્મસ્વરૂપ એ એ તત્ત્વચિંતકોની કલ્પનાની બીજી ભૂમિકા છે. અદ્વૈતવાદસંમત આત્મસ્વરૂપ સાંખ્યયોગની ઉપરનુંવિષયક કલ્પનાનું એક રીતે પરિમાર્જિત માત્ર છે, ત્યારે ન્યાયવૈશેષિકસંમત આત્મસ્વરૂપ જૈન અને સાંખ્યયોગની કલ્પનાનું મિશ્રણ જ છે. બૌદ્ધસંમત આત્મસ્વરૂપ જૈન કલ્પનાનું જ તર્કશોધિત રૂપ છે.

**ચારિત્રવિચાર**

આત્મા અને કર્મના સ્વરૂપો જાણ્યા પછી જ એ જાણી શકાય છે કે આધ્યાત્મિક ઉત્ક્રાંતિમાં ચારિત્રનું શું સ્થાન છે. મોક્ષ તત્ત્વના ચિંતકો પ્રમાણે ચારિત્રનો ઉદ્દેશ આત્માને કર્મથી મુક્ત કરવો એ જ છે. ચારિત્ર દ્વારા કર્મથી મુક્તિ માની લીધા પછી પણ એ પ્રશ્ન તો બાકી રહે જ છે કે સ્વભાવથી શુદ્ધ એવા આત્માની સાથે પહેલવહેલાં

કર્મનો સંબંધ ક્યારે અને શા માટે થયો અથવા એવો સંબંધ કોણે કર્યો? એ જ રીતે એ પ્રશ્ન પણ ઊભો થાય છે કે સ્વભાવથી શુદ્ધ એવા આત્મતત્ત્વની સાથે જો કોઈ ને કોઈ રીતે કર્મનો સંબંધ થયેલો માનવામાં આવે તો ચારિત્ર દ્વારા મુક્તિ પ્રાપ્ત થયા પછી પણ ફરી કર્મનો સંબંધ કેમ નથી થતો? આ બે પ્રશ્નોનો જવાબ બધાય આધ્યાત્મિક ચિંતકોએ લગભગ એકસરખો જ આપ્યો છે સાંખ્ય યોગ હોય કે વેદાન્ત ન્યાય વૈશેષિક હોય કે બૌદ્ધ એ બધાય દર્શનોની જેમ જૈન દર્શનનું પણ એ જ મંતવ્ય છે. કર્મ અને આત્માનો સંબંધ અનાદિ છે કારણ કે એ સંબંધની પહેલી ક્ષણ જ્ઞાનની સીમાની સર્વથા બહાર છે બધાએ એમ માન્યું છે કે આત્માની સાથે કર્મ અવિદ્યા કે માયાનો સંબંધ પ્રવાહરૂપે અનાદિ છે આમ છતાં વ્યક્તિરૂપે એ સંબંધ સાદિ છે કારણ કે આપણા સૌનો એવો અનુભવ છે કે અજ્ઞાન અને રાગદ્વેષથી જ જગતમાં કર્મવાસનાની ઉત્પત્તિ થતી રહે છે કર્મ સર્વથા છૂટી ગયા પછી આત્માનું જે પૂર્ણ શુદ્ધ રૂપ પ્રગટ થાય છે એમાં ફરી કર્મ કે વાસના ઉત્પન્ન કેમ નથી થતાં એનો ખુલાસો તર્કવાદી આધ્યાત્મિક ચિંતકોએ એવો કર્યો છે કે આત્મા સ્વભાવે શુદ્ધિનો પક્ષપાતી છે શુદ્ધિ દ્વારા ચેતના વગેરે સ્વાભાવિક ગુણોનો પૂર્ણ વિકાસ થયા પછી અજ્ઞાન કે રાગદ્વેષ જેવા દોષો મૂળથી જ નષ્ટ થઈ જાય છે અર્થાત્ પ્રયત્નપૂર્વક શુદ્ધિને પામેલ આત્મતત્ત્વમાં પોતાનું સ્થાન મેળવવામાં એ દોષો સર્વથા નિર્બળ બની જાય છે

ચારિત્રનું કામ જીવનના વૈષમ્યનાં કારણોને દૂર કરવાં એ છે જેને જૈન પરિભાષામાં 'સંવર' કહ્યું છે વૈષમ્યના મૂળ કારણ અજ્ઞાનનું નિવારણ આત્માની સમ્યક્ પ્રતીતિથી થાય છે અને રાગદ્વેષ જેવા ક્લેશોનું નિવારણ માધ્યસ્થ્યની સિદ્ધિથી. એટલા માટે આંતર ચારિત્રમાં બે જ બાબતો આવે છે (૧) આત્મજ્ઞાન-વિવેકખ્યાતિ— (૨) માધ્યસ્થ્ય કે રાગદ્વેષ આદિ ક્લેશોનો વિજય ધ્યાન વ્રત, નિયમ,

તપ વગેરે જે જે ઉપાયો આંતર ચારિત્રના પોષક બને છે એ જ સાધનને માટે બાહ્ય ચારિત્રરૂપે સ્વીકારવા યોગ્ય મનાયા છે

આધ્યાત્મિક જીવનની ઉત્ક્રાંતિ આંતર ચારિત્રના વિકાસ ઉપર આધાર રાખે છે આ વિકાસક્રમનું ગુણસ્થાનરૂપે જૈન પરંપરામાં ખૂબ વિશદ અને વિસ્તૃત વર્ણન મળે છે આધ્યાત્મિક ઉત્ક્રાંતિક્રમના જિજ્ઞાસુઓને માટે યોગશાસ્ત્રમાં પ્રસિદ્ધ મધુમતી વગેરે ભૂમિકાઓનું, બૌદ્ધ શાસ્ત્રમાં પ્રસિદ્ધ સોતાપન્ન આદિ ભૂમિકાઓનું યોગવાસિષ્ઠમાં પ્રસિદ્ધ અજ્ઞાન અને જ્ઞાન ભૂમિકાઓનું આજીવક-પરંપરામાં પ્રસિદ્ધ મંદ ભૂમિ વગેરે ભૂમિકાઓનું અને જૈન પરંપરાપ્રસિદ્ધ ગુણસ્થાનોનું તથા યોગદૃષ્ટિઓનું તુલનાત્મક અધ્યયન ખૂબ રસપ્રદ તેમ જ ઉપયોગી છે એનું વર્ણન અહીં શક્ય નથી જિજ્ઞાસુ બીજે પ્રગટ થયેલ લેખો[1] ઉપરથી એ જાણી શકે છે

અહીં એ ચૌદ ગુણસ્થાનોનું વર્ણન ન કરતાં સંક્ષેપમાં ત્રણ ભૂમિકાઓનો જ પરિચય આપું છું જેમાં ગુણસ્થાનોનો સમાવેશ થઈ જાય છે પહેલી ભૂમિકા છે બહિરાત્મા—જેમાં આત્મજ્ઞાન કે વિવેકખ્યાતિનો ઉદય જ નથી થતો બીજી ભૂમિકા અંતરાત્મા છે જેમાં આત્મજ્ઞાનનો ઉદય તો થાય છે પણ રાગદ્વેષ વગેરે દોષો મંદ થતા જતા પણ પોતાનો પ્રભાવ બતાવતા રહે છે ત્રીજી ભૂમિકા છે પરમાત્મા આમાં રાગદ્વેષનો પૂર્ણ ઉચ્છેદ થવાથી વીતરાગપણું પ્રગટ થાય છે

**યોગવિદ્યા**

યોગવિદ્યામાં તેના સ્વરૂપનું વર્ણન આવે છે જીવ—ચેતન અને અજીવ—અચેતન કે જડ એ બે તત્ત્વોનો સહચાર એ જ ગાંઠ છે ચેતન-અચેતન એ બે તત્ત્વો ન તો કોઈએ ક્યારેય પેદા કર્યા છે કે ન ક્યારેય તે નાશ પામે છે છતાં પણ એ સ્વભાવથી જુદાં જુદાં

૧ જુઓ "ભારતીય દર્શનોમાં આધ્યાત્મિક વિકાસક્રમ" લેખ પુરાતત્ત્વ ૧, પૃ ૧૪૯

પરિણામો પામતા રહે છે. સંસારકાળમાં એના ઉપર વધુ પ્રભાવ પાડનારું તત્ત્વ એ માત્ર જડ પરમાણુપુંજ છે, જે જુદા જુદા રૂપે ચેતનના સંપર્કમાં આવે છે, અને એની શક્તિઓને મર્યાદિત પણ કરે છે. ચેતન તત્ત્વની સાત્ત્વિક અને ભૌતિક શક્તિઓ એવી છે કે જે યોગ્ય દિશા મેળવીને ક્યારેક ને ક્યારેક એ જડ તત્ત્વોના પ્રભાવથી એને મુક્ત પણ કરી દે છે. જડ અને ચેતનના પારસ્પરિક પ્રભાવનું ક્ષેત્ર જ લોક છે અને એ પ્રભાવથી છુટકારો મેળવવો એ જ લોકાંત છે. જૈન પરંપરાની લોકક્ષેત્રવિષયક કલ્પના સાંખ્ય-યોગ, પુરાણ અને બૌદ્ધ વગેરે પરંપરાઓની કલ્પના સાથે અનેક અંશે મળતી છે.

જૈન પરંપરા ન્યાય-વૈશેષિકની જેમ, પરમાણુવાદી છે, સાંખ્ય-યોગની જેમ પ્રકૃતિવાદી નથી. તોપણ જૈન પરંપરાસંમત પરમાણુનું સ્વરૂપ સાંખ્યપરંપરાસંમત પ્રકૃતિના સ્વરૂપની સાથે જેવું મળતું છે એવું ન્યાય-વૈશેષિકસંમત પરમાણુના સ્વરૂપ સાથે મળતું નથી. કારણ કે જૈનસંમત પરમાણુ સાંખ્યસંમત પ્રકૃતિની જેમ પરિણામી છે, ન્યાય-વૈશેષિકસંમત પરમાણુની જેમ કૂટસ્થ નથી. એટલા જ માટે સાંખ્યસંમત એક જ પ્રકૃતિ જેમ પૃથ્વી, પાણી, પ્રકાશ, પવન વગેરે અનેક ભૌતિક સૃષ્ટિઓનું ઉપાદાન બને છે, એવી જ રીતે જૈનસંમત એક જ પરમાણુ પૃથ્વી, પાણી, પ્રકાશ આદિ જુદા જુદા રૂપે પરિણત થાય છે. જૈન પરંપરા ન્યાય-વૈશેષિકની જેમ એમ નથી માનતી કે પૃથ્વી, પાણી વગેરેના ભૌતિક પરમાણુ મૂળમાં જ હમેશાં ભિન્ન જાતિના છે. આ ઉપરાંત એક બીજું પણ અંતર ધ્યાનમાં લેવા જેવું છે તે એ કે જૈનસંમત પરમાણુ વૈશેષિકસંમત પરમાણુ કરતાં એટલો વધારે સૂક્ષ્મ છે કે અંતે એ સાંખ્યસંમત પ્રકૃતિની જેવો જ અવ્યક્ત બની જાય છે. જૈન પરંપરાનો અનંતપરમાણુવાદ પ્રાચીન સાંખ્યસંમત પુરુષબહુત્વાનુરૂપ પ્રકૃતિબહુત્વવાદથી[1] દૂર નથી.

૧ ષડ્દર્શનસમુચ્ચય ગુણરત્ન ટીકા પૃ. ૯૯

### જૈન મત અને ઈશ્વર

જૈન પરંપરા સાંખ્ય યોગ મીમાંસક વગેરે પરંપરાઓની જેમ લોકને પ્રવાહરૂપે અનાદિ અને અનંત માને છે એ પૌરાણિક કે વૈશેષિક મતની જેમ એના ઉત્પત્તિ અને વિનાશ નથી માનતી, તેથી જૈન પરંપરામાં કર્તા-સંહર્તા રૂપે ઈશ્વર જેવી સ્વતંત્ર વ્યક્તિનું કોઈ સ્થાન જ નથી જૈન સિદ્ધાંત કહે છે કે પ્રત્યેક જીવ પોતપોતાની સૃષ્ટિનો પોતે જ કર્તા છે એના સિદ્ધાંત પ્રમાણે તાત્ત્વિક દૃષ્ટિએ પ્રત્યેક જીવમાં ઈશ્વરભાવ રહેલું જ, જે મુક્તિના સમયે પ્રગટ થાય છે જેનું ઈશ્વરભાવ પ્રગટ થયું એ જ સાધારણ લોકોને માટે ઉપાસ્ય બની જાય છે યોગશાસ્ત્રસંમત ઈશ્વર પણ ફક્ત ઉપાસ્ય છે કર્તા સંહર્તા નથી પણ જૈન અને યોગશાસ્ત્રની કલ્પનામાં અંતર છે તે એ કે યોગશાસ્ત્રસંમત ઈશ્વર સદા મુક્ત હોવાને લીધે બીજા પુરુષોથી જુદી કોટિના છે જ્યારે જૈનશાસ્ત્રસંમત ઈશ્વર એવો નથી જૈન શાસ્ત્રનું કહેવું છે કે ઈશ્વરપણું પ્રયત્નસાધ્ય હોવાથી હરકોઈ યોગ્ય સાધક એને મેળવી શકે છે અને બધાય મુક્ત જીવો સમાનપણે ઈશ્વરરૂપે ઉપાસ્ય છે

### શ્રુતવિદ્યા અને પ્રમાણવિદ્યા

પ્રાચીન સમયના અને પોતાના સમય સુધીમાં જ્ઞાત એવા અન્ય વિચારકોના વિચારોનો તેમ જ સ્વાનુભવમૂલક પોતાના વિચારોનો સત્યલક્ષી સંગ્રહ એ જ શ્રુતવિદ્યા છે શ્રુતવિદ્યાનું ધ્યેય એ છે કે સત્યસ્પર્શી કોઈ પણ વિચાર કે વિચારસરણીની અવગણના કે ઉપેક્ષા ન થાય એને લીધે જ જૈન પરંપરાની શ્રુતવિદ્યા નવી નવી વિદ્યાઓના વિકાસની સાથે વિકસિત થતી રહી છે એ કારણે જ શ્રુતવિદ્યામાં સંગ્રહનયરૂપે જ્યાં પહેલાં સાંખ્યસંમત સદ્દ્વૈત લેવામાં આવ્યું ત્યાં જ બ્રહ્માદ્વૈતના વિચારવિકાસ પછી સંગ્રહનયરૂપે બ્રહ્માદ્વૈત વિચારે પણ સ્થાન પ્રાપ્ત કર્યું છે એ જ રીતે જ્યાં ઋજુસૂત્રનયરૂપે

પ્રાચીન બૌદ્ધ ક્ષણિકવાદ સગ્રહીત થયો છે, ત્યાં જ, તે પછીના મહાયાની વિકાસની પછી, ઋજુસૂત્રનયરૂપે વૈભાષિક સૌત્રાન્તિક વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ એ ચારે પ્રસિદ્ધ બૌદ્ધશાખાઓનો સગ્રહ થયો છે

અનેકાંતદૃષ્ટિનુ કાર્યક્ષેત્ર એટલુ બધુ વ્યાપક છે કે એમા માનવજીવનને હિતકારી એવી બધી લૌકિક-લોકોત્તર વિદ્યાઓ પોતપોતાનુ યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી લે છે તેથી જ જૈન શ્રુતવિદ્યામા લોકોત્તર વિદ્યાઓ ઉપરાત લૌકિક વિદ્યાઓએ પણ સ્થાન પ્રાપ્ત કર્યું છે

પ્રમાણવિદ્યામા પ્રત્યક્ષ અનુમિતિ વગેરે જ્ઞાનના બધાય પ્રકારોનુ, એમના સાધનોનુ તથા એના બળાબળનુ સવિસ્તર વિવરણ આવે છે એમા પણ અનેકાતદૃષ્ટિનો એવો ઉપયોગ કરવામાં આવ્યો છે કે જેથી કોઈ પણ તત્ત્વચિંતકના યથાર્થ વિચારની અવગણના કે ઉપેક્ષા નથી થતી ઊલટું જ્ઞાન અને એના સાધનો સાથે સબધ ધરાવતા બધાય જ્ઞાન વિચારોનો યથાવત્ વિનિયોગ કરવામા આવ્યો છે

અહી સુધીનુ વર્ણન જૈન પરપરાના પ્રાણરૂપ અહિંસા અને અનેકાતની સાથે સબધ ધરાવે છે જેવી રીતે શરીર વગર પ્રાણનુ રહેવુ અસભવ છે એવી જ રીતે ધર્મશરીર વગર ધર્મપ્રાણનુ ટકી રહેવુ પણ અસભવ છે જૈન પરપરાનુ ધર્મશરીર પણ સઘરચના સાહિત્ય તીર્થ મદિર વગેરે ધર્મસ્થાનો શિલ્પસ્થાપત્ય ઉપાસનાવિધિ અથવા સગ્રહ ધરાવતા ભડારો વગેરે અનેક રૂપે વિદ્યમાન છે

[દઔચિ૦ ખ૦ ૨, પૃ૦ ૧૧૯-૧૩૧]

## ૩

# નિર્ગ્રંથ સંપ્રદાયની પ્રાચીનતા

### મુખ્ય શ્રમણ સંપ્રદાયો અને તેની ઓળખ

બ્રાહ્મણ કે વૈદિક ધર્માનુયાયી સંપ્રદાયનો વિરોધી સંપ્રદાય, શ્રમણ સંપ્રદાય કહેવાય છે જે ભારતમાં ઘણે ભાગે વૈદિક સંપ્રદાયના પ્રવેશની પહેલાંથી જ કોઈ ને કોઈ રૂપમાં અને કોઈ ને કોઈ પ્રદેશમાં અવશ્ય અસ્તિત્વ ધરાવતો હતો. શ્રમણ સંપ્રદાયની શાખાઓ અને પ્રશાખાઓ અનેક હતી જેમાં સાંખ્ય, જૈન, બૌદ્ધ, આજીવક વગેરેના નામ જાણીતા છે. શ્રમણ સંપ્રદાયની પ્રાચીન અનેક શાખાઓ અને પ્રશાખાઓ એવી હતી કે જે પહેલાં તો વૈદિક સંપ્રદાયની સાવ વિરોધી હતી પણ ધીમે ધીમે એ, એક યા બીજે કારણે વૈદિક સંપ્રદાયમાં હળીમળી ગઈ હતી. દાખલા તરીકે આપણે વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયોના નામ દઈ શકીએ. પ્રાચીન વૈષ્ણવ અને શૈવ આગમો વૈદિક સંપ્રદાયથી કેવળ ભિન્ન હતા એટલું જ નહીં પણ એનો વિરોધ સુધ્ધાં કરતા હતા અને એટલા માટે વૈદિક સંપ્રદાયના સમર્થક આચાર્યો પણ પ્રાચીન વૈષ્ણવ અને શૈવ આગમોને વેદવિરોધી માનીને એમને વેદબાહ્ય માનતા હતા પણ અત્યારે આપણે જોઈ શકીએ છીએ કે, એ જ વૈષ્ણવ અને શૈવ સંપ્રદાયો તથા એમની અનેક શાખાઓ બિલકુલ વૈદિક સંપ્રદાયમાં મળી ગઈ છે. આ જ સ્થિતિ સાંખ્ય સંપ્રદાયની છે, જે પહેલાં અવૈદિક મનાતો હતો, પણ અત્યારે વૈદિક મનાય છે. આમ

હોવા છતાં કેટલાક શ્રમણ સંપ્રદાયો હજી પણ એવા છે કે જેઓ પોતે પોતાની જાતને અવૈદિક જ માને મનાવે છે અને વૈદિક વિદ્વાનો પણ એમને અવૈદિક જ માને છે. આ સંપ્રદાયોમાં જૈન અને બૌદ્ધ મુખ્ય છે.

શ્રમણ સંપ્રદાયની સામાન્ય અને સંક્ષિપ્ત ઓળખાણ એ છે કે એ ન તો અપૌરુષેય-અનાદિ રૂપે કે ઈશ્વરરચિત રૂપે વેદોનું પ્રામાણ્ય સ્વીકારે છે કે ન તો બ્રાહ્મણવર્ગનું જાતિને કારણે કે પુરોહિતપણાને લીધે ગુરુપદ સ્વીકારે છે. જેવી રીતે કે વૈદિક સંપ્રદાય વેદો અને બ્રાહ્મણ પુરોહિતોના સંબંધમાં માને છે. બધાય શ્રમણ સંપ્રદાયો પોતપોતાના સંપ્રદાયના પુરસ્કર્તા તરીકે કોઈ ને કોઈ યોગ્ય તમ પુરુષને માનીને એમનાં વચનોને જ અંતિમ પ્રમાણરૂપ માને છે, અને જાતિ કરતાં ગુણની પ્રતિષ્ઠા કરીને સંન્યાસી કે ગૃહત્યાગી વર્ગનું જ ગુરુપદ સ્વીકારે છે.

## નિર્ગ્રંથ સંપ્રદાય એ જૈન સંપ્રદાય : કેટલાક પુરાવા

પ્રાચીન કાળમાં શ્રમણ સંપ્રદાયની બધી શાખા-પ્રશાખાઓમાં ગુરુ કે ત્યાગી વર્ગને માટે સામાન્ય રીતે આ શબ્દો વપરાતા હતા : શ્રમણ, ભિક્ષુ, અનગાર, યતિ, સાધુ, તપસ્વી, પરિવ્રાજક, અર્હત, જિન, તીર્થંકર વગેરે. બૌદ્ધ અને આજીવક સંપ્રદાયોની જેમ જૈન સંપ્રદાય પણ પોતાના ગુરુવર્ગને માટે પહેલાંથી જ આ શબ્દોનો ઉપયોગ કરતો રહ્યો છે. આમ છતાં એક શબ્દ એવો છે કે જેનો ઉપયોગ જૈન સંપ્રદાય જ પોતાના સમગ્ર ઇતિહાસ કાળમાં પહેલાંથી તે અત્યાર સુધી પોતાના ગુરુવર્ગને માટે કરતો રહ્યો છે. એ શબ્દ છે 'નિગ્રન્થ (निग्गंथ)'[1] જૈન આગમો પ્રમાણે निग्गंथ અને બૌદ્ધ પિટકો મુજબ निगण्ठ. ઐતિહાસિક સાધનોને આધારે આપણે એટલે સુધી જાણી અને કહી શકીએ છીએ કે જૈન પરંપરા સિવાયની

---

[1] આચારાંગ ૧, ૩, ૧, ૧૦૮

બીજી કોઈ પરંપરાના ગુરુવર્ગને માટે ‘निग्गंथ’ શબ્દ પ્રચલિત કે રૂઢ થયેલો નથી મળતો આ કારણે જ જૈનશાસ્ત્રને ‘निग्गंथपवयण’ અર્થાત્ ‘निर्ग्रंथप्रवचन’ કહેવામાં આવે છે[1] બીજા કોઈ સંપ્રદાયના શાસ્ત્રને निर्ग्रंथप्रवचन કહેલ નથી

આગમકથિત નિર્ગ્રંથ સંપ્રદાયની સાથે બૌદ્ધ પિટકોનો જેટલો અને જેવો સીધો સંબંધ છે એટલો અને એવો સંબંધ વૈદિક કે પૌરાણિક સાહિત્યનો નથી એના કારણો આ પ્રમાણે છે —

(૧) જૈન સંપ્રદાય અને બૌદ્ધ સંપ્રદાય, બન્ને શ્રમણ સંપ્રદાય છે તેથી એમની વચ્ચે ભ્રાતૃભાવ જેવો સંબંધ છે

(૨) બૌદ્ધ સંપ્રદાયના સ્થાપક ગૌતમબુદ્ધ અને નિર્ગ્રંથ સંપ્રદાયના અંતિમ પુરસ્કર્તા જ્ઞાતપુત્ર મહાવીર, બંને સમકાલીન હતા તેઓ કેવળ સમકાલીન હતા એટલું જ નહીં બલ્કે એમણે સમાન કે એક જ ક્ષેત્રમાં જીવન વિતાવ્યું હતું બન્નેની પ્રવૃત્તિનું ધામ કેવળ એક જ પ્રદેશ નહીં બલ્કે એક જ શહેર, એક જ મહોલ્લો અને એક જ કુટુંબ પણ હતું બંનેના અનુયાયીઓ પણ આપસમાં મળતા હતા અને પોતપોતાના પૂજ્ય પુરુષોના ઉપદેશો અને આચારો સંબંધી મિત્રભાવે કે પ્રતિસ્પર્ધીભાવે ચર્ચા પણ કરતા હતા એટલું જ નહીં બલ્કે અનેક અનુયાયીઓ એવા પણ હતા, જેઓ પહેલા કોઈ એકના અનુયાયી હતા, પણ પછીથી બીજાના અનુયાયી થયા જાણે મહાવીર અને બુદ્ધના અનુયાયીઓ એવા પાડોશી કે કુટુંબી હતા કે જેમનો સામાજિક સંબંધ બહુ નજીકનો હતો એમ જ કહેવું જોઈએ કે જાણે એક જ કુટુંબના અનેક સભ્યો અત્યારે પણ જોવામાં આવે છે એમ જુદી જુદી માન્યતાઓ ધરાવતા હતા[2]

1. ભગવતી ૯-૬-૩૮૩
2. ઉપાસક શાસ્ત્ર અ૦ ૮ ઇત્યાદિ

(૩) નિર્ગ્રંથ સંપ્રદાયની અનેક બાબતોનું બુદ્ધે તથા એમના સમકાલીન શિષ્યોએ નજરે જોયા જેવું વર્ણન કર્યું છે—ભલે પછી એ વર્ણન પ્રાસંગિક હોય કે ખંડનની દૃષ્ટિથી કરવામાં આવ્યું હોય.[1]

આ બધા માટે બૌદ્ધ પિટકોમાં મળતો નિર્ગ્રંથ સંપ્રદાયના આચાર-વિચારને લગતો નિર્દેશ ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ મહત્ત્વનો છે. પછી જ્યારે આપણે બૌદ્ધ પિટકોમાં આવતા નિર્ગ્રંથ સંપ્રદાય સંબંધી નિર્દેશોની ખુદ નિર્ગ્રંથ પ્રવચનરૂપે ઉપલબ્ધ આગમિક સાહિત્યમાંના નિર્દેશોની સાથે શબ્દ અને ભાવની દૃષ્ટિએ સરખામણી કરીએ છીએ ત્યારે જરા સંદેહ નથી રહેતો કે બંને નિર્દેશો પ્રમાણભૂત છે—અને પછી બંને બાજુએ ગાઢ પ્રતિસ્પર્ધાનો ભાર રહ્યો હોય. જેવી બૌદ્ધ પિટકોની રચનાઓ સંકલનાની સ્થિતિ છે લગભગ એવી જ સ્થિતિ પ્રાચીન નિર્ગ્રંથ આગમોની છે.

### બુદ્ધ અને મહાવીર

બુદ્ધ અને મહાવીર સમકાલીન હતા, બંને શ્રમણ સંપ્રદાયના સમર્થક હતા. આ બંનેને વચ્ચેનું અંતર જાણ્યા વિના આપણે કોઈ નિર્ણય ઉપર નથી પહોંચી શકતા. સૌથી પહેલું અંતર તો એ છે કે બુદ્ધે મહાભિનિષ્ક્રમણથી લઈને તે પોતાના નવા માર્ગ—ધર્મચક્રનું પ્રવર્તન કર્યું, એ છ વર્ષ દરમ્યાન તેઓ એ સમયે પ્રચલિત ભિન્ન ભિન્ન તપસ્વી અને યોગી સંપ્રદાયોનો એક પછી એક સ્વીકાર અને ત્યાગ કરતા હતા, જ્યારે મહાવીરને કુળપરંપરાથી જે ધર્મમાર્ગ પ્રાપ્ત થયો હતો એનો સ્વીકાર કરીને તેઓ આગળ વધ્યા અને એ કુળપરંપરાગત ધર્મમાં પોતાની સૂઝ અને શક્તિ પ્રમાણે એમણે સુધારો કે શુદ્ધિ કર્યા. એકનો માર્ગ જૂના પંથોનો ત્યાગ કર્યા બાદ નવા ધર્મસ્થાપનનો હતો, તો બીજાનો માર્ગ કુળધર્મનું સંશોધન માત્ર હતો. તેથી આપણે જોઈએ છીએ કે બુદ્ધ ઠેર ઠેર પહેલાં સ્વીકારેલ અને પછી સ્વીકારેલ

---

૧ મજ્ઝિમનિકાય સુ૦ ૧૪, ૫૬. દીઘનિકાય સુ૦ ૨૯, ૩૩.

અનેક પક્ષોની સમાલોચના કરતા રહે છે, અને કહે છે કે અમુક પક્ષનો અમુક નાયક અમુક માને છે, બીજો અમુક માને છે પણ હું એની સાથે સંમત નથી હું તો આ પ્રમાણે માનું છું ઇત્યાદિ[1] બુદ્ધે સમસ્ત પિટકોમાં એવું ક્યાંય નથી કહ્યું કે હું જે કહું છું તે તો ફક્ત પ્રાચીન છે, અને હું તો માત્ર એનો પ્રચારક જ છું બુદ્ધના સર્વ કથનની પાછળ એક જ ભાવ છે, અને તે એ કે મારો માર્ગ મારી પોતાની શોધનું ફળ છે જ્યારે મહાવીર એમ નથી કહેતા ઊલટું કે એમના પાર્શ્વાપત્યિકોએ મહાવીરને જ્યારે પ્રશ્નો પૂછ્યા તો એમણે પાર્શ્વનાથના જ વચનોની સાક્ષી આપીને પાર્શ્વાપત્યિકોને પોતાના પક્ષમાં બનાવી દીધા[2] એ પ્રમાણે જ બુદ્ધે પોતાના મતની સાથે બીજા કોઈ સંપ્રદાયનો કે પૂર્વકાલીન મતનો સમન્વય નથી કર્યો એમણે કેવળ પોતાના મતની વિશેષતાઓ બતાવી છે જ્યારે મહાવીરે એવું નથી કર્યું તેઓએ પાર્શ્વનાથના તે સમયના સંપ્રદાયના અનુયાયીઓ સાથે પોતાના સુધારા કે વિચારોનો સમન્વય કર્યો છે[3] તેથી મહાવીરનો માર્ગ પાર્શ્વનાથના સંપ્રદાય સાથેની એમની સમન્વયવૃત્તિનો સૂચક છે

બુદ્ધ અને મહાવીરની વચ્ચે ધ્યાન આપવા યોગ્ય બીજું અંતર ઉંમરનું છે બુદ્ધ ૮૦ વર્ષે નિર્વાણ પામ્યા જ્યારે મહાવીર ૭૨ વર્ષની ઉંમરે હવે તો એ નિશ્ચિત જેવું થઈ ચૂક્યું છે કે બુદ્ધનું નિર્વાણ પહેલાં અને મહાવીરનું પછી થયું હતું[4] આ રીતે મહાવીર કરતાં બુદ્ધ ઉંમરે કંઈક મોટા હતા એટલું જ નહીં પણ મહાવીરે સ્વતંત્રરૂપે ધર્મોપદેશ આપવો શરૂ કર્યો એની પહેલાં જ બુદ્ધે પોતાના માર્ગની

૧ મજ્ઝિમનિકાય સુ૦ ૫૬ અંગુત્તરનિકાય ભા૦ ૧ પૃ ૨૦૬ વો૦ ૩, પૃ૦ ૩૮

૨ ભગવતી ૫-૯ ૨૨૫

૩ ઉત્તરાધ્યયન અ ૨૩

૪ વીરનિર્વાણસંવત ઔર જૈન કાલગણના ભારતીય વિદ્યા ભા૦ ૩ પૃ ૧૭૭

સ્થાપનાની શરૂઆત કરી દીધી હતી બુદ્ધને પોતાના માર્ગમાં નવા નવા અનુયાયીઓને ભેગા કરીને જ બળ વધારવું હતું જ્યારે મહાવીરને અનુયાયીઓ બનાવવા ઉપરાંત પાર્શ્વનાથના જૂના અનુયાયીઓને પણ પોતાના પ્રભાવમાં અને પોતાની આસપાસ જોડી રાખવાના હતા તત્કાલીન બીજા બધા પંથોના મંતવ્યોની પૂરી પરીક્ષા કે એમનું ખંડન કર્યા વગર બુદ્ધ પોતાની સંઘરચનામાં સફળ થઈ શકે એમ ન હતા જ્યારે મહાવીરનો પ્રશ્ન કંઈક જુદો હતો કારણ કે પોતાના ચારિત્ર અને તેજોમયતાને લીધે પાર્શ્વનાથના તત્કાલીન અનુયાયીઓના મન જીતી લઈને મહાવીર એમને પોતાના અનુયાયી બનાવી લેતા હતા તેથી નવા નવા અનુયાયીઓની ભરતીનો સવાલ એમને માટે એટલો ઉગ્ર ન હતો જેટલો બુદ્ધને માટે તેથી આપણે જોઈએ છીએ કે બુદ્ધનો સમગ્ર ઉપદેશ બીજાઓની આલોચનાથી ભરેલો છે

### નિર્ગ્રંથ પરંપરાનો બુદ્ધ ઉપર પ્રભાવ

બુદ્ધે પોતાનો માર્ગ શરૂ કરતા પહેલાં એક પછી એક જે પંથોનો ત્યાગ કર્યો એમાં એક નિર્ગ્રંથ પંથ પણ હતો બુદ્ધે પોતાના જીવનનું જે વર્ણન કર્યું છે[1] એને વાચવાથી અને એની જૈન આગમોમાં વર્ણવેલ આચારો સાથે સરખામણી કરવાથી એ નિઃસંદેહ રીતે જાણી શકાય છે કે બુદ્ધે બીજા પંથોની જેમ જૈન પંથમાં પણ ઠીક ઠીક જીવન વિતાવ્યું હતું—ભલે પછી એ ટૂંકા સમય માટે પણ કેમ ન હોય બુદ્ધની સાધનાના સમયના શરૂઆતનાં વર્ષોમાં મહાવીરે તો પોતાનો માર્ગ શરૂ જ નહોતો કર્યો અને એ સમયે પૂર્વ પ્રદેશમાં પાર્શ્વનાથના સિવાય બીજો કોઈ નિર્ગ્રંથ પંથ ન હતો તેથી એ નક્કી છે કે બુદ્ધે ભલે થોડા વખત માટે પણ કેમ ન હોય પાર્શ્વનાથના નિર્ગ્રંથ સંપ્રદાયનું જીવન વિતાવ્યું હતું એને લીધે જ બુદ્ધ જ્યારે નિર્ગ્રંથ સંપ્રદાયના આચાર વિચારોની સમાલોચના કરે છે ત્યારે નિર્ગ્રંથ

૧ મજ્ઝિમનિકાય સુ૦ ૨૬ પ્રો૦ કોસાંબીકૃત બુદ્ધચરિત (ગુજરાતી)

સંપ્રદાયમાં પ્રતિષ્ઠિત એવા તપ ઉપર ઉગ્ર પ્રહાર કરે છે અને તેઓ જ્યારે નિર્ગ્રંથ સંપ્રદાયના આચાર અને વિચારનું ખંડન કરે છે ત્યારે એનું એ સંપ્રદાયની પરિભાષામાં ઠીક ઠીક વર્ણન કરીને કરે છે એનું કારણ પણ આ જ છે મહાવીર અને બુદ્ધ બન્નેનો ઉપદેશકાળ અમુક સમય સુધી તો જરૂર એક જ હતો એટલું જ નહી તેઓ એકબીજાને મળ્યા વગર પણ અમુક સ્થાનોમાં એકસાથે વિચર્યા હતા તેથી આપણે એ પણ જોઈએ છીએ કે પિટકોમાં 'નાતપુત્ત નિગ્ગઠ' તરીકે મહાવીરનો નિર્દેશ આવે છે[1]

**ચાર યામ અને બૌદ્ધ સંપ્રદાય**

બૌદ્ધ પિટકોમાંના દીઘનિકાય અને સંયુત્તનિકાયમાં નિર્ગ્રંથોના મહાવ્રતની ચર્ચા આવે છે[2] દીઘનિકાયના સામઞ્ઞફલસુત્તમાં શ્રેણિક બિંબિસારના પુત્ર અજાતશત્રુ કુણિકે પોતાની જ્ઞાતપુત્ર મહાવીર સાથે થએલી મુલાકાતનું વર્ણન બુદ્ધની સમક્ષ કર્યું છે જેમાં જ્ઞાતપુત્ર મહાવીરના મુખે એમ કહેવરાવ્યું છે કે નિર્ગ્રંથ ચતુર્યામસંવરથી સંયત હોય છે આવો નિગ્રંથ જ યતાત્મા અને સ્થિતાત્મા હોય છે આ જ રીતે સંયુત્તનિકાયના દેવદત્તસંયુત્તમાં નિક નામે વ્યક્તિ જ્ઞાતપુત્ર મહાવીરને ધ્યાનમાં રાખીને બુદ્ધને કહે છે કે એ જ્ઞાતપુત્ર મહાવીર દયાળુ કુશળ અને ચતુર્યામ યુક્ત છે આ બૌદ્ધ ઉલ્લેખોને આધારે આપણે એટલું જાણી શકીએ છીએ કે ખુદ બુદ્ધના સમયમાં અને એ પછી પણ (બૌદ્ધ પિટકોએ અંતિમ સ્વરૂપ ધારણ કર્યું ત્યાં સુધી પણ) બૌદ્ધ પરંપરા મહાવીરને અને એમના અન્ય નિર્ગ્રંથોને ચતુર્યામ યુક્ત સમજતા હતા યામનો અર્થ છે મહાવ્રત, જેને યોગશાસ્ત્ર (૨-૩૦)માં જણાવ્યા મુજબ 'યમ' પણ કહે છે મહાવીરની નિર્ગ્રંથ પરંપરા અત્યાર લગી પંચમહાવ્રતધારી છે અને પંચમહાવ્રતી તરીકે જ શાસ્ત્રમાં તથા વ્યવહારમાં પ્રસિદ્ધ છે આની

૧ દીઘનિકાય સુ૦ ૨

૨ દીઘનિકાય સુ૦ ૨ સંયુત્તનિકાય ભો૦ ૧, પૃ૦ ૬૬

સ્થિતિમાં બૌદ્ધ ગ્રંથોમાં મહાવીર અને અન્ય નિર્ગ્રંથો માટે ચાર મહાવ્રતધારી રૂપે જે ઉલ્લેખ છે એનો શો અર્થ સમજવો?—આવો પ્રશ્ન આપોઆપ ઊભો થાય છે.

આનો જવાબ આપણને ઉપલબ્ધ જૈન આગમોમાંથી મળી રહે છે. સદ્ભાગ્યે ઉપલબ્ધ આગમોમાં પ્રાચીન એવા અનેક સ્તરો સચવાઈ રહ્યા છે કે જે કેવળ મહાવીરના સમયની નિર્ગ્રંથ પરંપરાની સ્થિતિ ઉપર જ નહીં, પણ એની પહેલાંની પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ પરંપરાની સ્થિતિ ઉપર પણ સ્પષ્ટ પ્રકાશ પાડે છે. ભગવતી અને ઉત્તરાધ્યયન જેવા આગમોમાં[1] વર્ણન આવે છે કે પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ જેઓ ચાર મહાવ્રતધારી હતા, એમાંના ઘણાએ મહાવીરના શાસનનો સ્વીકાર કરીને એમને પ્રરૂપેલ પાંચ મહાવ્રતોને ધારણ કર્યાં હતાં અને જૂની ચાર મહાવ્રતની પરંપરાને બદલી નાખી હતી, જ્યારે કેટલાક એવા પણ પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથો હતા કે જેમણે પોતાની ચાર મહાવ્રતની પરંપરાને જ ચાલુ રાખી હતી.[2] મહાવીરે ચાર મહાવ્રતોના સ્થાને પાંચ મહાવ્રતોની સ્થાપના શા માટે કરી અને ક્યારે કરી? આ પણ એક ઐતિહાસિક સવાલ છે. મહાવીરે પાંચ મહાવ્રતોની સ્થાપના શા માટે કરી?—આ સવાલનો જવાબ તો જૈન ગ્રંથો આપે છે, પણ એ સ્થાપના ક્યારે કરી?—આનો જવાબ એ નથી આપતા. અહિંસા, સત્ય, અસ્તેય, અપરિગ્રહ આ ચાર યામો—મહાવ્રતોની પ્રતિષ્ઠા ભગવાન પાર્શ્વનાથે કરી હતી, પણ ક્રમે ક્રમે નિર્ગ્રંથ પરંપરામાં એવી શિથિલતા આવી ગઈ કે કેટલાક નિર્ગ્રંથો 'અપરિગ્રહ'નો અર્થ 'સંગ્રહ ન કરવો' એટલો જ કરીને સ્ત્રીઓનો સંગ્રહ કે પરિગ્રહ કર્યા વગર પણ એમનો સંપર્ક રાખતા હતા અને એમ માનતા હતા કે એવી અ

૧ 'ઉત્થાન'નો મહાવીરાંક (સ્થાનકવાસી જૈન કૉન્ફરન્સ, મુંબઈ) પૃ. ૪૬

૨ એજન

૪

# જૈન સંસ્કૃતિનું હૃદય

### સંસ્કૃતિનું ઝરણું

સંસ્કૃતિનું ઝરણું નદીના એવા પ્રવાહ જેવું છે કે જે પોતાના ઉદ્‌ગમ સ્થાનથી તે અંત સુધી બીજા નાનામોટા ઝરણાઓ સાથે ભળતું વધતું અને પરિવર્તન પામતું બીજા અનેક મિશ્રણોથી યુક્ત થતું જાય છે અને ઉદ્‌ગમસ્થાનમાં પોતાને મળેલ રૂપ સ્પર્શ, ગંધ તથા સ્વાદ વગેરેમાં કંઈક ને કંઈક પરિવર્તન પણ પ્રાપ્ત કરતું રહે છે જૈન તરીકે ઓળખાતી સંસ્કૃતિ પણ સામાન્ય સંસ્કૃતિના આ નિયમનો અપવાદ નથી જે સંસ્કૃતિને આજે આપણે જૈન સંસ્કૃતિના નામે ઓળખીએ છે એનો આવિર્ભાવ સૌથી પહેલા કોણે કર્યો અને એમનાથી એ પહેલવહેલા કયા રૂપે ઉદ્‌ભવી એનું પૂરેપૂરું યથાર્થ વર્ણન કરવું એ ઇતિહાસના સીમાડાની બહારની વાત છે આમ છતાં એ પ્રાચીન પ્રવાહનું જે અને જેવું ઝરણું આપણી સામે મોજૂદ છે તથા એ જે આધારોના રૂપમાં રહેતું રહ્યું છે એ ઝરણા અને એ સાધનો સંબંધી વિચારણા કરવાથી આપણે જૈન સંસ્કૃતિના હૃદયને થોડું ઘણું પિછાની શકીએ છીએ

### જૈન સંસ્કૃતિના બે રૂપ

બીજી સંસ્કૃતિઓની જેમ, જૈન સંસ્કૃતિના પણ બે રૂપ છે એક બાહ્ય અને બીજું આંતરિક બાહ્ય રૂપ એ છે કે જેને એ સંસ્કૃતિના

કરીએ છીએ ત્યારે એ નવાઈ દૂર થઈ જાય છે. કોઈ પણ સંપ્રદાયે બીજા સંપ્રદાયને પૂરો ન્યાય નથી આપ્યો. એવું પણ બન્યું હોય કે મૂળમાં બુદ્ધ તથા એમના સમકાલીન શિષ્યો ચતુર્યામનો પૂરો અને સાચો અર્થ જાણતા હોય—એ અર્થ અતિ પ્રસિદ્ધ પણ હતો—તેથી એ જણાવવાની જરૂર ન દેખાઈ હોય. પણ જેમ જેમ પિટકોનું સંકલન થતું ગયું તેમ તેમ ચતુર્યામનો અર્થ સ્પષ્ટ કરવાની જરૂર દેખાઈ હોય. કોઈ બૌદ્ધ ભિક્ષુએ કલ્પનાને બળે એના અર્થની પૂર્તિ કરી, એ જ આગળ જતાં જેમની તેમ ચાલુ રહી અને કોઈએ એ ન વિચાર્યું કે ચતુર્યામનો આ અર્થ નિર્ગ્રંથ પરંપરાને માન્ય છે કે નહીં? બૌદ્ધોના સંબંધમાં જૈનોના હાથે પણ આવો વિપર્યાસ થયેલો ક્યાંક ક્યાંક જોવામાં આવે છે.[1] કોઈ પણ સંપ્રદાયની માન્યતાનું પૂર્ણ સાચું રૂપ તો એના ગ્રંથો અને એની પરંપરાથી જાણી શકાય છે.

[દઔચિં૦ ખં૦ ૨, પૃ૦ ૫૦ ૫૪, ૯૭ ૧૦૦]

---

૧ સૂત્રકૃતાંગ ૧ ૨ ૨ ૨૪-૨૮

## ૪

# જૈન સંસ્કૃતિનું હૃદય

**સંસ્કૃતિનું ઝરણું**

સંસ્કૃતિનું ઝરણું નદીના એવા પ્રવાહ જેવું છે કે જે પોતાના ઉદ્‌ગમ સ્થાનથી તે અંત સુધી બીજા નાનામોટાં ઝરણાંઓ સાથે ભળતું વધતું અને પરિવર્તન પામતું બીજા અનેક મિશ્રણોથી યુક્ત થતું જાય છે ને ઉદ્‌ગમસ્થાનમાં પોતાને મળેલ રૂપ સ્પર્શ, ગંધ તથા સ્વાદ વગેરેમાં કંઈક ને કંઈક પરિવર્તન પણ પ્રાપ્ત કરતું રહે છે જૈન તરીકે ઓળખાતી સંસ્કૃતિ પણ સામાન્ય સંસ્કૃતિના આ નિયમનો અપવાદ નથી જે સંસ્કૃતિને આજે આપણે જૈન સંસ્કૃતિના નામે ઓળખીએ છે એનો આવિર્ભાવ સૌથી પહેલાં ક્યારે કર્યો, અને એમનાથી એ પહેલવહેલાં કેવા રૂપે ઉદ્‌ભવી એનું પૂરેપૂરું યથાર્થ વર્ણન કરવું એ ઇતિહાસના સીમાડાની બહારની વાત છે આમ છતાં એ પ્રાચીન પ્રવાહનું જે અને જેવું ઝરણું આપણી સામે મોજૂદ છે, તથા એ જે આધારોના પટમાં વહેતું રહ્યું છે એ ઝરણાં અને એ સાધનો સંબંધી વિચારણા કરવાથી આપણે જૈન સંસ્કૃતિના હૃદયને થોડું ઘણું પિછાની શકીએ છીએ

**જૈન સંસ્કૃતિનાં બે રૂપ**

બીજી સંસ્કૃતિઓની જેમ જૈન સંસ્કૃતિના પણ બે રૂપ છે એક બાહ્ય અને બીજું આંતરિક બાહ્ય રૂપ એ છે કે જેને એ સંસ્કૃતિના

લોકો ઉપરાંત બીજા લોકો પણ પોતાની આંખ કાન વગેરે બાહ્ય ઇંદ્રિયો દ્વારા જાણી શકે છે. પણ સંસ્કૃતિનું આંતરિક સ્વરૂપ એવું નથી હોતું. કારણ કે કોઈ પણ સંસ્કૃતિના આંતરિક સ્વરૂપનું સાક્ષાત્ ભાન તો ફક્ત એને જ થાય છે કે જે એને પોતાના જીવનમાં ઓતપ્રોત કરી દે છે. બીજા લોકો એને જાણવા ઇચ્છે તો એનું સાક્ષાત્ દર્શન નથી કરી શકતા. પણ એ આંતરિક સંસ્કૃતિને પોતાના જીવનમાં ઉતારનાર પુરુષ પુરુષોના જીવન વ્યવહારો ઉપરથી તેમ જ તેની આસપાસના વાતાવરણ ઉપર પડતી અસરો ઉપરથી તેઓ કોઈ પણ આંતરિક સંસ્કૃતિનો અંદાજ મેળવી શકે છે. અહીં મારે મુખ્યત્વે જૈન સંસ્કૃતિના એ સ્વરૂપનો કે હાર્દનો પરિચય આપવો છે કે જે મોટે ભાગે અભ્યાસમાંથી જાગેલી કલ્પના તથા અનુમાન પર જ આધાર રાખે છે.

### જૈન સંસ્કૃતિનું બાહ્ય સ્વરૂપ

જૈન સંસ્કૃતિના બાહ્ય સ્વરૂપમાં, બીજી સંસ્કૃતિઓના બાહ્ય સ્વરૂપની જેમ અનેક વસ્તુઓનો સમાવેશ થાય છે. શાસ્ત્ર એની ભાષા, મંદિર એનું સ્થાપત્ય, મૂર્તિવિધાન, ઉપાસનાના પ્રકાર, એમાં કામમાં આવનારાં ઉપકરણો તથા વસ્તુઓ, સમાજના ખાનપાનના નિયમો, ઉત્સવો, તહેવારો વગેરે અનેક વિષયોનો જૈન સમાજ સાથે એક જાતનો અનોખો સંબંધ છે અને પ્રત્યેક વિષય પોતપોતાનો આગવો ઇતિહાસ પણ ધરાવે છે. આ બધી બાબતો બાહ્ય સંસ્કૃતિનાં અંગ છે. પણ એવો કોઈ નિયમ નથી કે જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે આ અને એવાં બીજાં અંગ મોજૂદ હોય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે એનું હૃદય પણ અવશ્ય હોવું જોઈએ. બાહ્ય અંગો હયાત હોવા છતાં ક્યારેક હૃદયનો અભાવ હોય છે અને બાહ્ય અંગોના અભાવમાં પણ સંસ્કૃતિના હૃદયની સંભાવના હોય છે. આ દૃષ્ટિને સામે રાખીને વિચાર કરનાર કોઈ પણ વ્યક્તિ એ વાત સારી રીતે સમજી શકશે કે, જૈન સંસ્કૃતિનું હૃદય, જેનું વર્ણન હું અહીં કરવાનો છું, એનો કેવળ

જૈન સમાજમાં જન્મેલ અને જૈન કહેવાનાર વ્યક્તિમાં જ સંભવ છે એમ નથી સામાન્ય લોકો જેને જૈન માને છે અથવા જેઓ પોતાની જાતને જૈન કહે છે એમનામાં જો આતરિક યોગ્યતા ન હોય તો એ હૃદયનો સંભવ ન સમજવો અને જૈન નહીં કહેવાનાર વ્યક્તિઓમાં પણ જો સાચી યોગ્યતા હોય તો એ હૃદયનો સંભવ છે આ રીતે જ્યારે સંસ્કૃતિનું બાહ્ય રૂપ સમાજમાં જ મર્યાદિત હોવાથી બીજા સમાજમાં એ સુલભ નથી હોતું ત્યારે સંસ્કૃતિનું હૃદય, એ સમાજના અનુયાયીઓની જેમ અન્ય સમાજના અનુયાયીઓમાં પણ હોઈ શકે છે સાચી વાત તો એ છે કે સંસ્કૃતિનું હૃદય કે એનો આત્મા એટલો વ્યાપક અને સ્વતંત્ર હોય છે કે એને દેશ કાળ જાતિ ભાષા અને રીતરિવાજો ન તો બંધિયાર બનાવી શકે છે ન તો પોતાની સાથે બાંધી શકે છે

## જૈન સંસ્કૃતિનું હૃદય નિવર્તક ધર્મ

પ્રશ્ન એ છે કે જૈન સંસ્કૃતિનું હૃદય શું ચીજ છે? આનો ટૂંકો જવાબ તો એ છે કે નિવર્તક ધર્મ જૈન સંસ્કૃતિનો આત્મા છે જે ધર્મ નિવૃત્તિ આપનારો અર્થાત્ પુનર્જન્મના ચક્રનો નાશ કરનારો હોય અથવા એ નિવૃત્તિના સાધનરૂપે જ ધર્મનો પ્રાદુર્ભાવ વિકાસ અને પ્રચાર થયો હોય એ નિવર્તક ધર્મ કહેવાય છે આનો મૂળ અર્થ સમજવા માટે પ્રાચીન તથા સમકાલીન અન્ય ધર્મોના સ્વરૂપ સંબંધી થોડોક વિચાર કરવો જોઈએ

## ધર્મોનું વર્ગીકરણ

અત્યારે દુનિયામાં જેટલા ધર્મો જીવિત છે અથવા જેમનો થોડો ઘણો ઇતિહાસ મળે છે એ બધાયના આતરિક સ્વરૂપનું જો વર્ગીકરણ કરવામાં આવે તો મુખ્ય રૂપે એમને ત્રણ વિભાગોમાં વહેંચી શકાય —

(૧) પહેલો એ વિભાગ કે જે વર્તમાન જન્મનો વિચાર કરે છે

(૨) બીજો એ કે જે વર્તમાન જન્મ ઉપરાંત જન્માન્તરનો પણ વિચાર કરે છે

(૩) ત્રીજો એ વિભાગ કે જે જન્મજન્માંતર ઉપરાંત એના નાશ કે ઉચ્છેદનો પણ વિચાર કરે છે

**અનાત્મવાદ**

અત્યારની જેમ ઘણા પ્રાચીન સમયમા પણ એવા વિચારકો હતા કે જેઓ વર્તમાન જીવનમા પ્રાપ્ત થતા સુખની પેલે પાર કોઈ સુખ છે એવી કલ્પનાથી ન તો પ્રેરણા મેળવતા હતા કે ન તો એના સાધનોની શોધમા સમય વિતાવવો ઠીક માનતા હતા એમનુ ધ્યેય વર્તમાન જીવનનો સુખભોગ જ હતુ અને તેઓ આ ધ્યેયને પાર પાડવા માટે બધા સાધનોનો સગ્રહ કરતા હતા તેઓ માનતા હતા કે આપણે જે કઈ છીએ તે આ જન્મ સુધી જ છીએ અને મરણ બાદ આપણે ફરી જન્મ લઈ શકતા નથી બહુ બહુ તો આપણા પુનર્જન્મનો અર્થ આપણી સતતિ ચાલુ રહે એ જ છે તેથી આપણે જે કઈ સુકૃત કરીશુ એનુ ફળ આ જન્મ પછી ભોગવવા માટે આપણે જ થવાના નથી આપણી કરણીનુ ફળ આપણા સતાન કે આપણો સમાજ ભોગવી શકે છે એને પુનર્જન્મનુ નામ આપવુ હોય તો એમા અમારો કોઈ વાધો નથી આવો વિચાર કરનારો વર્ગ આપણા પ્રાચીન શાસ્ત્રોમા પણ અનાત્મવાદી કે નાસ્તિક કહેવામા આવેલ છે એ જ વર્ગ ક્યારેક આગળ જતા ચાર્વાક તરીકે ઓળખાવા લાગ્યો આ વર્ગની દૃષ્ટિમા સાધ્ય-પુરુષાર્થ એક માત્ર કામ અર્થાત્ સુખભોગ જ છે એના સાધન તરીકે એ વર્ગ નથી ધર્મની કલ્પના કરતો કે નથી જાતજાતના વિધિવિધાનોનો વિચાર કરતો તેથી જ આ વર્ગને કેવળ કામપુરુષાર્થી કે બહુ બહુ તો કામ અને અર્થ, એ બે પુરુષાર્થને માનનાર કહી શકાય.

**પ્રવર્તક ધર્મ**

બીજો વિચારક વર્ગ જીવનમાં શરીર-સુખને સાધ્ય તરીકે તો માને છે પણ એ માને છે કે વર્તમાન જન્મમાં જેવા સુખનો સંભવ છે એવું જ સુખ પ્રાણી મરીને પુનર્જન્મ ધારણ કરે છે ત્યારે-જન્માંતરમાં-પણ ચાલુ રહે છે અને એ રીતે શારીરિક-માનસિક સુખોના ઉત્કર્ષ-અપકર્ષની પરંપરા ચાલતી રહે છે જેવી રીતે આ જન્મમાં એવી જ રીતે જન્માંતરમાં પણ જો આપણે સુખી થવું હોય કે વધારે સુખ મેળવવું હોય તો એ માટે આપણે ધર્માનુષ્ઠાન પણ કરવાં પડશે. અર્થોપાર્જન વગેરે સાધન ભલે વર્તમાન જન્મમાં ઉપકારક થાય પણ જન્માંતરના ઉચ્ચ અને ઉચ્ચતર સુખને માટે આપણે ધર્માનુષ્ઠાન અવશ્ય કરવાં જોઈએ. આવી વિચારસરણી ધરાવનારા લોકો જાતજાતના ધર્માનુષ્ઠાનો કરતાં હતાં, અને એની દ્વારા પરલોકનાં ઉચ્ચ સુખો મેળવવાની શ્રદ્ધા પણ ધરાવતા હતા. આ વર્ગ આત્મવાદી અને પુનર્જન્મવાદી તો છે જ પણ એની કલ્પના જન્મ-જન્માંતરમાં વધારે ને વધારે સુખ પ્રાપ્ત કરવાની તથા સુખને વધારેમાં વધારે વખત સુધી સ્થિર રાખવાની હોવાને લીધે એમના ધર્માનુષ્ઠાનો પ્રવર્તક ધર્મ કહેવાના આવે છે. પ્રવર્તક ધર્મનો ટૂંકમાં સાર એ છે કે જે અને જેવી સમાજવ્યવસ્થા હોય એને એવી નિયમબદ્ધ અને કર્તવ્યબદ્ધ બનાવવી કે જેથી સમાજનો પ્રત્યેક સભ્ય પોતપોતાની સ્થિતિ અને મર્યાદા પ્રમાણે સુખ મેળવે અને સાથોસાથ એવા જન્માંતરની તૈયારી કરે કે જેથી બીજા જન્મમાં પણ એ વર્તમાન જન્મ કરતાં વધારે અને સ્થાયી સુખો મેળવી શકે. પ્રવર્તક ધર્મનો ઉદ્દેશ સમાજવ્યવસ્થાની સાથોસાથ જ જન્માંતરનો સુધારો કરવાનો છે, નહીં કે જન્માંતરનો ઉચ્છેદ કરવો. પ્રવર્તક ધર્મ પ્રમાણે કામ, અર્થ અને ધર્મ એ ત્રણ પુરુષાર્થ છે. એમાં મોક્ષ નામક ચોથા પુરુષાર્થની કોઈ કલ્પના નથી. પ્રાચીન ઈરાની આર્યો જેઓ અવેસ્તાને ધર્મગ્રંથ તરીકે માનતા હતા, અને પ્રાચીન વૈદિક

આર્યો, જેઓ મંત્ર અને બ્રાહ્મણ રૂપ વેદભાગને જ માનતા હતા, એ બધાય ઉપર્યુક્ત પ્રવર્તક ધર્મના અનુયાયી છે. આગળ જતા વૈદિક દર્શનોમા 'મીમાંસા-દર્શન'ને નામે જે કર્મકાંડી દર્શન પ્રસિદ્ધ થયુ, એ પ્રવર્તક ધર્મનુ જીવત રૂપ છે.

### નિવર્તક ધર્મ

નિવર્તક ધર્મ, એ ઉપર સૂચવેલ પ્રવર્તક ધર્મનો સાવ વિરોધી છે. જે વિચારકો આ લોક ઉપરાંત લોકાંતર અને જન્માંતરને માનવાની સાથેસાથે એ જન્મચક્રને ધારણ કરનાર આત્માને તો, પ્રવર્તક ધર્મવાદીઓની જેમ, માનતા જ હતા. પણ સાથે સાથે જ તેઓ જન્માંતરમા પ્રાપ્ત થતા ઉચ્ચ ઉચ્ચતર અને ચિરસ્થાયી સુખથી સંતુષ્ટ ન હતા. એમની દૃષ્ટિ એ હતી કે આ જન્મમા કે જન્માંતરમા ગમે તેટલુ ઊંચુ સુખ કેમ ન મળે અને એ ગમે તેટલા લાંબા સમય સુધી કેમ ન રહે, પણ જો એ સુખ ક્યારેક ને ક્યારેક પણ નષ્ટ થવાનુ હોય, તો એ ઉચ્ચ અને ચિરસ્થાયી સુખ પણ અંતે નિકૃષ્ટ સુખની કોટિનુ જ હોવાથી ઉપાદેય ન થઈ શકે. એ લોકો એવા કોઈ સુખની શોધમા હતા કે જે એકવાર પ્રાપ્ત થયા પછી ક્યારેય નાશ ન પામે. આ શોધની સૂઝમાથી એમને મોક્ષ પુરુષાર્થનો સ્વીકાર કરવાનુ અનિવાર્ય લાગ્યુ. તેઓ માનવા લાગ્યા કે આત્માની એક એવી પણ સ્થિતિ સભવી શકે છે કે જેને પ્રાપ્ત કર્યા પછી ક્યારેય જન્મ-જન્માંતર કે શરીર ધારણ કરવા ન પડે. આત્માની એ સ્થિતિને તેઓ મોક્ષ કે જન્મનિવૃત્તિ કહેતા હતા. પ્રવર્તક ધર્મના અનુયાયીઓ જે ઉચ્ચ અને ઉચ્ચતર ધાર્મિક અનુષ્ઠાનો દ્વારા આ લોકના તેમ જ પરલોકના ઉત્કૃષ્ટ સુખોને માટે પ્રયત્ન કરતા હતા, એ ધાર્મિક અનુષ્ઠાનોને નિવર્તક ધર્મના અનુયાયીઓ પોતાના સાધ્ય મોક્ષ કે નિવૃત્તિને માટે ન કેવળ અધૂરા જ માનતા હતા. બલ્કે એમને મોક્ષ પ્રાપ્ત કરવામા બાધક સમજીને એ બધાય

ધાર્મિક અનુષ્ઠાનોને એમદમ ટેય કહેતા હતા ઉદ્દેશ અને દષ્ટિમા પૂર્વ પશ્ચિમ જેટલું અંતર હોવાથી પ્રવર્તક ધર્મના અનુયાયીઓ માટે જે ઉપાદેય ગણાતું તે જ નિવર્તક ધર્મના અનુયાયીઓ માટે હેય બની ગયું જોકે મોક્ષને માટે પ્રવર્તક ધર્મને બાધક ગણવામા આવ્યો, પણ એની સાથે જ મોક્ષવાદીઓને માટે પોતાના સાધ્ય–મોક્ષપુરુષાર્થના ઉપાયરૂપે કોઈક સુનિશ્ચિત માર્ગની શોધ કરવી એ પણ જરૂરી થઈ પડ્યુ આ શોધની સૂઝમાથી એમને એક એવો માર્ગ, એક એવો ઉપાય મળી આવ્યો કે જે બાહ્ય સાધનો ઉપર આધાર રાખતો ન હતો એ કેવળ સાધકની પોતાની વિચારશુદ્ધિ અને વર્તનશુદ્ધિ ઉપર જ નિર્ભર હતો વિચાર અને વર્તનની આત્યંતિક–સંપૂર્ણ શુદ્ધિનો આ માર્ગ જ નિવર્તક ધર્મને નામે કે મોક્ષ માર્ગને નામે પ્રસિદ્ધ થયો

ભારતીય સંસ્કૃતિના આ વિચિત્ર અને વિવિધ તાણાવાણાની તપાસ કરતા આપણને સ્પષ્ટ રૂપે દેખાય છે કે ભારતીય આત્મવાદી દર્શનોમા કર્મકાંડી મીમાંસકને બાદ કરતા બધાય નિવર્તકધર્મવાદી છે અવૈદિક ગણાતા બૌદ્ધ અને જૈન દર્શનની સંસ્કૃતિ તો મૂળમા નિવર્તકધર્મસ્વરૂપ છે જ પણ વૈદિક ગણાતા ન્યાય વૈશેષિક સાંખ્યયોગ તથા ઔપનિષદ દર્શનનો આત્મા પણ નિવર્તક ધર્મ ઉપર જ પ્રતિષ્ઠિત છે વૈદિક હોય કે અવૈદિક આ બધાય નિવર્તક ધર્મો અંતે પ્રવર્તક ધર્મને કે યજ્ઞયાગાદિ અનુષ્ઠાનોને હેય જ માને છે અને એ બધાય સમ્યગ્જ્ઞાન કે આત્મજ્ઞાનને તથા આત્મજ્ઞાનમૂલક અનાસક્ત જીવન વ્યવહારને ઉપાદેય માને છે તેમ જ એના દ્વારા જ પુનર્જન્મના ચક્રાવાથી છુટકારો મળી શકે એમ કહે છે

**સમાજગામી પ્રવર્તક ધર્મ**

ઉપર જણાવવામા આવ્યુ છે કે પ્રવર્તક ધર્મ સમાજગામી હતો એનો અર્થ એ કે દરેક વ્યક્તિ સમાજમા રહીને જ, જે સામાજિક ફરજો ઐહિક જીવન સાથે સંબંધ ધરાવતી હોય અને જે ધાર્મિક

ફરજો પારલૌકિક જીવન સાથે સબંધ ધરાવતી હોય, એનું પાલન કરે દરેક વ્યક્તિ જન્મથી જ ઋષિઋણ એટને વિદ્યાધ્યયન વગેરે, પિતૃઋણ એટને સતાનોત્પત્તિ વગેરે અને દેવઋણ એટને યજ્ઞયાગ વગેરે બધનોથી બધાયેલી હોય છે વ્યક્તિ પોતાની સામાજિક અને ધાર્મિક ફરજોનું પાલન કરીને પોતાની તુચ્છ ઇચ્છાનું શોધન કરે, એ ઇષ્ટ છે પણ એનો સમૂળગો નાશ કરવો એ ન તો શક્ય છે કે ન તો ઇષ્ટ છે પ્રવર્તક ધર્મ પ્રમાણે પ્રત્યેક વ્યક્તિને માટે ગૃહસ્થાશ્રમ જરૂરી છે એનુ ઉલ્લઘન કરીને કોઈ વિકાસ નથી કરી શકતો

વ્યક્તિગત નિવર્તક ધર્મ

નિવર્તક ધર્મ વ્યક્તિગામી છે એની ઉત્પત્તિ આત્મસાક્ષાત્કારની ઉત્કટ વૃત્તિમાથી થવાને લીધે એ જિજ્ઞાસુ આત્મતત્ત્વ છે કે નહી, છે તો એ કેવુ છે, એનો બીજાની સાથે કેવો સબધ છે, એનો સાક્ષાત્કાર થઈ શકે એમ હોય તો એ કયા કયા ઉપાયોથી થઈ શકે વગેરે પ્રશ્નો તરફ જ વળે છે એ પ્રશ્નો એવા નથી કે જેનુ નિરાકરણ એકાંત ચિંતન, ધ્યાન તપ અને અનાસક્ત જીવન વગર થઈ શકે આવુ યથાર્થ જીવન ખાસ ખાસ વ્યક્તિઓ માટે જ સભવી શકે એ સમાજગામી બને એવો સભવ નથી તેથી શરૂઆમા પ્રવર્તક ધર્મ કરતા નિવર્તક ધર્મનુ ક્ષેત્ર બ મર્યાદિત હતું નિવર્તક ધર્મને માટે ગૃહસ્થાશ્રમનુ બધન હતુ જ નહી એ તો ગૃહસ્થાશ્રમ માન્યા વગર જ વ્યક્તિને સર્વત્યાગની અનુમતિ આપે છે કારણ કે એનો આધાર ઇચ્છાનુ શોધન નહી પણ એનો નિરોધ છે એટલા માટે નિવર્તક ધર્મ વ્યક્તિ સમસ્ત સામાજિક અને ધાર્મિક ફરજોથી બધાયેલ છે એમ નથી માનતો એની માન્યતા પ્રમાણે વ્યક્તિને માટે મુખ્ય કર્તવ્ય એ જ છે અને તે એ કે જેમ બને તેમ આત્મસાક્ષાત્કાર કરવો અને એમા અવરોધ ઊભો કરનારી ઇચ્છાનો નાશ કરવાનો પ્રયત્ન કરવો

### નિવર્તક ધર્મનો પ્રભાવ અને વિકાસ

એમ લાગે છે કે જ્યારે પ્રવર્તક ધર્મના અનુયાયી વૈદિક આર્યો આ દેશમાં પહેલવહેલા આવ્યા ત્યારે પણ આ દેશમાં ક્યાંક ને ક્યાંક એક યા બીજે રૂપે નિવર્તક ધર્મ પ્રચલિત હતો. શરૂઆતમાં આ બે ધર્મસંસ્થાઓના વિચારો વચ્ચે સારો એવો સંઘર્ષ થયો, પણ નિવર્તક ધર્મના ગણ્યાગાંઠ્યા સાચા અનુગામીઓની તપસ્યા, ધ્યાનપદ્ધતિ અને અસંગચર્યા [—અનાસક્ત આચરણ]નો જે પ્રભાવ સાધારણ જનસમૂહ ઉપર ધીમે ધીમે વધતો જતો હતો એણે પ્રવર્તક ધર્મના કેટલાક અનુયાયીઓને પણ પોતા તરફ આકર્ષ્યા અને નિવર્તક ધર્મની સંસ્થાઓનો અનેક રૂપે વિકાસ થવો શરૂ થયો. અંતે આનું અસરકારક પરિણામ એ આવ્યું કે પ્રવર્તક ધર્મના આધારરૂપ જે બ્રહ્મચર્ય અને ગૃહસ્થ એમ બે આશ્રમો માનવામાં આવતા હતા એના સ્થાને પ્રવર્તક ધર્મના પુરસ્કર્તાઓએ પહેલાં તો વાનપ્રસ્થ સહિત ત્રણ અને પાછળથી સંન્યાસ સહિત ચાર આશ્રમોને જીવનમાં સ્થાન આપ્યું. નિવર્તક ધર્મની અનેક સંસ્થાઓના વધતા જતા લોકવ્યાપી પ્રભાવને કારણે પ્રવર્તક ધર્માનુયાયી બ્રાહ્મણો એટલે સુધી માનવા લાગ્યા કે ગૃહસ્થાશ્રમ સેવ્યા વગર પણ સીધેસીધા બ્રહ્મચર્યાશ્રમમાંથી જ પ્રવ્રજ્યા સ્વીકારવાનો માર્ગ પણ ન્યાયયુક્ત છે. આ રીતે જીવનમાં પ્રવર્તક ધર્મનો જે સમન્વય સ્થિર થયો એનું ફળ આપણે દાર્શનિક સાહિત્ય અને પ્રજાજીવનમાં આજે પણ જોઈએ છીએ.

### સમન્વય અને સંઘર્ષ

જે તત્ત્વજ્ઞ ઋષિઓ પ્રવર્તક ધર્મના અનુયાયી બ્રાહ્મણોના વંશજો હોવા છતાં નિવર્તક ધર્મને પૂરેપૂરો અપનાવી ચૂક્યા હતા એમણે પોતાના ચિંતન અને જીવન દ્વારા નિવર્તક ધર્મનું મહત્ત્વ પ્રગટ કર્યું. આમ છતાં એમણે પોતાની પૈતૃક સંપત્તિરૂપ પ્રવર્તક ધર્મ અને એના આધારરૂપ વેદોના પ્રામાણ્યને માન્ય રાખ્યું. ન્યાય-વૈશેષિક દર્શનના

અને ઔપનિષદ દર્શનના આદ્ય દ્રષ્ટા આવા જ તત્ત્વજ્ઞ ઋષિઓ હતા નિવર્તક ધર્મના કોઈ કોઈ પુરસ્કર્તા એવા પણ થયા કે જેમણે તપ, ધ્યાન અને આત્મસાક્ષાત્કારમા બાધક ક્રિયાકાંડનો તો આત્યંતિક વિરોધ કર્યો પણ એ ક્રિયાકાંડની આધારભૂત શ્રુતિનો સર્વથા વિરોધ ન કર્યો. એવી વ્યક્તિઓમા સાંખ્ય દર્શનના આદિ પુરુષ કપિલ વગેરે ઋષિ હતા એ કારણે જ સાંખ્યયોગ દર્શન મૂળમા પ્રવર્તક ધર્મનુ વિરોધી હોવા છતા અંતે વૈદિક દર્શનોમા સમાઈ ગયુ

સમન્વયની આવી પ્રક્રિયા આ દેશમા સૈકાઓ સુધી ચાલતી રહી પછી બંને ધર્મોમા કેટલાક એવા એકાંતવાદી થતા રહ્યા કે જેઓ પોતપોતાના પ્રવર્તક કે નિવર્તક ધર્મ સિવાય બીજા પક્ષને ન તો માનતા હતા, કે ન તો એને સારો કહેતા હતા ભગવાન મહાવીર અને બુદ્ધથી પહેલા પણ નિવર્તક ધર્મના આવા એકાંતવાદી અનેક પુરસ્કર્તા થયા છે પણ મહાવીર અને બુદ્ધના સમયમા તો આ દેશમા નિવર્તક ધર્મની પોષક એવી અનેક સંસ્થાઓ હતી અને બીજી અનેક એવી ઊભી થઈ રહી હતી કે જે પ્રવર્તક ધર્મનો સજ્જડ વિરોધ કરતી હતી અત્યાર લગી નીચનાથી ઉપના સુધીના વર્ગોમા નિવૃત્તિ ધર્મની છાયામા વિકાસ પામનારા વિવિધ તપોનુષ્ઠાન વિવિધ ધ્યાન માર્ગ અને જુદા જુદા પ્રકારના ત્યાગમય આચારોનો એટલો બધો પ્રભાવ વિસ્તરવા લાગ્યો હતો કે મહાવીર અને બુદ્ધના સમયમાં પ્રવર્તક અને નિવર્તક ધર્મ વચ્ચે ફરી એકવાર પ્રબળ વિરોધનો વંટોળ ઊઠ્યો જેની સાબિતી આપણને જૈન–બૌદ્ધ વાઙ્મયમા તેમ જ સમકાલીન બ્રાહ્મણ વાઙ્મયમા મળે છે તથાગત બુદ્ધ એવા પાકા વિચારક અને દૃઢ હતા કે એમણે પોતાના નિવર્તક ધર્મમાં પ્રવર્તક ધર્મના આધારરૂપ મતો અને શાસ્ત્રોને કોઈ રીતે આશ્રય ન આપ્યો દીર્ઘતપસ્વી મહાવીર પણ એવા જ દૃઢ નિવર્તકધર્મી હતા તેથી આપણે જોઈએ છીએ કે પહેલાથી અત્યાર સુધી જૈન અને બૌદ્ધ સંપ્રદાયમા અનેક વેદાનુયાયી બ્રાહ્મણો દીક્ષિત થયા તોપણ એમણે જૈન અને બૌદ્ધ

વાઙ્મયમાં વેદનું પ્રામાણ્ય સ્થાપન કરવાનો ન તો કોઈ પ્રયત્ન કર્યો કે ન તો બ્રાહ્મણગ્રંથે માન્ય રાખેલ કોઈ યજ્ઞયાગાદિ કર્મકાંડને માન્ય રાખ્યો

## નિવર્તક ધર્મના મંતવ્ય અને આચાર

સેંકડો નહી બલ્કે હજારો વર્ષ પહેલાંથી ધીમે ધીમે નિવર્તક ધર્મના અંગ-પ્રત્યંગ રૂપે જે અનેક મંતવ્યો અને આચારોનો મહાવીર બુદ્ધના સમય સુધીમાં વિકાસ થઈ ચૂક્યો હતો તે સંક્ષેપમાં આ છે –

(૧) આત્મશુદ્ધિ જ જીવનનો મુખ્ય ઉદ્દેશ છે નહી કે ઐહિક કે પારલૌકિક કોઈ પણ પદનું મહત્ત્વ

(૨) આ ઉદ્દેશની પૂર્તિમાં બાધક એવા આધ્યાત્મિક મોહ અવિદ્યા અને તેમાંથી જન્મેલ તૃષ્ણાનો સમૂળગો ઉચ્છેદ કરવો

(૩) આ માટે આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવું અને એના દ્વારા સમગ્ર જીવન-વ્યવહારને તૃષ્ણા વગરનો બનાવવો એને સારુ શારીરિક, માનસિક વાચિક વિવિધ તપસ્યાઓનું તથા જુદા જુદા પ્રકારના ધ્યાન યોગમાર્ગનું અનુસરણ અને ત્રણ ચાર કે પાંચ મહાવ્રતોનું આજીવન પાલન

(૪) આધ્યાત્મિક અનુભવ ધરાવતા કોઈ પણ માણસે કોઈ પણ ભાષામાં કહેલ આધ્યાત્મિક વર્ણનવાળા વચનોને જ પ્રમાણરૂપ માનવા નહી કે ઈશ્વરકૃત કે અપૌરુષેય મનાતા કોઈ ખાસ ભાષામાં રચાયેલ ગ્રંથોને

(૫) લાયકાત અને ગુરુપદની એકમાત્ર કસોટી જીવનની આધ્યાત્મિક શુદ્ધિને ગણવી નહીં કે જન્મસિદ્ધ વર્ણવિશેષ આ દૃષ્ટિએ સ્ત્રી અને શૂદ્ર સુધ્ધાંનો ધર્માધિકાર એટલો જ છે જેટલો એક બ્રાહ્મણ અને ક્ષત્રિય પુરુષનો

(૬) મદ્યમાંસ વગેરેનો ધાર્મિક અને સામાજિક જીવનમાં નિષેધ આ તેમ જ આનાં જેવાં લક્ષણો, જે પ્રવર્તક ધર્મના આચારો અને વિચારોથી જુદા પડતાં હતા, તે દેશમાં મૂળ ઘાલી ચૂક્યાં હતા અને દિવસે દિવસે વધુ જોર પકડતા જતા હતા

### નિર્ગ્રંથ સંપ્રદાય

ઘણેખરે અંશે ઉપર જણાવેલ લક્ષણોને ધારણ કરનાર અનેક સંસ્થાઓ અને સંપ્રદાયોમાં એક નિવર્તકધર્મી સંપ્રદાય એવો પ્રાચીન હતો કે જે મહાવીરથી ઘણી શતાબ્દીઓ પહેલાંથી પોતાની વિશિષ્ટ ઢબે પોતાનો વિકાસ કરતો જતો હતો એ જ સંપ્રદાયમાં પહેલા નાભિનંદન ઋષભદેવ યદુનંદન નેમિનાથ અને કાશીરાજના પુત્ર પાર્શ્વનાથ થઈ ચૂક્યા હતા, અથવા તેઓ એ સંપ્રદાયના માન્ય પુરુષો થઈ ચૂક્યા હતા સમયે સમયે એ સંપ્રદાયના અનેક નામ પ્રસિદ્ધ થયાં હતા યતિ ભિક્ષુ મુનિ અનગાર, શ્રમણ વગેરે જેવાં નામો તો એ સંપ્રદાયને માટે વપરાતા હતા પણ જ્યારે દીર્ઘ તપસ્વી મહાવીર એ સંપ્રદાયના નેતા બન્યા, ત્યારે એ સંપ્રદાય 'નિર્ગ્રંથ' નામથી વિશેષ પ્રસિદ્ધ થયો જોકે નિવર્તકધર્મીનુયાયી પંથોમાં ઊંચી આધ્યાત્મિક ભૂમિકાએ પહોંચેલ વ્યક્તિને માટે 'જિન' શબ્દ સાધારણ રૂપે વપરાતો હતો છતા પણ ભગવાન મહાવીરના સમયમા, અને એમના પછી કેટલાક વખત સુધી પણ મહાવીરના અનુયાયી સાધુ કે ગૃહસ્થવર્ગ માટે જૈન (જિનના અનુયાયી) નામનો ઉપયોગ નહોતો થતો આજે 'જૈન' શબ્દથી મહાવીરે પોષેલ સંપ્રદાયના ત્યાગી ગૃહસ્થ બધાય અનુયાયીઓનો જે બોધ થાય છે, એને માટે પહેલા 'નિગ્ગંથ' અને 'સમણોવાસગ' વગેરે જેવા શબ્દોનો ઉપયોગ થતો હતો

### અન્ય સંપ્રદાયોનો જૈન સંસ્કૃતિ પર પ્રભાવ

ઇંદ્ર, વરુણ વગેરે સ્વર્ગીય દેવ દેવીઓની સ્તુતિ ઉપાસનાના સ્થાનમાં જૈનોનો આદર્શ નિષ્કલંક મનુષ્યની ઉપાસના છે પણ જૈન આચાર

વિચારમાં અહિંદુત મનાયેલ દેવદેવીઓ, જેમનો જૈન સંસ્કૃતિના ઉદ્દેશની સાથે કશો મેળ નથી તેઓ ફરી પાછા અને ગૌણ રૂપે જ કાં ન હોય, સ્તુતિ પ્રાર્થના દ્વારા પેસી જ ગયાં. જૈન પરંપરાએ ઉપાસનામાં પ્રતીકરૂપે માનવમૂર્તિને સ્થાન આપ્યું કે જે એના ઉદ્દેશની સાથે સુસંગત છે પણ સાથે જ એની આસપાસ શણગાર અને આડંબરની એટલી સામગ્રી એકઠી થઈ ગઈ કે જે નિવૃત્તિના લક્ષ્યની સાથે સાવ અસંગત છે. સ્ત્રી અને શૂદ્રને આધ્યાત્મિક સમાનતાને ધોરણે ઊંચે ઉઠાવવાનો તથા સમાજમાં માનભર્યું સ્થાન અપાવવાનો જૈન સંસ્કૃતિનો જે ઉદ્દેશ હતો તે એટલી હદે લુપ્ત થઈ ગયો કે એણે કેવળ શૂદ્રોને અપનાવવાની ક્રિયા જ બંધ કરી દીધી એટલું જ નહીં, પણ એણે બ્રાહ્મણધર્મ પ્રસિદ્ધ જાતિની દીવાલો પણ ઊભી કરી દીધી! તે એટલી હદે કે જ્યાં બ્રાહ્મણ પરંપરાનું પ્રાધાન્ય હતું ત્યાં એણે શૂદ્ર કહેવાતા લોકોને અજૈન કહીને પોતાના ઘરમાંથી પણ બહાર કાઢી મૂક્યા! અને શરૂઆતમાં જે જૈન સંસ્કૃતિ જાતિભેદનો વિરોધ કરવામાં ગૌરવ માનતી હતી એણે દક્ષિણ ભારત જેવા પ્રદેશોમાં નવા જાતિભેદનું સર્જન કરી દીધું તથા સ્ત્રીઓને પૂર્ણ આધ્યાત્મિક યોગ્યતાને માટે અસમર્થ જાહેર કરી દીધી! આ સ્પષ્ટ રીતે કટ્ટર બ્રાહ્મણ પરંપરાની જ અસર છે. મંત્ર જ્યોતિષ વગેરે વિદ્યાઓ, જેમનો જૈન સંસ્કૃતિના ધ્યેયની સાથે કશો સંબંધ નથી એ પણ જૈન સંસ્કૃતિમાં આવી ગઈ. આટલું જ નહીં પણ આધ્યાત્મિક જીવન સ્વીકારનાર અનગારોએ સુધ્ધાં એ વિદ્યાઓને અપનાવી. યજ્ઞોપવીત [જનોઈ] વગેરે જે સંસ્કારોનો મૂળમાં જૈન સંસ્કૃતિ સાથે કશો જ સંબંધ ન હતો એ જ મધ્યયુગમાં દક્ષિણ હિંદુસ્તાનમાં જૈન સંસ્કૃતિનું એક અંગ બની ગયા અને એને માટે બ્રાહ્મણ પરંપરાની જેમ, જૈન પરંપરામાં પણ એક પુરોહિતવર્ગ કાયમ થઈ ગયો. યજ્ઞયાગાદિનું બરાબર અનુકરણ કરવાવાળા ક્રિયાકાંડો પ્રતિષ્ઠા વગેરે વિધિઓમાં પેસી ગયા. આ તેમ જ આવી બીજી અનેક નાની-મોટી

(૬) મદ્ય માંસ વગેરેનો ધાર્મિક અને સામાજિક જીવનમાં નિષેધ આ તેમ જ આના જેવા લક્ષણો, જે પ્રવર્તક ધર્મના આચારો અને વિચારોથી જુદા પડતાં હતાં, તે દેશમાં મૂળ ઘાલી ચૂક્યાં હતાં અને દિવસે દિવસે વધુ જોર પકડતાં જતાં હતાં

## નિર્ગ્રંથ સંપ્રદાય

ઘણુંખરું અહીં ઉપર જણાવેલ લક્ષણોને ધારણ કરનાર અનેક સંસ્થાઓ અને સંપ્રદાયોમાં એક નિવર્તકધર્મી સંપ્રદાય એવો પ્રાચીન હતો કે જે મહાવીરથી ઘણી શતાબ્દીઓ પહેલાંથી પોતાની વિશિષ્ટ રીતે પોતાનો વિકાસ કરતો જતો હતો એ જ સંપ્રદાયમાં પહેલાં નાભિનંદન ઋષભદેવ યદુનંદન નેમિનાથ અને કાશીરાજના પુત્ર પાર્શ્વનાથ થઈ ચૂક્યા હતા અથવા તેઓ એ સંપ્રદાયના માન્ય પુરુષો થઈ ચૂક્યા હતા સમયે સમયે એ સંપ્રદાયના અનેક નામ પ્રસિદ્ધ થયા હતા યતિ ભિક્ષુ, મુનિ અનગાર, શ્રમણ વગેરે જેવાં નામો તો એ સંપ્રદાયને માટે વપરાતાં હતાં, પણ જ્યારે દીર્ઘ તપસ્વી મહાવીર એ સંપ્રદાયના નેતા બન્યા ત્યારે એ સંપ્રદાય 'નિર્ગ્રંથ' નામથી વિશેષ પ્રસિદ્ધ થયો જોકે નિવર્તકધર્માનુયાયી પંથોમાં ઊંચી આધ્યાત્મિક ભૂમિકાએ પહોંચેલ વ્યક્તિને માટે 'જિન' શબ્દ સાધારણ રૂપે વપરાતો હતો છતાં પણ ભગવાન મહાવીરના સમયમાં, અને એમના પછી કેટલાક વખત સુધી પણ મહાવીરના અનુયાયી સાધુ કે ગૃહસ્થવર્ગ માટે 'જૈન' (જિનના અનુયાયી) નામનો ઉપયોગ નહોતો થતો આજે 'જૈન' શબ્દથી મહાવીરે પોષેલ સંપ્રદાયના ત્યાગી ગૃહસ્થ બધાય અનુયાયીઓનો જે બોધ થાય છે, એને માટે પહેલાં 'નિગ્ગંથ' અને 'સમણોવાસગ' વગેરે જેવા શબ્દોનો ઉપયોગ થતો હતો

## અન્ય સંપ્રદાયોનો જૈન સંસ્કૃતિ પર પ્રભાવ

ઇંદ્ર, વરુણ વગેરે સ્વર્ગીય દેવ દેવીઓની સ્તુતિ ઉપાસનાના સ્થાનમાં જૈનોનો આદર્શ નિષ્કલંક મનુષ્યની ઉપાસના છે પણ જૈન આચાર

વિચારમાં અવિકૃત મનાતા દેવ દેવીઓ જેમનો જૈન સંસ્કૃતિના ઉદ્દેશની સાથે કશો મેળ નથી તેઓ ફરી પાછા અને ગૌણ રૂપે જ કાં ન હોય, સ્તુતિ પ્રાર્થના દ્વારા પેસી જ ગયા. જૈન પરંપરાએ ઉપાસનામાં પ્રતીકરૂપે માનવમૂર્તિને સ્થાન આપ્યું કે જે એના ઉદ્દેશની સાથે સુસંગત છે પણ સાથે જ એની આસપાસ શૃંગાર અને આડંબરની એટલી સામગ્રી ભેગી થઈ ગઈ કે જે નિવૃત્તિના લક્ષ્યની સાથે સાવ અસંગત છે સ્ત્રી અને શૂદ્રને આધ્યાત્મિક સમાનતાને કારણે ઊંચે ઊઠાવવાનો તથા સમાજમાં માનભર્યું સ્થાન અપાવવાનો જૈન સંસ્કૃતિનો જે ઉદ્દેશ હતો તે એટલી હદે લુપ્ત થઈ ગયો કે, એણે કેવળ શૂદ્રોને અપનાવવાની ક્રિયા જ બંધ કરી દીધી, એટલું જ નહીં, બલ્કે એણે બ્રાહ્મણધર્મપ્રસિદ્ધ જાતિની દીવાલો પણ ઊભી કરી દીધી। તે એટલી હદે કે જ્યાં બ્રાહ્મણ પરંપરાનું પ્રાધાન્ય હતું ત્યાં એણે શૂદ્ર કહેવાતા લોકોને અજૈન કહીને પોતાના ઘરમાંથી પણ બહાર કાઢી મૂક્યા। અને શરૂઆતમાં જે જૈન સંસ્કૃતિ જાતિભેદનો વિરોધ કરવામાં ગૌરવ માનતી હતી એણે દક્ષિણ ભારત જેવા પ્રદેશોમાં નવા જાતિભેદનું સર્જન કરી દીધું તથા સ્ત્રીઓને પૂર્ણ આધ્યાત્મિક યોગ્યતાને માટે અસમર્થ જાહેર કરી દીધી। આ સ્પષ્ટ રીતે કટ્ટર બ્રાહ્મણ પરંપરાની જ અસર છે મંત્ર જ્યોતિષ વગેરે વિદ્યાઓ, જેમનો જૈન સંસ્કૃતિના ધ્યેયની સાથે કશો સંબંધ નથી, એ પણ જૈન સંસ્કૃતિમાં આવી ગઈ આટલું જ નહીં, બલ્કે આધ્યાત્મિક જીવન સ્વીકારનારા અનગારોએ સુધ્ધાં એ વિદ્યાઓને અપનાવી. યજ્ઞોપવીત [જનોઈ] વગેરે જે સંસ્કારોનો મૂળમાં જૈન સંસ્કૃતિ સાથે કશો જ સંબંધ ન હતો એ જ મધ્યયુગમાં દક્ષિણ હિંદુસ્તાનમાં જૈન સંસ્કૃતિનું એક અંગ બની ગયા અને એને માટે બ્રાહ્મણ પરંપરાની જેમ, જૈન પરંપરામાં પણ એક પુરોહિતવર્ગ કાયમ થઈ ગયો યજ્ઞયાગાદિનું બરાબર અનુકરણ કરવાવાળા ક્રિયાકાંડ પ્રતિષ્ઠા વગેરે વિધિઓમાં પેસી ગયા આ તેમ જ આવી બીજી અનેક નાની મોટી

(૬) મદ્યમાંસ વગેરેનો ધાર્મિક અને સામાજિક જીવનમાં નિષેધ આ તેમ જ આનાં જેવાં લક્ષણો, જે પ્રવર્તક ધર્મના આચારો અને વિચારોથી જુદાં પડતાં હતાં, તે દેશમાં મૂળ ઘાલી ચૂક્યાં હતાં અને દિવસે દિવસે વધુ જોર પકડતાં જતાં હતાં

## નિર્ગ્રંથ સંપ્રદાય

ઘણેખરે અંશે ઉપર જણાવેલ લક્ષણોને ધારણ કરનાર અનેક સંસ્થાઓ અને સંપ્રદાયોમાં એક નિવર્તકધર્મી સંપ્રદાય એવો પ્રાચીન હતો કે જે મહાવીરથી ઘણી શતાબ્દીઓ પહેલાંથી પોતાની વિશિષ્ટ ઢબે પોતાનો વિકાસ કરતો જતો હતો એ જ સંપ્રદાયમાં પહેલાં નાભિનંદન ઋષભદેવ યદુનંદન નેમિનાથ અને કાશીરાજના પુત્ર પાર્શ્વનાથ થઈ ચૂક્યા હતા અથવા તેઓ એ સંપ્રદાયના માન્ય પુરુષો થઈ ચૂક્યા હતા સમયે સમયે એ સંપ્રદાયનાં અનેક નામ પ્રસિદ્ધ થયાં હતાં યતિ ભિક્ષુ મુનિ, અનગાર, શ્રમણ વગેરે જેવાં નામો તો એ સંપ્રદાયને માટે વપરાતાં હતાં પણ જ્યારે દીર્ઘ તપસ્વી મહાવીર એ સંપ્રદાયના નેતા બન્યા ત્યારે એ સંપ્રદાય 'નિર્ગ્રંથ' નામથી વિશેષ પ્રસિદ્ધ થયો જોકે નિવર્તકધર્માનુયાયી પંથોમાં ઊંચી આધ્યાત્મિક ભૂમિકાએ પહોંચેલ વ્યક્તિને માટે 'જિન' શબ્દ સાધારણ રૂપે વપરાતો હતો છતાં પણ ભગવાન મહાવીરના સમયમાં, અને એમના પછી કેટલાક વખત સુધી પણ, મહાવીરના અનુયાયી સાધુ કે ગૃહસ્થવર્ગ માટે 'જૈન' (જિનના અનુયાયી) નામનો ઉપયોગ નહોતો થતો આજે 'જૈન' શબ્દથી મહાવીર પોષેલ સંપ્રદાયના ત્યાગી ગૃહસ્થ બધાય અનુયાયીઓનો જે બોધ થાય છે, એને માટે પહેલાં 'નિગ્ગંથ' અને સમણોવાસગ વગેરે જેવા શબ્દોનો ઉપયોગ થતો હતો

## અન્ય સંપ્રદાયોનો જૈન સંસ્કૃતિ પર પ્રભાવ

ઇંદ્ર વરુણ વગેરે સ્વર્ગીય દેવ દેવીઓની સ્તુતિ ઉપાસનાના સ્થાનમાં જૈનોનો આદર્શ નિષ્કલંક મનુષ્યની ઉપાસના છે પણ જૈન આચાર

મદ્ય-માંસ વગેરે સાત વ્યસનોને નાબૂદ કરવાનો તથા એમને ઓછા કરવાનો જૈન વર્ગે એટલો બધો પ્રયત્ન કર્યો છે કે જેને લીધે તે એ વ્યસનમાં ડૂબેલી અનેક જાતિઓમાં સુસંસ્કાર નાખવા શક્તિશાળી બનેલ છે. જોકે બૌદ્ધ વગેરે બીજા સંપ્રદાયો પણ પોતાની પૂરી તાકાતથી આ સુસંસ્કારને માટે પ્રયત્ન કરતા હતા. પણ જૈનોનો પ્રયત્ન આ દિશામાં અત્યાર સુધી ચાલુ છે. અને જ્યાં જૈનોનો પ્રભાવ સારો છે ત્યાં, આ સ્વૈરવિહારના સ્વતંત્ર યુગમાં પણ, મુસલમાન અને બીજા માંસાહારી લોકો સુધ્ધાં ખુલ્લંખુલ્લા માંસ દારૂનો ઉપયોગ કરતાં સંકોચ અનુભવે છે. લોકમાન્ય તિલકે સાચું જ કહ્યું છે કે ગુજરાત વગેરે પ્રાંતોમાં પ્રાણીરક્ષા અને નિર્માંસ ભોજનનો જે આગ્રહ છે તે જૈન પરંપરાનો જ પ્રભાવ છે.

જૈન વિચારસરણીનો એક મૌલિક સિદ્ધાંત એ છે કે દરેક વસ્તુનો વિચાર વધારેમાં વધારે પાસાં અને વધારેમાં વધારે દૃષ્ટિબિંદુઓથી કરવો. અને વિવાદાસ્પદ વિષયમાં પોતાના સાવ વિરોધી પક્ષના અભિપ્રાયને પણ એટલી જ સહાનુભૂતિથી સમજવાનો પ્રયત્ન કરવો, જેટલી સહાનુભૂતિ પોતાના પક્ષ તરફ હોય. અને અંતે સમન્વયરૂપે જ જીવનવ્યવહારનો ફેંસલો કરવો. આમ તો આ સિદ્ધાંત બધાય વિચારકોના જીવનમાં એક કે બીજે રૂપે કામ કરતો જ રહે છે. એના સિવાય પ્રજાજીવન ન તો વ્યવસ્થિત બની શકે છે કે ન તો શાંતિ મેળવી શકે છે. છતાં જૈન વિચારકોએ એ સિદ્ધાંતની એટલી બધી ચર્ચા કરી છે અને એના ઉપર એટલો બધો ભાર દીધો છે કે જેને લીધે કટ્ટરમાં કટ્ટર વિરોધી સંપ્રદાયને પણ કંઈ ને કંઈ પ્રેરણા મળતી જ રહી છે. રામાનુજનો વિશિષ્ટાદ્વૈત એ ઉપનિષદની ભૂમિકા ઉપર ઊભો થયેલો અનેકાંતવાદ જ છે.

બાબતો એટલા માટે બની ગઈ કે જૈન સંસ્કૃતિને એવા સાધારણ અનુયાયીઓની રક્ષા કરવી હતી કે જેઓ બીજા વિરોધી સંપ્રદાયોમાંથી આવીને એમાં સામેલ થતા હતા, અથવા જેઓ બીજા સંપ્રદાયના આચાર વિચારોથી પોતાની જાતને બચાવી શકતા ન હતા.

હવે આપણે ટૂંકમાં એ પણ જોઈશું કે બીજાઓ ઉપર જૈન સંસ્કૃતિની ખાસ અસર શી પડી?

**જૈન સંસ્કૃતિનો બીજાઓ ઉપર પ્રભાવ**

આમ તો સિદ્ધાંતરૂપે ભૂતદયાને બધાય માને છે, પણ પ્રાણીરક્ષા ઉપર જેટલો ભાર જૈન સંસ્કૃતિએ આપ્યો છે જેટલી ધગશથી એણે એ માટે કામ કર્યું છે, એનું પરિણામ સમગ્ર ઇતિહાસ યુગમાં એ આવ્યું કે જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જૈનોનો એક કે બીજા ક્ષેત્ર ઉપર પ્રભાવ પડ્યો ત્યાં ત્યાં સર્વત્ર આમજનતા ઉપર પ્રાણીરક્ષાનો પ્રબળ સંસ્કાર પડ્યો. તે એટલે સુધી કે ભારતના અનેક ભાગોમાં પોતાને અજૈન કહેનારા તથા જૈનવિરોધી માનનારા સાધારણ લોકો પણ જીવમાત્રની હિંસા પ્રત્યે અણગમો સેવતા લાગ્યા. અહિંસાના આ સામાન્ય સંસ્કારને લીધે જ વૈષ્ણવ વગેરે અનેક જૈનેતર પરંપરાઓના આચાર વિચાર પ્રાચીન વૈદિક પરંપરાથી સાવ જુદા થઈ ગયા છે. તપસ્યાના સંબંધમાં પણ એમ જ થયું. ત્યાગી હોય કે ગૃહસ્થ, બધાય જૈનો તપસ્યા તરફ ખૂબ વધારે ઝૂકે છે. આનો પ્રભાવ પાડોશી સમાજો ઉપર એટલો બધો પડ્યો કે એમણે પણ એક કે બીજે રૂપે અનેક પ્રકારની સાત્ત્વિક તપસ્યાઓ અપનાવી લીધી અને સામાન્ય રીતે સાધારણ જનતા જૈનોની તપસ્યા તરફ આદરભાવ ધરાવતી રહે છે. તે એટલે સુધી કે મુસલમાન સમ્રાટ તથા બીજા સમર્થ અધિકારીઓએ તપસ્યાથી આકર્ષાઈને અનેકવાર જૈન સંપ્રદાયનું કેવળ બહુમાન જ નથી કર્યું, બલ્કે એને અનેક સવલતો પણ આપી છે.

માટે ભયાનક યુદ્ધ શરૂ થયું છેવટે દ્વન્દ્વયુદ્ધ દ્વારા નિકાલ લાવવાનો નિશ્ચય થયો ભરતનો પ્રચંડ પ્રહાર નિષ્ફળ ગયો જ્યારે બાહુબલીનો વારો આવ્યો અને ભરત કરતાં વધારે શક્તિશાળી બાહુબલીને એમ લાગ્યું કે મારા મુષ્ટિપ્રહારથી ભરતની અવશ્ય દુર્દશા થશે ત્યારે એણે ભાઈ ઉપર વિજય મેળવવાની પળને પોતાની જાત ઉપર વિજય મેળવવામાં ફેરવી નાખી એણે એમ વિચાર્યું કે રાજ્યને માટે યુદ્ધમાં વિજય મેળવવો અને વેર પ્રતિવેરનાં અને કુટુંબકલેશનાં બી વાવવાં એના કરતાં સાચો વિજય અહંકાર અને તૃષ્ણા ઉપર વિજય મેળવવામાં જ છે એણે પોતાના બાહુબળનો ઉપયોગ ક્રોધ અને અભિમાન ઉપર જ કર્યો અને અવેરથી વેરનો પ્રતિકાર કરવાનો જીવંત દાખલો બેસાડ્યો પરિણામ એ આવ્યું કે અંતે ભરતનો લોભ અને ગર્વ પણ ખંડિત થઈ ગયો

એક સમય એવો હતો કે જ્યારે કેવળ ક્ષત્રિયોમાં જ નહીં બધાય વર્ગોમાં માંસ ખાવાની પ્રથા હતી રોજ ને રોજના ભોજન માટે સામાજિક ઉત્સવોમાં ધાર્મિક અનુષ્ઠાનોને અવસરે પશુ પક્ષીઓનો વધ એવો જ પ્રચલિત અને પ્રતિષ્ઠિત હતો કે જેવી આજે નારિયેળ અને ફળોની ભેટ એ યુગમાં યદુનંદન નેમિકુમારે એક અજબ પગલું ભર્યું એમણે પોતાના લગ્ન વખતે ભોજન માટે કતલ કરવામાં આવનાર નિર્દોષ પશુ પક્ષીઓની વેદનાભરી મૂક વાણીથી દ્રવિત થઈને નિશ્ચય કર્યો કે જેમાં નિર્દોષ પશુ પક્ષીઓનો બિનજરૂરી વધ થતો હોય એવા લગ્નથી સર્યું ! આવો ગંભીર નિશ્ચય કરીને તેઓ, કોઈની વાત કાને ધર્યા વિના જાનમાંથી તરત જ પાછા ફરી ગયા અને દ્વારકાથી સીધા ગિરનાર પર્વત ઉપર જઈને એમણે તપસ્યા આદરી કુમાર અવસ્થામાં જ રાજપુત્રીનો ત્યાગ કરીને અને ધ્યાન તપનો માર્ગ અપનાવીને એમણે એ યુગના સમસ્ત પ્રચલિત પશુપક્ષી વધની પ્રથા ઉપર પોતાની જાતના દાખલા ઉપરથી એનો સખ્ત પ્રહાર કર્યો

### જૈન પરંપરાના આદર્શ

જૈન સંસ્કૃતિના હૃદયને સમજવા માટે આપણે થોડાક એ આદર્શોનો પરિચય કરવો પડશે, જે પહેલાંથી આજ સુધી જૈન પરંપરામાં એકસરખી રીતે માન્ય છે અને પૂજાય છે જૈન પરંપરાની સામે સૌથી પ્રાચીન આદર્શ ઋષભદેવ અને એમના પરિવારનો છે ઋષભદેવે પોતાના જીવનનો સૌથી મોટો ભાગ, પ્રજાપાલનની જવાબદારીની સાથે બીજી જે જવાબદારીઓ એમના માથે આવી પડી હતી એને બુદ્ધિપૂર્વક અદા કરવામાં વિતાવ્યો હતો તેઓએ એ સમયના સાવ અભણ લોકોને લખતાં વાંચતાં શીખવ્યું કશો કામ ધંધો નહીં જાણનારા વનવાસીઓને એમણે ખેતીવાડી તથા સુથાર, કુંભાર વગેરેના જીવનોપયોગી ધંધા શીખવ્યા અંદર અંદર કેવી રીતે વર્તવું કેવી રીતે નિયમોનું પાલન કરવું, એ પણ એમણે શીખવ્યું પછી જ્યારે એમને લાગ્યું કે મોટો પુત્ર ભરત પ્રજાનું શાસન કરવાની બધી જવાબદારીઓ અદા કરી શકશે, ત્યારે રાજ્યનો ભાર એને સોંપીને તેઓ ઊંડા આધ્યાત્મિક પ્રશ્નોની છણાવટ કરવાને માટે ઉગ્ર તપસ્વી બનીને ઘેરથી ચાલી નીકળ્યા

ઋષભદેવની બે પુત્રીઓ બ્રાહ્મી અને સુંદરી નામે હતી એ યુગમાં બહેન ભાઈ વચ્ચે લગ્નની પ્રથા પ્રચલિત હતી સુંદરીએ આ પ્રથાનો વિરોધ કર્યો અને પોતાની સૌમ્ય તપસ્યાથી ભાઈ ભરત ઉપર એવો પ્રભાવ પાડ્યો કે જેથી ભરતે સુંદરીની સાથે લગ્ન કરવાનો વિચાર માંડી વાળ્યો એટલું જ નહીં બલ્કે, એ એનો ભક્ત બની ગયો ઋગ્વેદના યમયમીસૂક્તમાં ભાઈ યમે યમીની લગ્નની માગણીનો અંગીકાર કર્યો, જ્યારે બહેન સુંદરીએ ભાઈ ભરતની લગ્નની માગણીને તપસ્યામાં ફેરવી દીધી આના ફળરૂપે ભાઈબહેનના લગ્નની પ્રતિષ્ઠિત પ્રથા નાબૂદ થઈ ગઈ

ઋષભદેવના ભરત અને બાહુબલી નામે પુત્રો વચ્ચે રાજ્યને

જન્મ આપનાર અને પોષનાર રાષ્ટ્રના કલ્યાણમાં ફાળો આપવા માટે હંમેશા તૈયાર હોય. કોઈ પણ સંસ્કૃતિનાં બાહ્ય અંગો કેવળ અભ્યુદયના સમયે જ વિકસે છે અને એવે સમયે જ એ આકર્ષક લાગે છે, પણ સંસ્કૃતિના હૃદયની વાત જુદી છે. સમય આફતનો હોય કે અભ્યુદયનો, બંને સમયમાં એની અનિવાર્ય જરૂરિયાત તો હંમેશા એકસરખી જ હોય છે. કોઈ પણ સંસ્કૃતિ જ્યાં સુધી એ ભાવિના ઘડતરમાં પોતાનો ફાળો ન આપે ત્યાં સુધી કેવળ પોતાના ઇતિહાસ કે યશોગાથાઓના આધારે ન તો જીવિત રહી શકે છે કે ન તો પ્રતિષ્ઠા મેળવી શકે છે.

આ દૃષ્ટિએ પણ જૈન સંસ્કૃતિ અંગે વિચાર કરવો સંગત છે. આપણે ઉપર જોઈ ગયા છીએ કે આ સંસ્કૃતિ મૂળે પ્રવૃત્તિ અર્થાત્ પુનર્જન્મથી છુટકારો મેળવવાની દૃષ્ટિએ આવિર્ભાવ પામી છે. એના આચાર-વિચારનું આખું માળખું એ લક્ષને અનુરૂપ જ બન્યું છે. પણ આપણે એ પણ જોઈએ છીએ કે આખરે એ સંસ્કૃતિ વ્યક્તિ સુધી જ સીમિત ન રહી. એણે એક વિશિષ્ટ સમાજનું રૂપ ધારણ કરી લીધું.

## નિવૃત્તિ અને પ્રવૃત્તિ

ગમે તે સમાજ હોય એ કેવળ નિવૃત્તિની ભુલભુલમણીને આધારે ન તો જીવી શકે છે કે ન તો વાસ્તવિક નિવૃત્તિની સાધના જ કરી શકે છે. જો કોઈ રીતે નિવૃત્તિને નહીં માનવાવાળા અને કેવળ પ્રવૃત્તિચક્રનું જ મહત્ત્વ માનવાવાળા છેવટે એ પ્રવૃત્તિના તોફાન અને વંટોળમાં જ ફસાઈને મરી રહ્યા હોય તો એ પણ એટલું જ સાચું છે કે પ્રવૃત્તિનો આધાર લીધા વગર નિવૃત્તિ કેવળ હવાઈ કિલ્લો જ બની જાય છે. ઐતિહાસિક અને દાર્શનિક સત્ય તો એ છે કે પ્રવૃત્તિ અને નિવૃત્તિ, એ માનવકલ્યાણના એક જ સિક્કાની બે બાજુઓ છે. જ્યાં સુધી દોષોની નિવૃત્તિની સાથે જ સદ્‌ગુણપ્રેરક અને કલ્યાણકર પ્રવૃત્તિમાં બળ પૂરવામાં ન આવે ત્યાં સુધી કોઈ માણસ દોષો, ભૂલો

કે જેથી આખા ગુજરાતમાં, અને ગુજરાતથી પ્રભાવિત થયેલા બીજા પ્રાંતોમાં પણ એ પ્રથા નામશેષ થઈ ગઈ, અને ઠેર ઠેર આજ સુધી ચાલી આવતી પાંજરાપોળો જેવી લોકપ્રિય સંસ્થાઓમાં પરિવર્તિત થઈ ગઈ.

પાર્શ્વનાથના જીવનનો આદર્શ કંઈક જુદો જ હતો. એમણે એકવાર દુર્વાસા જેવા સ્હેજ ક્રોધી તાપસ તથા એના અનુયાયીઓની ખાનગી વહોરવાનું જોખમ ખેડીને પણ એક બળતા સાપને તીના લાકડામાંથી બચાવી લેવાનો પ્રયત્ન કર્યો. આનું પરિણામ એ આવ્યું કે આજે પણ જૈનોના પ્રભાવવાળા ક્ષેત્રોમાં કોઈ સાપ સુધ્ધાંને મારતા નથી.

દીર્ઘતપસ્વી મહાવીરે પણ એક વખત પોતાની અહિંસાવૃત્તિની પૂર્ણ સાધનાનો આવો જ પરિચય આપ્યો હતો. જ્યારે તેઓ જંગલમાં ધ્યાનમાં ઊભા હતા ત્યારે એક પ્રચંડ વિષધરે એમને ડંખ માર્યો. એ સમયે તેઓ પોતાના ધ્યાનમાં અચલ રહ્યા, એટલું જ નહીં, બલ્કે એમણે એ વિષધર ઉપર મૈત્રીભાવનાનો પ્રયોગ કર્યો, જેથી એ પ્રયોગ "अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः" એ સૂત્રનું જીવન્ત દૃષ્ટાંત બની ગયો. તેઓ જીવનપર્યંત અનેક પ્રસંગોએ, યજ્ઞયાગાદિ ધાર્મિક કાર્યોમાં થતી હિંસાને રોકવાનો પૂર્ણ પ્રયત્ન કરતા જ રહ્યા. આવા આદર્શોથી જ જૈન સંસ્કૃતિ પ્રાણવાન બની રહી છે અને અનેક મુસીબતોની વચ્ચે પણ એણે પોતાના આદર્શોના હૃદયને ગમે તેમ કરીને સાચવી રાખવાનો પ્રયત્ન કર્યો છે, જે ભારતના ધાર્મિક, સામાજિક અને રાજકીય ઇતિહાસમાં જીવિત છે. જ્યારે પણ એવો સુયોગ સાંપડ્યો ત્યારે ત્યાગી તથા રાજા, મંત્રી અને વેપારી વગેરે ગૃહસ્થોએ જૈન સંસ્કૃતિના અહિંસા, સંયમ અને તપના આદર્શોનો પોતાની ઢબે પ્રચાર કર્યો છે.

**સંસ્કૃતિનો ઉદ્દેશ**

સંસ્કૃતિ માત્રનો ઉદ્દેશ છે માનવતાના કલ્યાણ તરફ આગળ વધવું. આ ઉદ્દેશને એ ત્યારે જ સાધી શકે છે કે જ્યારે એ પોતાને

બુરાઈ અને અકલ્યાણથી બચી નથી શકતો કોઈ પણ માંદો માણસ અપથ્ય અને કુપથ્યથી નિવૃત્ત થવાથી જીવતો નથી રહી શકતો સાથે જ સાથે એણે પથ્યનું સેવન પણ કરવું જ જોઈએ જીવનને માટે શરીરમાંથી બગાડવાળા લોહીને કાઢી નાખવું જેટલું જરૂરી છે એટલું જ એની નસોમાં નવા લોહીનો સંચાર કરવો એ પણ જરૂરી છે

## નિવૃત્તિલક્ષી પ્રવૃત્તિ

ઋષભદેવથી લઈને આજ સુધી નિવૃત્તિગામી કહેવાતી જૈન સંસ્કૃતિ પણ કોઈ ને કોઈ રીતે જીવિત રહી છે તે એકમાત્ર નિવૃત્તિના બળ ઉપર નહીં કિંતુ કલ્યાણકારી પ્રવૃત્તિને આધારે જે પ્રવર્તકધર્મી બ્રાહ્મણોએ નિવૃત્તિમાર્ગના સુંદર તત્ત્વોને અપનાવીને એક વ્યાપક, કલ્યાણકારી, એવી સંસ્કૃતિનું નિર્માણ કર્યું કે જે ગીતામાં સંજીવન બનીને આજે નવા ઉપયોગી સ્વરૂપમાં ગાંધીજી દ્વારા ફરી પોતાનું સંસ્કરણ કરી રહી છે તો નિવૃત્તિલક્ષી જૈન સંસ્કૃતિ પણ કલ્યાણલક્ષી જરૂરી પ્રવૃત્તિનો આધાર લઈને જ અત્યારની બદલાયેલી પરિસ્થિતિમાં જીવિત રહી શકશે જૈન સંસ્કૃતિમાં તત્ત્વજ્ઞાન અને આચારના જે મૂળ નિયમો છે અને એ જે આ રીતે આજ લગી પોતાની મૂડી માની રહેલ છે, એને આધારે એ પ્રવૃત્તિનો એવો મંગળકારી યોગ સાધી શકે છે કે જે બધાને માટે કલ્યાણકર થાય

જૈન પરંપરામાં પહેલું સ્થાન છે ત્યાગીઓનું અને બીજું છે ગૃહસ્થોનું ત્યાગીઓને પાંચ મહાવ્રત સ્વીકારવાની જે આજ્ઞા છે તે વધારેમાં વધારે સદ્ગુણોમાં પ્રવૃત્તિ કરવાની કે સદ્ગુણપોષક પ્રવૃત્તિ માટે શક્તિ પેદા કરવાની પ્રાથમિક શરત માત્ર છે હિંસા અસત્ય ચોરી પરિગ્રહ વગેરે દોષોથી બચ્યા વિના સદ્ગુણમાં પ્રવૃત્તિ થઈ જ નથી શકતી અને સદ્ગુણપોષક પ્રવૃત્તિને જીવનમાં સ્થાન આપ્યા વિના હિંસા વગેરેથી બચી જવું એ પણ સર્વથા અસંભવ છે જે વ્યક્તિમાં સાર્વભૌમ મહાવ્રતોને સ્વીકારવાની શક્તિ ન હોય એને માટે

જૈન પરંપરામાં અણુવ્રતોની રચના કરીને ધીમે ધીમે નિવૃત્તિ તરફ આગળ વધવાનો માર્ગ પણ રાખવામાં આવ્યો છે આવા ગૃહસ્થો માટે હિંસા વગેરે દોષોથી અમુક અંશે બચવાનું વિધાન કરવામાં આવ્યું છે એનો અર્થ એ જ છે કે પહેલાં ગૃહસ્થ દોષોથી બચવાનો અભ્યાસ કરે પણ સાથે જ સાથે એના માટે એ આદેશ પણ છે કે જે જે દોષને એ દૂર કરે તે તે દોષના વિરોધી સદ્ગુણોને જીવનમાં સ્થાન આપતો જાય. હિંસાને દૂર કરવી હોય તો જીવનમાં પ્રેમ અને આત્મૌપમ્યના સદ્ગુણો પ્રગટ કરવા જોઈએ સત્ય બોલ્યા વગર અને સત્ય બોલવાનું બળ મેળવ્યા વગર અસત્યથી નિવૃત્તિ કેવી રીતે થશે? પરિગ્રહ અને લોભથી બચવું હોય તો સંતોષ અને ત્યાગ જેવી ગુણપોષક પ્રવૃત્તિઓમાં પોતાની જાતને ખપાવી દેવી જ પડશે

સંસ્કૃતિનો સંકેત

સંસ્કૃતિમાત્રનો સંકેત લોભ અને મોહને ઘટાડવા તથા નિર્મૂળ કરવા તરફ છે નહીં કે પ્રવૃત્તિને નિર્મૂળ કરવા તરફ જે પ્રવૃત્તિ આસક્તિ વગર ન જ થઈ શકે એવી હોય એ જ ત્યાજ્ય છે દા ત, કામાચાર અને વ્યક્તિગત પરિગ્રહ વગેરે જે પ્રવૃત્તિઓ સમાજના ધારણ પોષણ અને એના વિકાસ કરનારી છે તે આસક્તિપૂર્વક તેમ જ આસક્તિ વગર પણ થઈ શકે છે એટલા માટે સંસ્કૃતિ કેવળ આસક્તિના ત્યાગ તરફ જ સંકેત કરે છે

[દ૦ ચિ૦ ખ૦ ૨, પૃ૦ ૧૩૨-૧૪૨]

## ૫

# જૈન તત્ત્વજ્ઞાન

વિશ્વના બાહ્ય અને આંતરિક સ્વરૂપ વિશે તથા તેના સામાન્ય તેમ જ વ્યાપક નિયમોના સંબંધમાં જે તાત્ત્વિક દૃષ્ટિએ વિચારણા એ તત્ત્વજ્ઞાન. આવી વિચારણા કોઈ એક જ દેશ, એક જ જાતિ કે એક જ પ્રજામાં ઉદ્ભવે છે અને ક્રમશઃ વિકાસ પામે છે, એમ નથી હોતું પણ આ જાતની વિચારણા એ મનુષ્યત્વનું વિશિષ્ટ સ્વરૂપ હોવાથી તે વહેલી કે મોડી દરેક દેશમાં વસનાર દરેક જાતિની માનવપ્રજામાં ઓછે કે વત્તે અંશે ઉદ્ભવે છે, અને તેવી વિચારણા જુદી જુદી પ્રજાઓના પરસ્પર સંસર્ગને લીધે અને કોઈ વાર તદ્દન સ્વતંત્રપણે પણ વિશેષ વિકાસ પામે છે તેમ જ સામાન્ય ભૂમિકામાંથી પસાર થઈ તે અનેક રૂપે ફંટાય છે.

પહેલેથી આજ સુધીમાં ભૂખંડ ઉપર મનુષ્યજાતિએ જે તાત્ત્વિક વિચારણાઓ કરી છે તે બધી આજે હયાત નથી, તેમ જ તે બધી વિચારણાઓનો ક્રમિક ઇતિહાસ પણ પૂર્ણપણે આપણી સામે નથી. છતાં અત્યારે એ વિશે જે કાંઈ સામગ્રી આપણી સામે છે અને એ વિશે જે કાંઈ થોડુંઘણું આપણે જાણીએ છીએ તે ઉપરથી એટલું તો નિર્વિવાદપણે કહી શકાય કે તત્ત્વચિંતનની જુદી જુદી અને પરસ્પર વિરોધી દેખાતી ગમે તેવી ધારાઓ હોય છતાં એ બધી વિચારધારાઓનું સામાન્ય સ્વરૂપ એક છે, અને તે એ કે વિશ્વના

બૌદ્ધ બંને પરંપરાઓ વૈદિક હિંસાનો એકસરખો વિરોધ કરે છે અને જ્યારે બંનેની અહિંસાની વ્યાખ્યામાં કોઈ તાત્ત્વિક મતભેદ નથી તો પછી શરૂઆતમાં જ બન્ને વચ્ચે અંદરોઅંદર ખંડનમંડન શા માટે શરૂ થયું અને શા માટે ચાલતું રહ્યું?—આ એક પ્રશ્ન છે. જ્યારે આપણે બંને પરંપરાઓનું સાહિત્ય ધ્યાનપૂર્વક વાંચીએ છીએ ત્યારે આનો જવાબ આપણને મળી જાય છે. ખંડનમંડનનાં અનેક કારણોમાંનું મુખ્ય કારણ તો એ જ છે કે જૈન પરંપરાએ નકોરી અહિંસાની સૂક્ષ્મ વ્યાખ્યાનો અમલ કરવા માટે બાહ્ય પ્રવૃત્તિઓનું જે વિશેષ નિયંત્રણ કર્યું એ બૌદ્ધ પરંપરાએ ન કર્યું. જીવનને લગતી બાહ્ય પ્રવૃત્તિઓનું અતિનિયંત્રણ અને મધ્યમ માર્ગમાંથી જન્મેલ શિથિલતા એ બે વચ્ચેના પ્રબળ ભેદમાંથી જ જૈન અને બૌદ્ધ પરંપરાઓ અંદરોઅંદર ખંડનમંડનમાં પડી ગઈ. જૈન સાહિત્યમાંના અહિંસાને લગતા ઊહાપોહમાં આ ખંડનમંડનનો પણ સારો એવો હિસ્સો છે.[1] જ્યારે આપણે બંને પરંપરાઓના ખંડનમંડનનું તટસ્થ રીતે અવલોકન કરીએ છીએ ત્યારે નિઃસંકોચપણે કહેવું પડે છે કે મોટેભાગે બંને એકબીજાને ખોટી રીતે સમજ્યા છે. આનો એક દાખલો મજ્ઝિમનિકાયનું ઉપાલિસુત્ત અને બીજો દાખલો સૂત્રકૃતાંગ (૧. ૧. ૨. ૨૪–૩૨; ૨. ૬. ૨૬–૨૮) છે.

**અહિંસાની કોટીની હિંસા**

જેમ જેમ જૈન સાધુસંઘનો વિસ્તાર થતો ગયો અને ભિન્ન ભિન્ન દેશ તથા કાળમાં નવી નવી પરિસ્થિતિઓ મારફતે નવા નવા પ્રશ્નો પેદા થતા ગયા તેમ તેમ જૈન તત્ત્વચિંતકોએ અહિંસાની વ્યાખ્યા અને એના વિશ્લેષણમાંથી એક સ્પષ્ટ નવો વિચાર પ્રગટ કર્યો તે એ કે જો અપ્રમત્ત ભાવે કોઈ જીવની વિરાધના–હિંસા થઈ જાય કે કરવી પડે તો એ કેવળ અહિંસાકોટીની છે અને તેથી એ નિર્દોષ જ નથી

---

૧ જુઓ જ્ઞાનબિંદુમાં ટિપ્પણમાંના જૈન અને બૌદ્ધ અવતરણો.

મ ગુણ (નિર્જરા) વધક પણ છે આ વિચાર પ્રમાણે સાધુ પૂર્ણ અહિંસાનો સ્વીકાર કરી લીધા પછી પણ જે પોતાના સંયત જીવનની પરિપુષ્ટિ માટે સારૂપ નેખાતી વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ આદરે તોપણ એ સંયમવિકાસમાં જેમ ગનુ આગળ વધે છે જૈન પરિભાષા પ્રમાણે આ જ નિશ્ચય અહિંસા છે જે ત્યાગીઓ વસ્ત્ર વગેરે રાખવાના સાવ વિરોધી હતા તેઓ જ્યારે મર્યાદિત પ્રમાણમાં વસ્ત્ર વગેરે ઉપકરણો (સાધનો) રાખવાવાળા સાધુઓનો હિંસાને નામે તિરસ્કાર કરવા લાગ્યા ત્યારે વસ્ત્ર વગેરેનું સમર્થન કરનારા ત્યાગીઓએ એ જ નિશ્ચય સિદ્ધાંતનો આશ્રય લઈ જવાબ આપ્યો કે ફક્ત સંયમના ધારણ અને નિર્વાહને માટે જ શરીરની જેમ મર્યાદિત ઉપકરણ વગેરે રાખવાં એ અહિંસાના બાધક નથી જૈન સાધુસંઘની આવી જાતની એ બીજાના આચારને માથી જન્મેલી ચર્ચા દ્વારા પણ અહિંસાને લગતા ઊહાપોહમાં સારો એવો વિકાસ થયો હોય એમ દેખાય છે જે ઓઘનિર્યુક્તિ વગેરેમાં સ્પષ્ટ રીતે જોવા મળે છે

કયારે-ક્યારે અહિંસાની ચર્ચા શુષ્ક તર્ક જેવી થઈ ગઈ હોય એમ જણાય છે એ વ્યક્તિ પ્રશ્ન કરે છે કે જો તમારે વસ્ત્ર રાખવું જ હોય તો તેને ફાડ્યા વગરનું આખું જ શા માટે ન રાખવું? કેમ કે એને ફાડવાથી જે સૂક્ષ્મ અણુઓ ઊડશે એ જરૂર જીવઘાત બનશે આ પ્રશ્નનો જવાબ પણ એવા જ તર્કથી આપવામાં આવ્યો છે જવાબ આપનારા કહે છે કે જો વસ્ત્ર ફાડવા દેવાને સૂક્ષ્મ અણુઓને લીધે જીવઘાત થતો હોય તો તમે અમને વસ્ત્ર ફાડતા અટકાવવા માટે જે કંઈ વાણીનો પ્રયોગ કરો છો એનાથી પણ જીવઘાત થાય છે ને? વારુ અસ્તુ એ ગમે તેમ હોય પણ જિનભદ્ર ગણિની સ્પષ્ટ વાણીમાં જૈન પરંપરાને સંમત એવી અહિંસાનું પૂર્ણ સ્વરૂપ આ જાણવા મળે છે તેઓ કહે છે કે સ્થાન સજીવ હોય કે નિર્જીવ એમાં કોઈ જીવઘાતક બની જતો હોય કે કોઈ અઘાતક જ જોવામાં આવતો હોય પણ એટલા માત્રથી હિંસા કે અહિંસાનો

નિર્ણય નથી થઈ શકતો સાચેમાચ હિંસા પ્રમાદ—અયતના—અસંયમમાં જ છે, પછી ભલે કોઈ જીવનો ઘાત ન પણ થતો હોય એ જ રીતે જો અપ્રમાદ કે યતના–સંયમ સુરક્ષિત હોય તો જીવઘાત જોવામાં આવે છતાં પણ ખરી રીતે અહિંસા જ છે

**જૈન ઊહાપોહની ક્રમિક ભૂમિકાઓ**

ઉપરના નિયમ ઉપરથી અહિંસાને લગતા જૈન ઊહાપોહની નીચે જણાવેલી ક્રમિક ભૂમિકાઓ ફલિત થાય છે —

(૧) પ્રાણનો નાશ હિંસા રૂપ હોવાથી એને રોકવો, એ જ અહિંસા છે

(૨) જીવનધારણની સમસ્યામાંથી ફલિત થાય છે કે જીવન—ખાસ કરીને સંયમી જીવન—માટે અનિવાર્ય લેખાતી પ્રવૃત્તિઓ આચરતાં કદાચ જીવઘાત થઈ પણ જાય છતાં જો પ્રમાદ ન હોય તો એ જીવઘાત હિંસારૂપ ન બનતાં અહિંસા જ છે

(૩) જો સંપૂર્ણ પણે અહિંસક રહેવું હોય તો ખરી રીતે અને સૌથી પહેલાં, ચિત્તમાં રહેલ ક્લેશ (પ્રમાદ)નો જ ત્યાગ કરવો જોઈએ એ થયો તો સમજવું કે અહિંસા સિદ્ધ થઈ બાહ્ય પ્રવૃત્તિઓ સાથે અહિંસાને કોઈ અનિવાર્ય સંબંધ નથી એનો નિયત સંબંધ માનસિક પ્રવૃત્તિઓની સાથે છે

(૪) વ્યક્તિગત કે સામૂહિક જીવનમાં એવાં પણ અપવાદસ્થાનો આવે છે કે જ્યારે હિંસા કેવળ અહિંસા જ નથી રહેતી ઊલટી એ ગુણવર્ધક પણ બની જાય છે આવા અપવાદરૂપ સ્થાનોમાં, જો કહેવાતી હિંસાથી ડરીને એવું આચરણ કરવામાં ન આવે તો ઊલટાનો દોષ લાગે છે

**જૈનો અને મીમાંસકો વગેરે વચ્ચે સામ્ય**

જૈન અહિંસાના ઉત્સર્ગ અપવાદની આ ચર્ચા બરાબર અક્ષરે

અક્ષર મીમાંસા અને સ્મૃતિમાંની અહિંસા સંબંધી ઉત્સર્ગ અપવાદની વિચારસરણી સાથે મળતી આવે છે. એમાં ફેર હોય તો એ જ છે કે જ્યાં જૈન વિચારસરણી સાધુ કે પૂર્ણત્યાગીના જીવનને ધ્યાનમાં રાખીને પ્રતિષ્ઠિત થઈ છે ત્યાં મીમાંસક અને સ્માર્તોની વિચારસરણી ગૃહસ્થ અને ત્યાગી બધાયના જીવનને કેન્દ્રમાં રાખીને પ્રવર્તિત થઈ છે. બંને વચ્ચેનું સામ્ય આ રીતે છે —

| જૈન | વૈદિક |
| --- | --- |
| ૧ सव्वे पाणा न हंतव्वा । | ૧ मा हिंस्यात् सर्वभूतानि । |
| ૨ સાધુજીવનની અશક્યતાનો પ્રશ્ન | ૨ ચારે આશ્રમોના બધા પ્રકારના અધિકારીઓના જીવનની તથા એને લગતાં કર્તવ્યોની અશક્યતાનો પ્રશ્ન. |
| ૩ શાસ્ત્રવિહિત પ્રવૃત્તિઓમાં હિંસા દોષનો અભાવ અર્થાત્ નિષિદ્ધ આચરણમાં જ હિંસા | ૩ શાસ્ત્રવિહિત પ્રવૃત્તિઓમાં હિંસા દોષનો અભાવ અર્થાત્ નિષિદ્ધ આચાર જ હિંસા છે |

અહીં એ ધ્યાનમાં રાખવું કે જૈન તત્ત્વજ્ઞ 'શાસ્ત્ર' શબ્દથી જૈન શાસ્ત્રને—ખાસ કરી સાધુજીવનના વિધિનિષેધોનું પ્રતિપાદન કરતા શાસ્ત્રને—જ લે છે, જ્યારે વૈદિક તત્ત્વચિંતક 'શાસ્ત્ર' શબ્દથી એ બધાં શાસ્ત્રો લે છે કે જેમાં વ્યક્તિગત, કૌટુંબિક, સામાજિક, ધાર્મિક અને રાજકીય એમ બધાં કર્તવ્યોનું વિધાન હોય.

| | |
| --- | --- |
| ૪ છેવટે અહિંસાનો મર્મ જિનની આજ્ઞાના—જૈનશાસ્ત્રના—યથાવત્ અનુસરણમાં જ છે | ૪ છેવટે અહિંસાનું તાત્પર્ય વેદ તથા સ્મૃતિઓની આજ્ઞાના પાલનમાં જ છે |

[દઔચિ૦ પુ૦ ૨ પૃ ૪૧૨-૪૧૭]

## અહિંસાની ભાવનાનો વિકાસ

**નેમિનાથની કરુણા**

ભગવાન પાર્શ્વનાથની પહેલાં નિર્ગ્રંથ પરંપરામાં યદુકુમાર નેમિનાથ થઈ ગયા. એમની ઐતિહાસિક જીવનકથાઓમાં જે ઘટનાનો ઉલ્લેખ મળે છે એ નિર્ગ્રંથ પરંપરાની અહિંસક ભાવનાનો એક સીમાસ્તંભ કહી શકાય એમ છે. લગ્ન સગપણ વગેરે સામાજિક ઉત્સવો-સમારંભોમાં જમવા જમાડવાનો અને મોજમજા કરવાનો રિવાજ તો અત્યારે પણ પ્રચલિત છે. પણ એ સમયમાં આવા સમારંભોમાં અનેક પ્રકારના પશુઓનો વધ કરીને એમના માંસથી જમણવારને આકર્ષક બનાવવાની પ્રથા પ્રચલિત હતી—ખાસ કરીને ક્ષત્રિયોમાં તો એ પ્રથા વિશેષ રૂઢ હતી. આ પ્રથા પ્રમાણે લગ્ન નિમિત્તે ઉજવાનાર ઉત્સવમાં વધ કરવાને માટે એકત્ર કરવામાં આવેલાં હરણ વગેરે જુદી જુદી જાતનાં પશુઓનો આર્તનાદ સાંભળીને નેમિકુમાર બરાબર લગ્નને ટાણે જ કરુણાર્દ્ર થઈ ગયા; અને જે લગ્નમાં આવાં પશુઓનો વધ કરી માંસ ખાવા ખવરાવવાના કાર્યને પ્રતિષ્ઠિત માનવામાં આવતું હતું એવા પોતાના લગ્નનો વિચાર જ એમણે માંડી વાળ્યો. નેમિકુમારના આ કરુણામાંથી જન્મેલ બ્રહ્મચર્યવ્રતનો એ વખતના સમાજ ઉપર એવો પ્રભાવ પડ્યો અને ક્રમે ક્રમે એ પ્રભાવ એવો વધતો રહ્યો કે ધીમે ધીમે અનેક જાતિઓએ સામાજિક સમારંભોમાં માંસ ખાવા ખવરાવવાની પ્રથાને જ તિલાંજલિ આપી દીધી. ઘણે ભાગે આ જ એવી પહેલી ઘટના છે કે જે સામાજિક વ્યવહારમાં અહિંસાનો પાયો નખાવાની સૂચક છે. નેમિકુમાર યાદવશિરોમણિ દેવકીનંદન શ્રીકૃષ્ણના નાનાભાઈ-પિતરાઈ હતા; એમ લાગે છે કે એ કારણે દ્વારકા અને મથુરાના યાદવો ઉપર સારો પ્રભાવ પડ્યો હતો.

અહિંસા ભાવનાના એ ઝરણાને પૂરનું રૂપ આપવામાં જરૂર અનેકોનો ભાગ છે પણ નિર્ગ્રંથ અનગારોનું તો એના સિવાય બીજું કોઈ ધ્યેય જ ન હતું. તેઓ ભારતમાં પૂર્વ પશ્ચિમ, ઉત્તર દક્ષિણ, જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં એમણે અહિંસાની ભાવનાનો જ ફેલાવો કર્યો અને જનતાને હિંસામૂલક અનેક વ્યસનોના ત્યાગનો ઉપદેશ આપવામાં જ નિર્ગ્રંથ ધર્મની કૃતકૃત્યતા અનુભવી. જેવી રીતે શંકરાચાર્યે ભારતના ચારે ખૂણાઓમાં મઠોની સ્થાપના કરીને બ્રહ્માદ્વૈતનો વિજયસ્તંભ રોપ્યો, એ જ રીતે મહાવીરના અનુયાયી અનગાર નિર્ગ્રંથોએ ભારત જેવા વિશાળ દેશના ચારે ખૂણાઓમાં અહિંસા અદ્વૈતની ભાવનાના વિજયસ્તંભો રોપ્યા—એમ કહેવામાં આવે તો એમાં અતિશયોક્તિ નહીં લેખાય. લોકમાન્ય તિલકે આ વાતને એવી રીતે કહી હતી કે ગુજરાતની અહિંસા ભાવના એ જૈનોનું જ અર્પણ છે. અને ઇતિહાસ આપણને કહે છે કે વૈષ્ણવ વગેરે અનેક વૈદિક પરંપરાઓની અહિંસામૂલક ધર્મવૃત્તિમાં નિર્ગ્રંથ સંપ્રદાયના થોડાઘણા પ્રભાવે જરૂર ભાગ ભજવ્યો છે. એ વૈદિક સંપ્રદાયોના પ્રત્યેક જીવનવ્યવહારની છણાવટ કરવાથી કોઈ પણ વિચારક એ સહેલાઈથી જાણી શકે છે કે એના ઉપર નિર્ગ્રંથોની અહિંસા-ભાવનાનો રંગ જરૂર લાગેલો છે. આજે ભારતમાં હિંસામૂલક યજ્ઞયાગાદિ ધર્મવિધિનો સમર્થક પણ પોતાના યજમાનોને પશુવધની પ્રેરણા કરવાની હિંમત નથી કરી શકતો.

આચાર્ય હેમચંદ્રે ગુર્જરપતિ પરમ માહેશ્વર સિદ્ધરાજ સુધ્ધાંને ઘણે અંશે અહિંસાની ભાવનાથી પ્રભાવિત કર્યા હતા. આનું ફળ અનેક દિશાઓમાં સારું આવ્યું. અનેક દેવદેવીઓની સામે ખાસ ખાસ પર્વોમાં થતી હિંસા બંધ થઈ ગઈ અને આવી હિંસાને અટકાવવાના એક વ્યાપક આંદોલનનો પાયો નખાઈ ગયો. સિદ્ધરાજના ઉત્તરાધિકારી ગુર્જરપતિ કુમારપાળ તો પરમાર્હત જ હતા. એ યથાર્થ રૂપે પરમાર્હત એટલા માટે ગણાયા કે એમણે અહિંસાની ભાવનાને જેવી અને જેટલી પરિપુષ્ટ કરી, અને જેવો એનો ફેલાવો કર્યો,

એ ઇતિહાસમાં અંકિત છે કુમારપાળની 'અમારિ-ઘોષણા' એટલી લોકપ્રિય બની કે એની પછીના અનેક નિર્ગ્રંથો અને એમના અનેક ગૃહસ્થ શિષ્ય અમારિ ઘોષણાને પોતાના જીવનનું ધ્યેય બનાવીને જ કામ કરવા લાગ્યા આચાર્ય હેમચંદ્રની પહેલા કેટલાય નિર્ગ્રંથોએ માંસ ખાનારી જાતિઓને અહિંસાની દીક્ષા આપી હતી અને નિર્ગ્રંથ સંઘમાં ઓસવાલ પોરવાળ વગેરે વર્ગોની સ્થાપના કરી હતી. શક વગેરે પરદેશી જાતિઓ પણ અહિંસાના ચેપથી બચી શકી ન હતી! હીરવિજયસૂરિએ અકબર જેવા ભારતસમ્રાટ પાસેથી ભિક્ષામાં એટલું જ માગ્યું કે એ, હમેશાંને માટે નહીં તો છેવટે ખાસ ખાસ તિથિઓ માટે અમારિ ઘોષણા કરે અકબરના એ પગલે પગલે જહાંગીર વગેરે એના વંશજો ચાલ્યા જેઓ જન્મથી જ માંસભક્ષક હતા એવા મુગલસમ્રાટો દ્વારા અહિંસાનો આટલો ઢંઢેરો પીટાવવો એ આજે પણ સહેલું નથી

આજે પણ આપણે જોઈએ છીએ કે જૈન સમાજ જ એવો છે કે જે બની શકે ત્યાં સુધી જુદા જુદા ક્ષેત્રોમાં થતી પશુ પક્ષી વગેરેની હિંસાને અટકાવવાનો સતત પ્રયત્ન કરતો રહે છે આ વિશાળ દેશમાં જુદી જુદી જાતના સંસ્કારો ધરાવતી અનેક જાતિઓ પાસે પાસે રહે છે અનેક જાતિઓ જન્મથી જ માંસભક્ષી છે આમ છતાં જ્યાં જુઓ ત્યાં અહિંસા તરફ તો લોકરુચિ દેખાય જ છે મધ્યયુગમાં એવા અનેક સંતો અને ફકીરો થઈ ગયા કે જેઓએ કેવળ અહિંસા અને દયાનો જ ઉપદેશ આપ્યો છે જે ભારતના આત્મામાં અહિંસાનાં મૂળ કેટલા ઊંડા ગયેલા છે એની સાક્ષી પૂરે છે

મહાત્મા ગાંધીજીએ ભારતમાં નવજીવનના પ્રાણ ધબકતા કરવાનો સંકલ્પ કર્યો તો એ કેવળ અહિંસાની ભૂમિકા ઉપર જ જો એમને અહિંસાની ભાવનાનું આવું તૈયાર ક્ષેત્ર ન મળ્યું હોત તો તેઓ ભાગ્યે જ આટલા સફળ થયા હોત

[ દઔચિ૰ ખ૰ ૨ પૃ૰ ૭૫-૭૮ ]

## અહિંસા અને અમારિ

માનવપ્રકૃતિમાં હિંસા અને અહિંસાનાં બન્ને તત્ત્વો સમાયેલાં છે. હિંદુસ્તાનમાં તેના મૂળ વતનીઓની અને પાછળથી તેમના વિજેતા તરીકે આવેલા આર્યોની જાહોજલાલી વખતે અનેક જાતનાં બલિદાનો તેમ જ યજ્ઞયાગની ભરમાર થતી હતી અને એમાં માત્ર પશુઓ કે પંખીઓ જ નહિ પણ મનુષ્યો સુધ્ધાંનો બલિ અપાતો. ધાર્મિક ગણાતો હિંસાનો આ પ્રકાર જ્યારે હદ સુધી વ્યાપેલો હતો ત્યારે તેના પ્રત્યાઘાતની બીજી બાજુએ એ હિંસાનો વિરોધ શરૂ થયો હતો અને અહિંસાની ભાવનાવાળા પંથો તો ભગવાન મહાવીર અને બુદ્ધ પહેલાં પણ સ્થપાઈ ગયા હતા. એમ છતાં અહિંસાતત્ત્વના અનન્ય પોષક તરીકે અને અહિંસાની આજની ચાલુ ગ[illegible]ની તરીકે તો જે બે મહાન ઐતિહાસિક પુરુષો આપણી સામે છે તે ભગવાન મહાવીર અને બુદ્ધ જ છે. એમના સમયમાં અને એમના પછી હિંદુસ્તાનમાં અહિંસાને જે પોષણ મળ્યું છે, તેનો જેટલી જેટલી રીતે અને જેટલી જેટલી દિશામાં પ્રચાર થયો છે તેમ જ અહિંસાતત્ત્વ પર જે શાસ્ત્રીય અને સૂક્ષ્મ વિચારો થયા છે એની જોડ હિંદુસ્તાનની બહારના કોઈ પણ દેશના ઇતિહાસમાં મળી શકે તેમ નથી. દુનિયાના બીજા દેશો અને બીજી જાતિઓ ઉપર અસાધારણ પ્રભાવ પાડનાર, તેમને જીતનાર અને કાયમને માટે તેમનાં મન હરી લેનાર કોઈ તત્ત્વ હિંદુસ્તાનમાં ઉદ્ભવ્યું હોય તો તે હજારો વર્ષથી આજ સુધી સળંગ એકધારું ચાલ્યું આવેલું અને વિકાસ પામેલું અહિંસાતત્ત્વ જ છે.

### અશોક, સંપ્રતિ અને ખારવેલ

અહિંસાના પ્રચારક જૈન અને બૌદ્ધ સંઘો વ્યવસ્થિત સ્થપાયા પછી તેનું પ્રચારકાર્ય ચોમેર ખૂબ જોસભેર ચાલવા લાગ્યું. એના પુરાવાઓ આજે પણ જીવતા છે. મહાન સમ્રાટ અશોકની ધર્મલિપિઓમાં જે ફરમાનો છે તે આપણને સ્પષ્ટ જણાવે છે કે અશોકે ઉત્સવો

કુમારપાળની અહિંસા તો એટલી બધી જાણીતી છે કે ઘણાને આજે તે અતિશયતાવાળી લાગે છે. મોગલસમ્રાટ અકબરનું મન હરણ કરનાર ત્યાગી જૈન ભિક્ષુ હીરવિજયસૂરિના અને ત્યાર પછીના તેમના અનુગામી શિષ્યોના બાદશાહો પાસેથી અહિંસા પરત્વે મેળવેલા ફરમાનો હમેશાં માટે ઇતિહાસમાં અમર રહે તેવા છે. આ ઉપરાંત ઠાકરડાઓ, જમીનદારો, લાગવગવાળા અમલદારો અને ગામના આગેવાન પટેલો તરફથી પણ હિંસા ન કરવાના મળેલા વચનો જો આપણે મેળવી શકીએ અને મળી આવે તો આ દેશમાં અહિંસાપ્રચારક સંઘે અહિંસાનું વાતાવરણ ઊભું કરવા કેટલો પુરુષાર્થ કર્યો છે એની કંઈક કલ્પના આવે.

## અહિંસાના પ્રચારનો એક પુરાવો — પાંજરાપોળો

અહિંસાપ્રચારના એક સચોટ પુરાવા તરીકે આપણે ત્યાં પાંજરાપોળની સંસ્થા ચાલી આવે છે. આ પરંપરા ક્યારથી અને કોની દ્વારા અસ્તિત્વમાં આવી એ ચોક્કસ કહેવું કઠણ છે. છતાં ગુજરાતમાં એનો પ્રચાર અને એની પ્રતિષ્ઠા જોતાં એમ માનવાનું મન થઈ જાય છે કે પાંજરાપોળની સંસ્થાને વ્યાપક કરવામાં કદાચ કુમારપાળનો અને તેના ધર્મગુરુ આચાર્ય હેમચંદ્રનો મુખ્ય હાથ હોય. આખા કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતનું તેમ જ રજપૂતાનાના અમુક ભાગનું કોઈ એવું જાણીતું શહેર કે સારી આબાદીવાળો કસબો નહિ મળે કે જ્યાં પાંજરાપોળ ન હોય. ઘણે સ્થળે તો નાના ગામડાઓમાં પણ પ્રાથમિક નિશાળો (પ્રાઇમરી સ્કૂલ)ની પેઠે પાંજરાપોળની શાખાઓ છે. આ બધી પાંજરાપોળો મુખ્યપણે પશુઓને અને અશક્ત પંખીઓને પણ બચાવવાનું અને તેમની સારસંભાળ રાખવાનું કામ કરે છે. આપણી પાસે અત્યારે ચોક્કસ આંકડા નથી પણ મારી સ્થૂળ અટકળ એવી છે કે દરવર્ષે એ પાંજરાપોળો પાછળ જૈનો પચાસ લાખથી ઓછો ખર્ચ નથી કરતા અને એ પાંજરાપોળોના આશ્રયમાં કાંઈ નહિ તો નાનામોટા લાખેક જીવો સારસંભાળ પામતા હશે.

ગુજરાત બહારના ભાગમાં જ્યાં જ્યાં ગોશાળાઓ ચાલે છે ત્યાં બધે મુખ્ય ભાગે ફક્ત ગાયાની જ રક્ષા કરવામા આવે છે ગોશાળાઓ પણ દેશમા પુષ્કળ છે અને તેમા હજારો ગાયો રક્ષણ પામે છે પાંજરાપોળની સંસ્થા હો કે ગોશાળાની સંસ્થા હો પણ એ બધી પશુરક્ષણની પ્રવૃત્તિ અહિંસાપ્રચારક સઘના પુરુષાર્થને જ આભારી છે, એમ કોઈ પણ વિચારક કબૂલ કર્યા વિના ભાગ્યે જ રહી શકે આ ઉપરાંત કીડિયારાની પ્રથા જળચરોને આટાની ગોળીઓ ખવડાવવાની પ્રથા શિકારો અને દેવીના ભોગો બધ કરાવવાની પ્રથા—એ બધુ અહિંસાની ભાવનાનું જ પરિણામ છે

**માણસજાતની સેવા માટેની પ્રવૃત્તિ**

અત્યાર સુધી આપણે પશુ પખી અને બીજા જીવજંતુઓ વિશે જ વિચાર કર્યો છે હવે આપણે મનુષ્યજાતિ તરફ પણ વળીએ દેશમા દાનપ્રથા એટલી ઘોઘમઘ ચાલતી કે તેમા કોઈ માણસ ભૂખે રહેતા ભાગ્યે જ પામતુ પ્રાચ અને આપણ લોકના દુ ખોમાં જગડુશા જેવા સખી ગૃહસ્થોએ પોતાના અન્નભડારો અને ખજાનાઓ ખુલ્લા મૂક્યાના વિસ્તૃત પુરાવાઓ છે જે દેશમા પશુપખી અને બીજા ક્ષુદ્ર જીવો માટે કરોડો રૂપિયા ખર્ચાતા હોય તે દેશમા માણસજાત માટે લાગણી ઓછી હોય અગર તો તે માટે કાંઈ ન થતુ હોય એમ કહેવુ એ વિચારશક્તિની બહારની વાત છે આપણા દેશનુ આતિથ્ય જાણીતુ છે અને આતિથ્ય એ માનવજાતને લઈને જ છે દેશમા લાખો ત્યાગી અને ફકીરો થઈ ગયા અને આજેય છે તે એક આતિથ્ય કે મનુષ્ય તરફની લોકોની ભક્તિનો પુરાવો છે અપગો અનાથો અને બીમારો માટે બને તેટલુ વધારેમા વધારે કરી છૂટવાનુ બ્રાહ્મણ બૌદ્ધ અને જૈન ત્રણેના શાસ્ત્રોમા ફરમાન છે જે નવીન લોકરુચિઓ પડેલો છે મનુષ્યજાતિની સેવાની દિવસે દિવસે વધતી જતી જરૂરિયાતને લીધે અને પડોશીધર્મની અગત્ય સર્વથી પ્રથમ

જાણીતી છે મગજ ખાતર આપણે આ ઉક્ત બન્ને પ્રકારની અહિંસાને અનુક્રમે અહિંસા અને દયાના નામથી ઓળખાવીશું અહિંસા એ એવી વસ્તુ છે કે જેની દયા કરતા વધારેમા વધારે કિંમત હોવા છતા તે દયાની પેઠે એકદમ સૌની નજરે નથી ચડતી દયાને લોકગમ્ય કરીએ તો અહિંસાને ત્યાગ પણ ગણી શકાય જે માણસ અહિંસાને અનુસરતો હોય તે તેની ફાયદા અનુભવે છે તેનો કારણ તો અનિવાર્ય રીતે બીજાઓને મળે જ છે, છતા ઘણીવાર એ ફાયદો ઉઠાવનાર સુધ્ધાં એ ફાયદાના કારણરૂપ અહિંસાતત્ત્વનો ખ્યાલ સુધ્ધા નથી હોતો અને એ અહિંસાની સુંદર અસર બીજાઓના મન ઉપર પડવામા ઘણીવાર ઘણો લાંબો વખત પસાર થઈ જાય છે જ્યારે દયાની બાબતમા એથી ઊલટુ છે દયા એ એવી વસ્તુ છે કે તેને પાળનાર કરતા તેનો લાભ લેવનાર તેજ તે વખતે સુવાસ આપે છે દયાની સુંદર અસર બીજાઓના મન ઉપર પડતા વખત જતો જ નથી તેથી દયા એ ઉઘાડી તરવાર જેવી સૌની નજરે આવે એવી વસ્તુ છે તેથી તેને આચરવામા જ ધર્મની સંભાવના દેખાય છે

સમાજના વ્યવસ્થિત ધારણ અને પોષણ માટે અહિંસા તેમ જ દયા બન્નેની અનિવાર્ય જરૂર છે જે સમાજમા અને જે રાષ્ટ્રમા જેટલે અંશે બીજા ઉપર ત્રાસ વધારે ગુજરતો હોય નબળાના હક્કો વધારે કચરાતા હોય તે સમાજ કે તે રાષ્ટ્ર તેટલો જ વધારે દુ:ખી અને ગુલામ તેથી ઊલટુ જે સમાજમા અને જે રાષ્ટ્રમા એક વર્ગનો બીજા વર્ગ ઉપર કે એક વ્યક્તિનો બીજી વ્યક્તિ ઉપર જેટલો ત્રાસ ઓછો અથવા બીજા નબળાના હક્કોની જેટલી વધારે રક્ષા તેટલો જ તે સમાજ અને તે રાષ્ટ્ર વધારે સુખી અને વધારે સ્વતંત્ર એ જ રીતે જે સમાજ અને જે રાષ્ટ્રમા સમગ્ર વ્યક્તિઓ તરફથી નબળાઓ માટે જેટજેટલો વધારે સુખસગવડનો ભોગ અપાતો હોય, જેટજેટલી તેમની વધારે સેવા કરાતી હોય તેટલો તે સમાજ અને તે

રાષ્ટ્ર વધારે સ્વસ્થ અને વધારે આબાદ એથી ઊલટું જેટલેજેટલું વધારે સ્વાર્થીપણું તેટલેટલો તે સમાજ વધારે પામર અને વધારે છિન્નભિન્ન આ રીતે આપણે સમાજો અને રાષ્ટ્રોના ઇતિહાસ ઉપરથી જે એક નિશ્ચિત પરિણામ તારવી શકીએ છીએ તે એ છે કે અહિંસા અને દયા એ બન્ને જેના આધ્યાત્મિક હિત કરનારા તત્ત્વો છે તેમ જ તે સમાજ અને રાષ્ટ્રના ધારક અને પોષક તત્ત્વો પણ છે

એ બન્ને તત્ત્વોની જગતના કલ્યાણાર્થે એકસરખી જરૂરિયાત હોવા છતાં અહિંસા કરતાં દયા જીવનમાં લાવવી કાંઈક સહેલ છે અંતર્દર્શન વિના અહિંસા જીવનમાં ઉતારી શકાતી નથી, પણ દયા તો અંતર્દર્શન વિનાના આપણા જેવા સાધારણ લોકોના જીવનમાં પણ ઊતરી શકે છે

અહિંસા નકારાત્મક હોવાથી બીજા કોઈને ત્રાસ આપવાના કાર્યથી મુક્ત થવામાં જ એ આવી જાય છે અને એમાં બહુ જ બારીકીથી વિચાર ન પણ કર્યો હોય છતાં એનું અનુસરણ વિધિપૂર્વક શક્ય છે જ્યારે દયાની બાબતમાં એમ નથી એ ભાવાત્મક હોવાથી અને એના આચરણનો આધાર સંયોગો તેમ જ પરિસ્થિતિ ઉપર રહેલો હોવાથી એને પાળવામાં વિચાર કરવો પડે છે બહુ જ સાવધાન રહેવું પડે છે અને દેશકાળની સ્થિતિનું બહુ જ ભાન રાખવું પડે છે

[ દઅચિ૰ ભાગ ૧, પૃ ૪૫૧ ૪૫૬ ]

## સંથારો અને અહિંસા

હિંસાનો અર્થ છે પ્રમાદ કે રાગદ્વેષ કે આસક્તિ એનો ત્યાગ જ અહિંસા છે પ્રાચીન કાળથી ચાલી આવતી આત્મઘાતની પ્રથા ઓનો જૈન ગ્રંથોએ નિષેધ કર્યો છે પર્વત ઉપરથી ઝંપાપાત કરવો પાણીમાં ડૂબી જવું ઝેર ખાવું વગેરે મરવાની પ્રથાઓ પહેલાં પણ

હતી અને અત્યારે પણ છે—ભલે પછી એ મરણ ધર્મને નામે હોય કે સાંસારિક કોઈ કારણોસર હોય. જેવી રીતે પશુ વગેરેનો વધ ધર્મ રૂપે પ્રચલિત હતો એવી જ રીતે આત્મવધ પણ પ્રચલિત હતો, અને ક્યાંક ક્યાંક તો અત્યારે પણ એ પ્રચલિત છે—ખાસ કરીને શિવની કે શક્તિની સંમુખ.

એક તરફ આવી પ્રથાઓનો નિષેધ કરવો અને બીજી તરફ પ્રાણાંત અનશન કે સંથારાનું વિધાન કરવું આ વિરોધ જરૂર વિમાસણમાં નાખી દે એવો છે પણ મૂળ ભાવ સમજતાં એમાં કોઈ વિરોધ નથી રહેતો. જૈનધર્મે જે પ્રાણનાશનો નિષેધ કર્યો છે તે પ્રમાદ કે આસક્તિ પૂર્વક કરાતા પ્રાણનાશનો જ. કોઈ ઐહિક કે પારલૌકિક સંપત્તિની ઇચ્છાથી, ભક્તિની કામનાથી અને બીજા અભ્યુદયની વાંછાથી ધર્મ બુદ્ધિએ અનેક પ્રકારના આત્મવધ થતા રહ્યા છે. જૈનધર્મ કહે છે કે એ આત્મવધ હિંસા છે, કારણ કે એનું પ્રેરક તત્ત્વ કોઈ ને કોઈ પ્રકારનો આસક્તભાવ છે. પ્રાણાંત અનશન અને સંથારો પણ જો એ જ ભાવથી કે ભય યા લોભથી કરાઈને કરવામાં આવે તો એ પણ હિંસા જ છે. એની અનુજ્ઞા જૈનધર્મ આપતો નથી. આપનો જે પ્રાણાંત અનશનનું વિધાન કરવામાં આવ્યું છે એ તો છે સમાધિમરણ.

જ્યારે દેહ અને આધ્યાત્મિક સદ્ગુણ—સંયમ એમાંથી એકની જ પસંદગી કરવાનો વિષમ અવસર આવી પડે ત્યારે એ વ્યક્તિ જો સાચેસાચ ધર્મને પ્રાણપૂર્વક લેખતી હશે તો તે દેહ હાનીની પરવા નહીં કરે. એ તો કેવળ પોતાના દેહનો ભોગ આપીને પણ પોતાની વિશુદ્ધ આધ્યાત્મિક સ્થિતિને બચાવી લેશે—જેવી રીતે કોઈ સાચી સતી પોતાના સતીત્વને બચાવવાનો બીજો કોઈ રસ્તો ન જોતાં પોતાના દેહનો નાશ કરીને પણ એને બચાવી લે છે. પણ એવી અવસ્થામાં પણ એ વ્યક્તિ ન કોઈના ઉપર ગુસ્સે થશે કે ન કોઈ રીતે ભયભીત થશે, અથવા ન કોઈ સગવડ જોઈને પ્રસન્ન થશે. એનું

ધ્યાન તો કેવળ પોતાના સંયમ જીવનને બચાવવા તરફ અને સમભાવની રક્ષા કરવા તરફ જ રહેશે. જ્યાં સુધી દેહ અને સંયમ એ બંનેની સમાન રીતે રક્ષા થઈ શકે ત્યાં સુધી બંનેની રક્ષા કરવી જોઈએ; પણ એકની જ પસંદગી કરવાનો સવાલ ઊભો થાય ત્યારે આપણા જેવા દેહરક્ષાને પસંદ કરે અને આધ્યાત્મિક સંયમની ઉપેક્ષા કરે, જ્યારે સમાધિમરણનો અધિકારી એથી ઊલટું જ કરે. દેહિક અને આધ્યાત્મિક એ બંને જીવન તો છે, પણ જે જેનો અધિકારી હોય છે તે કસોટીના વખતે એને જ પસંદ કરે છે અને આવી જ આધ્યાત્મિક જીવનવાળી વ્યક્તિને માટે પ્રાણાંત અનશનની અનુજ્ઞા છે; પામર, ભયભીત કે લાલચુઓને માટે નહીં. આથી સમજી શકાશે કે પ્રાણાંત અનશન દેહનો નાશ કરીને પણ, દિવ્ય જીવનરૂપ પોતાના આત્માને પડતો બચાવી લે છે; એટલા માટે એ, તાત્ત્વિક દૃષ્ટિએ, સાચા અર્થમાં અહિંસા જ છે.

### દેહનો નાશ એ આત્મઘાત ક્યારે?—ટીકાકારોને જવાબ

જે લેખકો સંથારા સંથારાને આત્મઘાતરૂપે વર્ણવે છે તેઓ [illegible] પામી શકાય એનો વિચાર નથી કરતા. પણ જો કોઈ અતિ ઉચ્ચ ઉદ્દેશથી પ્રેરાઈને કોઈના પર રાગદ્વેષ રાખ્યા વગર સંપૂર્ણ મૈત્રીભાવપૂર્વક અને પ્રસન્ન ચિત્તે બાપુ—ગાંધીજી જેવું, પ્રાણાંત અનશન કરે તો પછી એ જ લેખકો એ મરણની પ્રશંસા કરવાના, એને અનિવાર્ય આત્મઘાત નહીં કહેવાના. કારણ કે આવી વ્યક્તિનો ઉદ્દેશ અને જીવનક્રમ એ લેખકોની નજર સામે છે; જ્યારે જૈન પરંપરામાં સંથારો કરનારા ભલે શુભ આશયથી પ્રેરાયેલા કેમ ન હોય છતાં એમનો ઉદ્દેશ અને જીવનક્રમ એમને એ રીતે સુવિદિત નથી. પરંતુ શાસ્ત્રનું વિધાન તો એ જ દૃષ્ટિએ છે અને એનો અહિંસા સાથે પૂરેપૂરો સુમેળ પણ છે. આ સમજવા માટે એક દાખલો લઈએ. જો કોઈ વ્યક્તિ પોતાના આખા ઘરને બળતું

એ સાવધ અને સશક્ત અવસ્થામાં જ ધ્યાન અને તપસ્યા દ્વારા એવી તૈયારી કરી લે છે કે જેથી એને ન તો મરણથી ડરવું પડે કે ન કોઈની સેવા લેવી પડે એ પોતાની બધી જવાબદારીઓને અદા કર્યા પછી બાર વર્ષ સુધી એકલો ધ્યાન તપ કરીને પોતાના જીવનનો ઉત્સર્ગ—ત્યાગ કરે છે પણ આ કલ્પ-આચાર તો કેવળ જિનકલ્પીને માટે જ છે બાકીના વિધાન જુદા જુદા અધિકારીઓને માટે છે આ બધાનો સાર એ છે કે જો સ્વીકારેલી સત્પ્રતિજ્ઞાઓનો ભંગ થવાનો વખત આવે, અને એ ભંગને જે સહન કરી શકતો ન હોય, એને માટે પ્રતિજ્ઞાભંગ કરતાં પ્રતિજ્ઞાનું પાલન કરવાપૂર્વક મરણનો સ્વીકાર કરવો એ જ કલ્યાણકારી છે આમાં તો આધ્યાત્મિક વીરતા છે એ કંઈ સ્થૂળ જીવનના લોભથી આધ્યાત્મિક ગુણોથી ચલિત થઈને મૃત્યુથી ભાગી છૂટવાની કાયરતા નથી કે સ્થૂળ જીવનની નિરાશાથી કંટાળીને મોતના મોંમાં ઓરાઈ જવાની આત્મઘાતને નામે ઓળખાતી બાલિશતા પણ નથી આવી વ્યક્તિ મૃત્યુથી જેટલી નિર્ભય હોય છે એટલી જ એને માટે તૈયાર પણ હોય છે એ જીવનપ્રિય હોય છે જીવનમોહી નહીં સલેખના એ કંઈ મરણને આમંત્રણ આપવાની વિધિ નથી પણ પોતાની મેળે આવી પહોંચનાર મરણને માટે નિર્ભય બનવાની તૈયારી માત્ર જ છે એની પછી સથારાનો અવસર પણ આવી શકે છે આ રીતે આ આખો વિચાર અહિંસા અને એમાંથી પ્રગટતા સદ્‌ગુણો તરફની તન્મયતામાંથી જ જન્મ્યો છે, જે આજે પણ અનેક રૂપે શિષ્ટ જનોને માન્ય છે

**બૌદ્ધધર્મમાં આત્મવધ**

ડૉ સર્વપલ્લી રાધાકૃષ્ણને જે એમ લખ્યું છે કે બૌદ્ધધર્મ સ્યુસાઈડ (suicide)—આત્મવધને નથી માનતો, એ બરાબર નથી ખુદ બુદ્ધના સમયમાં ભિક્ષુ છન્ન અને ભિક્ષુ વક્કલીએ અસાધ્ય રોગને લીધે આત્મવધ કર્યો હતો, અને તથાગતે એને માન્ય રાખ્યો

૮

# તપ અને પરિષહ

બૌદ્ધ પિટકોમાં અનેક સ્થળે 'નિગંઠ'ની સાથે 'તપસ્સી', 'દીઘ પસ્સી' જેવાં વિશેષણો જોવામાં આવે છે. આ પ્રમાણે કેટલાંક બૌદ્ધ સૂત્રોમાં રાજગૃહી વગેરે સ્થાનોમાં તપસ્યા કરતા નિર્ગ્રંથોનું વર્ણન મળે છે, અને ખુદ તથાગત બુદ્ધે કરેલી નિર્ગ્રંથોની તપસ્યાની સમાલોચના પણ મળે છે.[1] આ જ રીતે જ્યાં બુદ્ધે પોતાનું પૂર્વજીવન પોતાના શિષ્યોને કહ્યું ત્યાં પણ એમણે પોતાના સાધનાકાળમાં કરેલી એવી તપસ્યાઓનું[2] વર્ણન કર્યું છે કે જે કેવળ નિર્ગ્રંથ પરંપરાની જ કહી શકાય અને જે અત્યારે ઉપલબ્ધ જૈન આગમોમાં વર્ણવાયેલી નિર્ગ્રંથ તપસ્યાઓ સાથે અક્ષરશઃ મળતી આવે છે. હવે આપણે એ જોઈશું કે બૌદ્ધ પિટકોમાં આવતું નિર્ગ્રંથ તપસ્યાનું વર્ણન કેટલે અંશે ઐતિહાસિક છે?

## તપસ્યાપ્રધાન નિર્ગ્રંથપરંપરા

ખુદ જ્ઞાતપુત્ર મહાવીરનું જીવન જ ઉગ્ર તપસ્યાનું મૂર્ત સ્વરૂપ છે, જે આચારાંગના પહેલા શ્રુતસ્કંધમાં જોવા મળે છે. એ ઉપરાંત આગમોના બધાય પ્રાચીન સ્તરોમાં જ્યાં ક્યાંય કોઈએ પ્રવ્રજ્યા લીધાનું વર્ણન આવે છે ત્યાં શરૂઆતમાં જ આપણે જોઈએ છીએ કે એ

૧ મજ્ઝિમનિકાય સુ૦ ૫૬ અને ૧૪

૨ એજન સુ૦ ૨૬ અ૦ કોસમ્બીકૃત બુદ્ધચરિત (ગુજરાતી)

દીક્ષિત નિગ્રંથ તપસ્યાનું[1] આચરણ કરે છે એક રીતે મહાવીરના સાધુસંઘની સમગ્ર ચર્યા જ તપોમય હતી મનાય છે અનુત્તરોવવાઇઅ વગેરે આગમોમાં એવા અનેક મુનિઓનું વર્ણન છે કે જેઓએ ઉગ્ર તપ કરીને પોતાના દેહને કેવળ હાડપિંજર જેવા બનાવી દીધા હતા[2] વળી અત્યાર સુધીની જૈન પરંપરાનું શાસ્ત્ર અને સાધુઓ તેમ જ ગૃહસ્થોનો આચાર જોતાંથી પણ આપણે એમ કહી શકીએ કે મહાવીરના શાસનમાં તપનો મહિમા વધારે છે અને એમના ઉત્કટ તપનો પ્રભાવ સંઘ ઉપર એવો પડે કે જૈનત્વ એ તપનો બીજો પર્યાય બની ગયું છે મહાવીરના વિહારસ્થળોમાં અંગ મગધ કાશીકોશલ મુખ્ય છે જે રાજગૃહી વગેરે સ્થાનોમાં તપસ્યા કરનાર નિગ્રંથો સંબંધી ઉલ્લેખ બૌદ્ધ ગ્રંથોમાં મળે છે એ રાજગૃહી વગેરે સ્થાનો તો મહાવીરના સાધનાકાળનાં અને ધર્મોપદેશસમયનાં મુખ્ય ધામો હતાં અને મહાવીરનો નિગ્રંથ સંઘ મુખ્યપણે એ સ્થાનોમાં રહેતો હતો આ રીતે બૌદ્ધ પિટકો અને આગમોની મેળવણીને આધારે આપણે નીચે મુજબ નિષ્કર્ષ તારવી શકીએ છીએ –

(૧) ખુદ મહાવીર અને એમનો નિર્ગ્રંથસંઘ તપોમય જીવન ઉપર વિશેષ ભાર આપતો હતો

(૨) અંગ મગધના રાજગૃહી વગેરે અને કાશીકોશલના શ્રાવસ્તી વગેરે શહેરોમાં તપસ્યા કરનારા નિર્ગ્રંથો મોટી સંખ્યામાં વિચરતા હતા અને રહેતા હતા

**મહાવીર પહેલાં પણ તપસ્યાની પ્રધાનતા**

ઉપરના કથનને આધારે મહાવીરની સમકાલીન અને ઉત્તરકાલીન નિગ્રંથ પરંપરા તપસ્યાપ્રધાન વૃત્તિ ધરાવતી હતી એમાં તો કશી શંકા જ નથી રહેતી પણ હવે વિચારવાનું એ છે કે મહાવીરની પહેલાં

---
૧ ભગવતી ૯ ૩ ૨-૧ ૯ ૬
૨ એજન ૨-૧

પણ નિર્ગ્રંથ પરંપરા તપસ્યાપ્રધાન હતી કે નહીં?

આ પ્રશ્નનો જવાબ આપણને 'હા' માં જ મળી રહે છે, કેમ કે ભગવાન મહાવીરે પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ પરંપરામાં જ દીક્ષા લીધી હતી અને દીક્ષાની શરૂઆતથી જ તેઓ તપસ્યા તરફ ઢળ્યા હતા. આ ઉપરથી આપણે એ જાણી શકીએ છીએ કે પાર્શ્વાપત્યિક પરંપરાનું તપ તરફ કેવું વલણ હતું. ભગવાન પાર્શ્વનાથનું જે જીવન જૈન ગ્રંથોમાં મળે છે એને જોતાંથી પણ આપણે એમ જ કહી શકીએ છીએ કે પાર્શ્વનાથની નિર્ગ્રંથ પરંપરા તપસ્યાપ્રધાન હતી. ભગવાન મહાવીરે પોતાના જીવન દ્વારા એ પરંપરામાં શુદ્ધિ અથવા વિકાસનું તત્ત્વ ભલે દાખલ કર્યું હોય, પણ એમણે પહેલાંથી ચાલી આવતી પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ પરંપરામાં તપોમાર્ગને નવેસરથી દાખલ નથી કર્યો. આની સાબિતી આપણને બીજી રીતે પણ મળી રહે છે.

જ્યાં બુદ્ધે પોતાના શિષ્યો પાસે પોતાના પૂર્વજીવનનું વર્ણન કરતાં અનેક પ્રકારની તપસ્યાઓની નિરર્થકતા[1] કહી બતાવી હતી ત્યાં એમણે નિર્ગ્રંથ તપસ્યાનો પણ ઉલ્લેખ કર્યો હતો. બુદ્ધે જ્ઞાતપુત્ર મહાવીરની પહેલાં જ જન્મ ધારણ કર્યો હતો અને ગૃહત્યાગ કરીને તપસ્વી માર્ગનો સ્વીકાર કર્યો હતો. એ સમયમાં પ્રચલિત બીજા બીજા પંથોની જેમ બુદ્ધે નિર્ગ્રંથ પંથનો પણ થોડા વખત માટે સ્વીકાર કર્યો હતો અને પોતાના સમયમાં પ્રચલિત નિર્ગ્રંથ તપસ્યાનું આચરણ પણ કર્યું હતું. તેથી બુદ્ધ જ્યારે પોતે પહેલાં કરેલી તપસ્યાનું વર્ણન કરે છે ત્યારે એમાં હૂબહૂ નિર્ગ્રંથ તપસ્યાનું સ્વરૂપ પણ આવી જાય છે, જે અત્યારે જૈન ગ્રંથો અને જૈન પરંપરા સિવાય બીજે ક્યાંય જોવામાં નથી આવતું. મહાવીર પહેલાં જે નિર્ગ્રંથ તપસ્યાનું બુદ્ધે આચરણ કર્યું હતું એ તપસ્યા પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ પરંપરા સિવાય બીજી કોઈ નિર્ગ્રંથ પરંપરાની હોવાનો સંભવ નથી, કારણ કે મહાવીર તો હજી જન્મ્યા જ ન હતા,

---

1. મજ્ઝિમનિકાય સુ. ૨૬. અ૦ કોસંબીકૃત બુદ્ધચરિત (ગુજરાતી)

આધ્યાત્મિક સુખ કે ચિત્તશુદ્ધિ પ્રાપ્ત નથી થતાં.[1] બુદ્ધની આ દૃષ્ટિની આપણે નિર્ગ્રંથ પરંપરાની દૃષ્ટિ સાથે સરખામણી કરીએ તો કહેવું પડે કે નિર્ગ્રંથ પરંપરાની દૃષ્ટિ અને મહાવીરની દૃષ્ટિ વચ્ચે કોઈ તાત્ત્વિક ભેદ નથી. કારણ કે ખુદ મહાવીર અને એમનો ઉપદેશ ગણાતી વાણી સમગ્ર નિર્ગ્રંથ પરંપરાનું સાહિત્ય એ બન્ને એકીઅવાજે એમ જ કહે[2] છે કે દેહદમન કે કાયક્લેશ ગમે તેવું ઉગ્ર કેમ ન હોય પણ જો એનો ઉપયોગ આધ્યાત્મિક શુદ્ધિ અને ચિત્તક્લેશના નિવારણ માટે ન થાય તો એ દેહદમન અને કાયક્લેશ નકામા છે. આનો અર્થ તો એમ જ થયો કે નિર્ગ્રંથ પરંપરા પણ દેહદમન અને કાયક્લેશને ત્યારે જ સાર્થક માને છે કે જ્યાં લગી એનો સંબંધ આધ્યાત્મિક શુદ્ધિ સાથે હોય. તો પછી સહેજે સવાલ થાય છે કે બુદ્ધે એનું ખંડન કેમ કર્યું? આનો ખુલાસો બુદ્ધના જીવનના વલણ તેમ જ એમના ઉપદેશોમાંથી મળી રહે છે. બુદ્ધનો સ્વભાવ વિશેષ પરિવર્તનશીલ અને [illegible] તર્કશીલ હતો. જ્યારે એમનો સ્વભાવ ઉગ્ર દેહદમનથી સંતુષ્ટ ન થયો ત્યારે એમણે એને એક અન્ત-છેડો કહીને એનો ત્યાગ કર્યો અને ધ્યાનમાર્ગ, નૈતિક જીવન તથા પ્રજ્ઞા ઉપર જ વિશેષ ભાર આપ્યો. એમને એ માર્ગે જ આધ્યાત્મિક સુખ પ્રાપ્ત થયું અને એમણે એ તત્ત્વના આધારે પોતાનો નવો સંઘ સ્થાપ્યો.

નવો સંઘ સ્થાપનારને માટે એ જરૂરી થઈ પડે છે કે એ આચાર વિચાર સંબંધી પોતાના નવા વલણોને વધારેમાં વધારે લોકગ્રાહ્ય બનાવવા માટે પ્રયત્ન કરે અને પૂર્વકાલીન તેમ જ સમકાલીન અન્ય સંપ્રદાયોના મન્તવ્યોની આકરી સમાલોચના કરે. આમ કર્યા વગર કોઈ ન તો પોતાના નવા સંઘમાં અનુયાયીઓને ભેગા કરી શકે છે કે ન તો ભેગા થયેલા અનુયાયીઓ ટકી શકે છે. બુદ્ધના નવા સંઘની હરીફ અનેક પરંપરાઓ મોજૂદ હતી કે જેના ઉપર નિર્ગ્રંથ

૧ મજ્ઝિમનિકાય સુ૦ ૨૬ અ૦ કોસંબીકૃત બુદ્ધચરિત (ગુજરાતી)
૨ દશવૈકાલિક ૯ ૪ ૪ ભગવતી ૩-૧

પરંપરાનું વર્ચસ્વ જેવું તેવું ન હતું. સામાન્ય જનતા સ્થૂળદર્શી—નરી નજરે દેખાતું માનનારી—હોવાથી એ બાહ્ય ઉગ્ર તપ અને દેહ દમનને કારણે તપસ્વીઓ પ્રત્યે સહેલાઈથી આકર્ષાય છે. આ એક સનાતન અનુભવ છે. એક તો પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ પરંપરાના અનુયાયીઓનો તપસ્યાનો સંસ્કાર ગળથૂથીમાંથી મળેલો હતો અને બીજું મહાવીરના અને એમના નિર્ગ્રંથ સંઘના ઉગ્ર તપશ્ચરણને લીધે સાધારણ જનતા સહેજ રીતે જ નિર્ગ્રંથો તરફ ઝૂકતી હતી. અને તપના પ્રશ્ને બુદ્ધની શિથિલતા જોઈને એમને પ્રશ્ન પૂછી બેસતી હતી કે જ્યારે બધાય શ્રમણો તપ ઉપર ભાર આપે છે ત્યારે આપ તપને કેમ નથી માનતા?[1] ત્યારે બુદ્ધને પોતાના પક્ષનો બચાવ પણ કરવો હતો અને સાધારણ જનતા અને અધિકારીવર્ગ તેમ જ રાજમહારાજાઓને પોતાના મન્તવ્યો તરફ આકર્ષવા પણ હતા. તેથી તપની આકરી સમાલોચના—ટીકા કરવાનું એમના માટે અનિવાર્ય થઈ પડ્યું. એમણે કર્યું પણ એમ જ. તેઓ તપની ટીકામાં સફળ ત્યારે જ થઈ શકતા હતા કે જ્યારે તેઓ એમ સાબિત કરે કે તપ એ તો માત્ર કષ્ટ જ છે.

એ સમયમાં અનેક તપસ્વીમાર્ગો એવા પણ હતા કે જે કેવળ જુદી જુદી જાતના બાહ્ય કષ્ટોમાં જ તપની પૂર્ણાહુતિ માનતા હતા. જ્યાં સુધી એ બાહ્ય તપોમાર્ગોની નિરર્થકતાનો સવાલ છે ત્યાં સુધી તો બુદ્ધે કરેલું તપસ્યાનું ખંડન સાચું છે. પણ જ્યારે આધ્યાત્મિક શુદ્ધિની સાથે સંબંધ રાખનાર તપસ્યાઓના ખંડનનો સવાલ આવે છે ત્યારે એ ખંડન ન્યાયયુક્ત નથી લાગતું. આમ છતાં બુદ્ધે તો નિર્ગ્રંથ-તપસ્યાઓનો અનેક વાર છડેચોક વિરોધ કર્યો છે. તો એનો અર્થ એટલો જ સમજવો કે બુદ્ધે નિર્ગ્રંથ પરંપરાના દૃષ્ટિબિંદુને પૂરેપૂરું ધ્યાનમાં લીધા વગર કેવળ એના બાહ્ય તપ તરફ જ ધ્યાન આપ્યું. અને બીજી પરંપરાઓના ખંડનની સાથે સાથે નિર્ગ્રંથ પરંપરાના

૧ અંગુત્તરનિકાય વૉ૦ ૧, પૃ૦ ૨૨૦

તપને પણ એનું નિર્ગ્રંથ પરંપરાનું તાત્ત્વિક દૃષ્ટિબિંદુ ગમે તે હોય, પણ મનુષ્યસ્વભાવનું અવલોકન કરતાં, તથા જૈન ગ્રંથોમાં[1] આવતા કેટલાક વર્ણનોને આધારે, આપણે એમ પણ કહી શકીએ કે બધાય નિર્ગ્રંથ તપસ્વીઓ કંઈ એવા ન હતા કે જેઓ પોતાના તપ કે દેહદમનને કેવળ આધ્યાત્મિક શુદ્ધિમાં જ ચરિતાર્થ કરતા હોય આવી સ્થિતિમાં જો બુદ્ધે તથા એમના શિષ્યોએ નિર્ગ્રંથ તપસ્યાનું ખંડન કર્યું હોય તો તે અમુક અંશે સાચું પણ કહી શકાય એમ છે

### ભગવાન મહાવીરે આણેલી વિશેષતા

બીજા પ્રશ્નનો જવાબ આપણને જૈન આગમોમાંથી જ મળી રહે છે બુદ્ધની જેમ મહાવીર પણ કેવળ દેહદમનને જીવનનું ધ્યેય ગણતા ન હતા કારણ કે આવા અનેક પ્રકારના દેહદમન કરનારાઓને તાપસ કે મિથ્યા તપ કરનારા કહ્યા છે[2] તપસ્યાની બાબતમાં પણ પાર્શ્વનાથની દૃષ્ટિ માત્ર દેહદમન કે કાયક્લેશપ્રધાન નહીં પણ આધ્યાત્મિક શુદ્ધિના લક્ષવાળી હતી પણ એમાં તો શંકા નથી કે નિર્ગ્રંથ પરંપરા પણ, કાળના પ્રવાહમાં ખેંચાઈને અને માનવસ્વભાવની નિર્બળતાનો ભોગ બનીને અત્યારની [illegible] જેમ, મુખ્યત્વે દેહદમન તરફ ઢળી ગઈ હતી અને આધ્યાત્મિક ધ્યેય એક બાજુ રહી ગયું હતું ભગવાન મહાવીરે જે કાંઈ કર્યું તે એટલું જ કે પરંપરાથી ચાલ્યા આવતા એ સ્થૂલ તપનો સંબંધ આધ્યાત્મિક શુદ્ધિની સાથે અનિવાર્યપણે જોડી દીધો અને કહી દીધું કે બધી જાતના કાયક્લેશ ઉપવાસ વગેરેથી શરીર અને ઇન્દ્રિયનું દમન એ ભલે તપ હોય, પણ એ બાહ્ય તપ છે આભ્યંતર તપ નહીં[3] આભ્યંતર અને આધ્યાત્મિક તપ તો બીજું જ છે અને આત્મશુદ્ધિ

1 ઉત્તરાધ્યયન અ૦ ૧૭

2 ભગવતી ૩ ૧ ૧૧ ૯

3 ઉત્તરાધ્યયન અ૦ ૩૦

સાથે એને અનિવાર્ય સંબંધ છે અને એ ધ્યાન, જ્ઞાન વગેરે રૂપ છે. મહાવીરે પાર્શ્વાપત્યિક નિર્ગ્રંથ પરંપરામાં ચાલ્યા આવતા બાહ્ય તપનો સ્વીકાર તો કર્યો, પણ જેવા ને તેવા રૂપમાં એનો સ્વીકાર ન કર્યો, બલ્કે કેટલેક અંશે પોતાના જીવન દ્વારા એમાં ઉગ્રતા લાવીને પણ એ દેહદમનનો સંબંધ આભ્યંતર તપની સાથે જોડી દીધો અને સાફસાફ કહી દીધું કે તપની પૂર્ણતા તો આધ્યાત્મિક શુદ્ધિની પ્રાપ્તિથી જ થઈ શકે છે. પોતાના આચરણથી પોતાના કથનને પુરવાર કરીને મહાવીરે જ્યાં એક તરફ નિર્ગ્રંથ પરંપરામાં પહેલેથી પ્રચલિત શુષ્ક દેહદમનમાં સુધારો કર્યો, ત્યાં બીજી તરફ બીજા શ્રમણ પરંપરાઓમાં પ્રચલિત જુદી જુદી જાતનાં દેહદમનોને પણ અપૂર્ણ તપ કે મિથ્યા તપ તરીકે ઓળખાવ્યાં. તેથી એમ માનવું રહ્યું કે તપોમાર્ગમાં મહાવીરનું વિશિષ્ટ અર્પણ છે અને તે એ કે કેવળ શરીર અને ઇંદ્રિયોના દમનમાં સમાઈ જતા તપ શબ્દના અર્થને એમણે આધ્યાત્મિક શુદ્ધિના બધાય ઉપાયો સુધી વિસ્તૃત કર્યો. એટલા માટે જ જૈન આગમોમાં ઠેર ઠેર આભ્યંતર અને બાહ્ય એમ બંને પ્રકારના તપોનો નિર્દેશ સાથોસાથ મળે છે.

બુદ્ધે તપની પૂર્વપરંપરાનો ત્યાગ કરીને ધ્યાન-સમાધિની પરંપરા ઉપર જ વધારે ભાર આપ્યો હતો, જ્યારે મહાવીરે તપની પૂર્વપરંપરાનો ત્યાગ કર્યો સિવાય પણ, એની સાથે આધ્યાત્મિક શુદ્ધિનો સંબંધ જોડીને ધ્યાન-સમાધિના માર્ગ ઉપર ભાર આપ્યો હતો. બંનેની પ્રવૃત્તિ અને પ્રરૂપણા વચ્ચે આ જ મુખ્ય અંતર છે. મહાવીરના અને એમના શિષ્યોના તપસ્વી જીવનનો જે પ્રભાવ સમકાલીન જનતા ઉપર પડતો હતો એથી વિવશ થઈને બુદ્ધને પોતાના ભિક્ષુસંઘમાં અનેક કડક નિયમો દાખલ કરવા પડ્યા, જે બૌદ્ધ ગ્રંથ વિનયપિટકને જોવાથી જાણી શકાય છે.[1] તેમ છતાં બુદ્ધે ક્યારેય બાહ્ય

૧ બૌદ્ધ સંઘનો પરિચય પૃ૦ ૨૨

આપણને વારસો મળ્યો છે તેમાં તપ પણ એક વસ્તુ છે ભગવાન પછીના આજ સુધીના ૨૫૦૦ વર્ષમાં જૈન અને જેટલો તપનો અને તેના પ્રકારોનો જેટલો વિકાસ કર્યો છે તેટલો બીજા કોઈ સંપ્રદાયે ભાગ્યે જ કર્યો હશે. એ ૨૫૦૦ વર્ષના સાહિત્યમાંથી કેવળ તપ અને તેના વિધાનોને લગતું સાહિત્ય જુદું તારવવામાં આવે તો એક ખાસો અભ્યાસયોગ્ય ભાગ જ થાય. જૈન તપ માત્ર ગ્રંથોમાં જ નથી રહ્યું એ તો ચતુર્વિધ સંઘમાં જીવતા અને વહેતા વિવિધ તપના પ્રવાહોનો એક પ્રયોગમાન છે. માટે જ તપ આચરવામાં જૈનો એક્કા ગણાય છે બીજી કોઈ પણ બાબતમાં જૈનો કદાચ બીજા કરતા પાછળ રહે પણ જો તપની પરીક્ષા—ખાસ કરી ઉપવાસ આયંબિલની પરીક્ષા—લેવામાં આવે તો આખા દેશમાં અને કદાચ આખી દુનિયામાં પહેલે નંબર આવનાર જૈન પુરુષ નહિ તો છેવટે સ્ત્રી તો નીકળવાની જ એવી મારી ખાતરી છે. તપની લગના ઉત્સવો ઉજમણાંઓ અને તેવા જ બીજા ઉત્તેજક સમારંભો આજ ના એટલા બધા વ્યાપક છે કે જે કુટુંબે—ખાસ કરીને જે બહેને—તપ કરી તેનું નાનું મોટું ઉજમણું ન કર્યું હોય તેને એક રીતે પોતાની ઓછપ લાગે છે મુગલ સમ્રાટ અકબરનું આકર્ષણ કરનાર એક વીર તપસ્વિની જૈન બહેન જ હતી

## પરિષહ

તપને તો જૈન નામ ને પણ જાણે છે પણ પરિષહોની બાબતમાં તેમ નથી અજૈન માટે પરિષહ શબ્દ જ નવો જેવો છે પરંતુ એનો અર્થ એ છે કે ઘર છોડી ભિક્ષુ થનારને પોતાના ધ્યેયની સિદ્ધિ માટે જે જે સહન કરવું પડે તે પરિષહ જૈન આગમોમાં આવા પરિષહો ગણાવવામાં આવ્યા છે તે ફક્ત ભિક્ષુજીવનને ઉદ્દેશીને જ બાર પ્રકારનું તપ વર્ણવવામાં આવ્યું છે તે તો ગૃહસ્થ કે ત્યાગી બધાને જ ઉદ્દેશીને જ્યારે બાવીસ પરિષહો ગણાવવામાં આવ્યા છે

તે ત્યાગી જીવનને ઉદ્દેશીને જ તપ અને પરિષહ એ બે જુદા દેખાય છે એના ભેદો પણ જુદા છે, છતાં એકબીજાથી છૂટા ન પાડી શકાય એવા એ બે કણગા છે

વ્રતનિયમ અને ચારિત્ર એ બન્ને એક જ વસ્તુ નથી એ જ રીતે જ્ઞાન એ પણ બન્નેથી જુદી વસ્તુ છે આમ છતા વ્રતનિયમ, ચારિત્ર અને જ્ઞાન એ ત્રણનો યોગ એક વ્યક્તિના જીવનમા શક્ય છે, અને જો એ યોગ હોય તો જીવનનો વધારે ને વધારે વિકાસ સભવે છે એટલુ જ નહિ પણ એવા યોગવાળા આત્માનો જ વધારે વ્યાપક પ્રભાવ બીજા ઉપર પડે છે અથવા તો એમ કહો કે એવો જ માણસ બીજાઓને દોરી શકે છે આ જ કારણથી ભગવાને તપ અને પરિષહોમા એ ત્રણ તત્ત્વો સમાવ્યા છે તેમણે જોયુ કે મનુષ્યનો જીવનપથ લાંબો છે તેનુ ધ્યેય અતિ દૂર છે તે ધ્યેય જેટલુ દૂર છે તેટલુ જ સૂક્ષ્મ છે અને તે ધ્યેયે પહોચતા વચ્ચે મોટી મુસીબતો ઊભી થાય છે એ માર્ગમા અદરના અને બહારના બન્ને દુશ્મનો હુમલો કરે છે, એનો પૂર્ણ વિજય એકલા વ્રતનિયમથી, એકલા ચારિત્રથી કે એકલા જ્ઞાનથી શક્ય નથી આ તત્ત્વ ભગવાને પોતાના જીવનમા અનુભવ્યા બાદ જ એમણે તપ અને પરિષહોની એવી ગોઠવણી કરી કે તેમા વ્રતનિયમ ચારિત્ર અને જ્ઞાન એ ત્રણેનો સમાવેશ થઈ જાય એ સમાવેશ એમણે પોતાના જીવનમા શક્ય કરી બતાવ્યો

**જૈન તપમા ક્રિયાયોગ અને જ્ઞાનયોગનો સુમેળ**

મૂળમા તો તપ અને પરિષહ એ ત્યાગી તેમ જ ભિક્ષુજીવન માટી જ ઉત્પન્ન થયેલા છે—જોકે એનો પ્રચાર અને પ્રભાવ તો એક અદના ગૃહસ્થ સુધી પણ પહોચેલો છે આર્યાવર્તના ત્યાગજીવનનો ઉદ્દેશ આધ્યાત્મિક શાંતિ જ હતો આધ્યાત્મિક શાંતિ એટલે ક્લેશોની અને વિકારોની શાંતિ આર્ય ઋષિઓને મન ક્લેશોના વિજય એ જ

જ્ઞાન વિજય હતો તેથી જ તો મહર્ષિ પતંજલિ તપનું પ્રયોજન બતાવતા કહે છે કે 'તપ ક્લેશોને નબળા પાડવા અને સમાધિના સંસ્કારો પુષ્ટ કરવા માટે છે' તપને પતંજલિ ક્રિયાયોગ કહે છે કારણ કે એ તપમાં યમનિયમોને જ ગણ્યા છે તેથી પતંજલિએ ક્રિયાયોગથી જુદો જ્ઞાનયોગ સ્વીકારવો પડ્યો છે પરંતુ જૈન તપમાં તો ક્રિયાયોગ અને જ્ઞાનયોગ બંને આવી જાય છે અને એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે બાહ્ય તપ જે ક્રિયાયોગ જ છે તે આભ્યંતર તપ એટલે જ્ઞાનયોગની પુષ્ટિ માટે જ છે ને એ જ્ઞાનયોગની પુષ્ટિ દ્વારા જ જીવનના અંતિમ સાધ્યમાં ઉપયોગી છે અનતપને નહિ

[દઅચિ૰ ભા૦ ૧, પૃ ૪૪૧-૪૪૪]

૯

# જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યવિચાર

**જૈન દૃષ્ટિનું સ્પષ્ટીકરણ**

માત્ર તત્ત્વજ્ઞાન કે માત્ર આચારમાં જૈન દૃષ્ટિ પૂર્ણ થતી નથી. એ તત્ત્વજ્ઞાન અને આચાર ઉભયની મર્યાદા સ્વીકારે છે. કોઈ પણ વસ્તુનો (પછી તે જડ હોય કે ચેતન)-તેની બધી બાજુઓનો-વાસ્તવિક સમન્વય કરવો એ અનેકાન્ત જૈન તત્ત્વજ્ઞાનનો મૂળ પાયો છે અને રાગદ્વેષના નાનામોટા દરેક પ્રસંગોથી અલિપ્ત રહેવારૂપ નિવૃત્તિ એ સમગ્ર જૈન આચારનો મૂળ પાયો છે. અનેકાન્તવાદનું કેન્દ્ર મધ્યસ્થતામાં છે અને નિવૃત્તિ પણ મધ્યસ્થતામાંથી જ જન્મે છે, તેથી અનેકાન્તવાદ અને નિવૃત્તિ એ બન્ને એકબીજાના પૂરક અને પોષક છે. એ બન્ને તત્ત્વ જેટલે અંશે સમજાય અને જીવનમાં ઊતરે તેટલે અંશે જૈનધર્મનું જ્ઞાન અને પાલન થયું કહેવાય.

જૈનધર્મનું વલણ નિવૃત્તિ તરફ છે. નિવૃત્તિ એટલે પ્રવૃત્તિની વિરોધી બીજી બાજુ. પ્રવૃત્તિનો અર્થ રાગદ્વેષના પ્રસંગોમાં ઝંપલાવવું. જીવનમાં ગૃહસ્થાશ્રમ એ રાગદ્વેષના પ્રસંગોના વિધાનનું કેન્દ્ર છે. તેથી જે ધર્મમાં ગૃહસ્થાશ્રમનું વિધાન કરવામાં આવ્યું છે તે પ્રવૃત્તિધર્મ અને જે ધર્મમાં ગૃહસ્થાશ્રમનું નહિ પણ માત્ર ત્યાગનું વિધાન છે તે નિવૃત્તિધર્મ. જૈનધર્મ એ નિવૃત્તિધર્મ હોવા છતાં તેના પાલન કરનારાઓમાં જે ગૃહસ્થાશ્રમનો વિભાગ દેખાય છે તે નિવૃત્તિની અપૂર્ણતાને

પૂર્ણ સર્વાંશે નિવૃત્તિ મેળવવા અસમર્થ વ્યક્તિઓ જેટજેટલા અંશોમાં નિવૃત્તિ સેવે તેટતેટલા અંશોમાં તેઓ જૈન છે. જે અંશોમાં નિવૃત્તિ સેવી ન શકે તે અંશોમાં પોતાની પરિસ્થિતિ પ્રમાણે વિવેકદૃષ્ટિથી તેઓ પ્રવૃત્તિ ગોઠવી લે; પણ એ પ્રવૃત્તિનું વિધાન જૈન શાસ્ત્ર નથી કરતું. તેનું વિધાન તો માત્ર નિવૃત્તિ છે. તેથી જૈનધર્મને વિધાનની દૃષ્ટિએ એકાશ્રમી કહી શકાય. તે એકાશ્રમ એટલે બ્રહ્મચર્ય અને સંન્યાસ આશ્રમના એકીકરણરૂપ ત્યાગનો આશ્રમ.

આ જ કારણથી જૈનાચારના પાયારૂપ ગણાતા અહિંસાદિ પાંચ મહાવ્રતો પણ વિરમણ(નિવૃત્તિ)રૂપ છે. ગૃહસ્થના અણુવ્રતો પણ વિરમણરૂપ છે. ફેર એટલો કે એકમાં સર્વાંશે નિવૃત્તિ છે અને બીજામાં અલ્પાંશે નિવૃત્તિ છે. તે નિવૃત્તિનું મુખ્ય કેન્દ્ર અહિંસા છે. હિંસાથી સર્વાંશે નિવૃત્ત થવામાં બીજાં બધાં મહાવ્રતો આવી જાય છે. હિંસાના પ્રાણઘાતરૂપ અર્થ કરતાં જૈન શાસ્ત્રમાં તેનો અર્થ બહુ જ સૂક્ષ્મ અને વ્યાપક છે. બીજા કોઈ જીવ દુભાય કે ન દુભાય પણ મલિન વૃત્તિમાત્રથી પોતાના આત્માની શુદ્ધતા હણાય તો તે પણ હિંસા. આવી હિંસામાં દરેક જાતની સૂક્ષ્મ કે સ્થૂલ પાપવૃત્તિ આવી જાય છે. અસત્યભાષણ, અદત્તાદાન (ચોરી), અબ્રહ્મ (મૈથુન અથવા કામાચાર) કે પરિગ્રહ—એ બધાની પાછળ કાં તો અજ્ઞાન અને કાં તો લોભ, ક્રોધ, કુતૂહલ કે ભયાદિ મલિન વૃત્તિઓ પ્રેરક હોય છે જ. તેથી અસત્યાદિ બધી પ્રવૃત્તિઓ હિંસાત્મક જ છે. એવી હિંસાથી નિવૃત્ત થવું એ જ અહિંસાનું પાલન. અને તેવા પાલનમાં સહેજે બીજાં બધાં નિવૃત્તિગામી ધર્મો આવી જાય છે. જૈનધર્મ પ્રમાણે બાકીના બધા વિધિનિષેધો એ ઉક્ત અહિંસાના માત્ર પોષક અંગો જ છે.

ચેતના અને પુરુષાર્થ એ આત્માના મુખ્ય અંશો છે. તે અંશોનો દુરુપયોગ અટકાવવામાં આવે તો જ તેમને સદુપયોગની દિશામાં વાળી શકાય. આ કારણથી જૈનધર્મ પ્રથમ તો દોષવિરમણ (નિષિદ્ધત્યાગ)

રૂપ શીનનુ વિધાન કરે છે પણ ચેતના અને પુરુષાર્થ એવા નથી કે તે માત્ર અમુક દિશામાં ન જવારૂપ નિવૃત્તિ માત્રથી નિષ્ક્રિય થઈ પડ્યા રહે તે તો પોતાના વિકાસની ભૂખ ભાગવા ગતિની દિશા શોધ્યા જ કરે છે આ કારણથી જૈનધર્મે નિવૃત્તિની સાથે જ શુદ્ધ પ્રવૃત્તિ (વિહિતઆચરણરૂપ ચારિત્ર)ના વિધાનો પણ ગોઠવ્યા છે તેણે કહ્યુ છે કે મલિન વૃત્તિથી આત્માનો ઘાત ન થવા દેવો અને તેના રક્ષણમા જ (સ્વદયામા જ) બુદ્ધિ અને પુરુષાર્થનો ઉપયોગ કરવો પ્રવૃત્તિના એ વિધાનમાંથી જ સત્યભાષણ બ્રહ્મચર્ય સતોષ આદિ વિધિમાર્ગો જન્મે છે આટલા વિવેચન ઉપ થી એ જણાશે કે જૈન દૃષ્ટિ પ્રમાણે કામાચારથી નિવૃત્તિ મેળવવી એ અહિંસાનો માત્ર એક અંશ છે અને તે અંશનુ પાલન થતા જ તેમાંથી બ્રહ્મચર્યનો વિધિમાર્ગ નીકળી આવે છે કામાચારથી નિવૃત્તિ એ બીજ છે અને બ્રહ્મચર્ય એ તેનુ પરિણામ છે

ભગવાન મહાવીરનો ઉદ્દેશ ઉપર કહેલા નિવૃત્તિધર્મનો પ્રચાર છે તેથી તેમના ઉદ્દેશમા જાતિનિર્માણ સમાજસગઠન આશ્રમવ્યવસ્થા આદિનો સ્થાન નથી લોકવ્યવહારની આ નુ ભૂમિકામાંથી ગમે તે અધિકારી પોતાની શક્તિ પ્રમાણે નિવૃત્તિ લે અને કેળવે, તેમ જ તે દ્વારા મોક્ષ સાધે એ એક જ ઉદ્દેશથી ભગવાન મહાવીરના વિધિનિષેધો છે તેથી તેમા ગૃહસ્થાશ્રમનો કે લગ્નસસ્થાનો વિધિ ન જ હોય એ સ્વાભાવિક છે લગ્નસસ્થાનુ વિધાન ન હોવાથી તેને લગતી બાબતોના વિધાનો પણ જૈનાગમોમા નથી

**કેટલાક મુદ્દાઓ**

જૈન સસ્થા એ મુખ્યપણે ત્યાગીઓની સસ્થા હોવાથી અને તેમા ઓછાવત્તા પ્રમાણમા ત્યાગ લેનાર વ્યક્તિઓનુ મુખ્ય સ્થાન હોવાથી બ્રહ્મચર્યને લગતી પુષ્કળ માહિતી મળી આવે છે આ સ્થળે બ્રહ્મચર્યને લગતા કેટલાક મુદ્દાઓ તારવી તે ઉપર જૈન શાસ્ત્રોના આધારે કાંઈક

લખવા ધાર્યું છે તે મુદ્દાઓ આ પ્રમાણે :

(૧) બ્રહ્મચર્યની વ્યાખ્યા (૨) બ્રહ્મચર્યના અધિકારી સ્ત્રીપુરુષો (૩) બ્રહ્મચર્યના ઉપાસકોનો ઇતિહાસ (૪) બ્રહ્મચર્યનું ધ્યેય અને તેના ઉપાયો (૫) બ્રહ્મચર્યના સ્વરૂપની વિવિધતા અને તેની વ્યાપ્તિ (૬) બ્રહ્મચર્યના અતિચારો (૭) બ્રહ્મચર્યની નિરપવાદતા

૧ વ્યાખ્યા

જૈન શાસ્ત્રમાં બ્રહ્મચર્ય શબ્દની બે વ્યાખ્યાઓ મળે છે. પહેલી વ્યાખ્યા બહુ વિશાળ અને સમગ્ર[1] છે. એ વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય એટલે જીવનસ્પર્શી સર્વાંગ સંયમ. આ સંયમમાં માત્ર પાપવૃત્તિઓ ઉપર અંકુશ મૂકવાનો જ—જૈન પરિભાષામાં કહીએ તો આસ્રવ નિરોધનો જ—સમાવેશ નથી થતો પણ તે સંપૂર્ણ સંયમમાં શ્રદ્ધા, જ્ઞાન, ક્ષમાદિ સાત્ત્વિક સદ્વૃત્તિઓના વિકાસનો પણ સમાવેશ થઈ જાય છે. તેથી પહેલી વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય એટલે કામક્રોધાદિ દરેક અસદ્વૃત્તિઓ જીવનમાં ઉદ્ભવતી અટકાવી શ્રદ્ધા, ચેતના, નિર્ભયતા આદિ સદ્વૃત્તિઓ [illegible] જીવનમાં જગાવી તેમાં તન્મય થવું તે.

સાધારણ લોકોમાં બ્રહ્મચર્ય શબ્દનો જે અર્થ જાણીતો છે અને જે ઉપર વર્ણવેલ સંપૂર્ણ સંયમનો માત્ર એક અંશ જ છે તે અર્થ બ્રહ્મચર્ય શબ્દની બીજી વ્યાખ્યામાં જૈન શાસ્ત્રોએ પણ સ્વીકાર્યો છે. તે વ્યાખ્યા પ્રમાણે બ્રહ્મચર્ય એટલે મૈથુનવિરમણ અર્થાત્ કામસંગનો—કામાચારનો—અબ્રહ્મનો ત્યાગ. આ બીજા અર્થમાં બ્રહ્મચર્ય શબ્દ એટલો બધો પ્રસિદ્ધ થઈ ગયો છે કે બ્રહ્મચર્ય અને બ્રહ્મચારી કહેવાથી દરેક જણ તેનો અર્થ સામાન્ય રીતે એટલો જ સમજે છે કે મૈથુન-સેવનથી દૂર રહેવું તે બ્રહ્મચર્ય અને જીવનના બીજા અંશોમાં ગમે તેવો અસંયમ હોવા છતાં માત્ર કામસંગથી છૂટો રહેનાર હોય તે

---

૧ સૂત્રકૃતાંગસૂત્ર શ્રુ૦ ૨ અ૦ ૫, ગા૦ ૧ તત્ત્વાર્થભાષ્ય અ૦ ૯, સૂ૦ ૬

બ્રહ્મચારી આ બીજો અર્થ જ વ્રત-નિયમો સ્વીકારવામાં ખાસ લેવાય છે અને તેથી જ્યારે કોઈ ગૃહત્યાગ કરી ભિક્ષુ થાય અગર ઘરમાં રહી મર્યાદિત ત્યાગ સ્વીકારે, ત્યારે બ્રહ્મચર્યનો નિયમ અહિંસાના નિયમથી જુદો પાડીને જ લેવામાં આવે છે[1]

૨ અધિકારી અને વિશિષ્ટ સ્ત્રીપુરુષો

સ્ત્રી કે પુરુષ જાતિનો જરાયે ભેદ રાખ્યા સિવાય બંનેને એકસરખી રીતે બ્રહ્મચર્ય માટે અધિકારી માનવામાં આવ્યા છે તે માટે ઉમર દેશ કાલ વગેરેનો કશો જ પ્રતિબંધ મૂકવામાં આવ્યો નથી આ માટે સ્મૃતિઓમાં જુદો જ મત બતાવેલો છે તેમાં આ જાતના સમાન અધિકારનો અસ્વીકાર કરેલો છે બ્રહ્મચર્ય માટે જોઈતું આત્મબળ સ્ત્રી અને પુરુષ બંને એકસરખી રીતે પ્રગટ કરી શકે છે એ બાબતમાં જૈન શાસ્ત્ર અને બૌદ્ધ શાસ્ત્રનો મત એક છે આ જ કારણથી વિશુદ્ધ બ્રહ્મચર્યને પાલન કરનારી અનેક સ્ત્રીઓમાંથી સોળ સ્ત્રીઓ મહાસતી તરીકે એકેએક જૈન ઘરમાં જાણીતી છે અને પ્રાતઃકાળમાં આબાલવૃદ્ધ દરેક જૈન કેટલાક વિશિષ્ટ સત્પુરુષોના નામોની સાથે એ મહાસતીઓના નામોનો પણ પાઠ કરે છે, અને તેઓના સ્મરણને પરમમંગળ માને છે

આ કેટલાક બ્રહ્મચારીઓ અને બ્રહ્મચારિણીઓ બ્રહ્મચર્ય-જીવનમાં શિથિલ થયાના દાખલા છે તેમ તેથીયે વધારે આકર્ષક દાખલાઓ બ્રહ્મચર્યમાં અદ્‌ભુત સ્થિરતા બતાવનાર સ્ત્રીપુરુષોના છે એવાઓમાં માત્ર ત્યાગી વ્યક્તિઓ જ નહિ, પણ ગૃહસ્થાશ્રમમાં રહેલી વ્યક્તિઓ પણ આવે છે બિંબિસાર શ્રેણિક રાજાનો પુત્ર ભિક્ષુ નંદિષેણ માત્ર કામરાગને વશ થઈ બ્રહ્મચર્યથી ચ્યુત થઈ બાર વર્ષ ફરી ભોગજીવન સ્વીકારે છે આષાઢભૂતિ નામક મુનિએ પણ

1 અહિંસા તથા બ્રહ્મચર્યના પાલનની પ્રતિજ્ઞા માટે જુઓ પાક્ષિકસૂત્ર પૃ૦ ૮ તથા ૨

તેમ જ મેઘકુમાર નામનો રાજપુત્ર બ્રહ્મચર્યજીવનથી શિથિલ થઈ ચોવીસ વર્ષ સુધી ફરી ગૃહસ્થાશ્રમ તરફ વળે છે અને છેવટે એકવાર ચલિત થયેલા આ બન્ને મુનિઓ પાછા એવા બળથી બ્રહ્મચર્યમાં સ્થિર થાય છે આથી ઊલટું ભગવાન મહાવીરના પટ્ટધર શિષ્ય શ્રી સુધર્મા ગુરુ પાસેથી વર્તમાન જૈનાગમોને ઝીલનાર તરીકે પ્રસિદ્ધ થયેલ શ્રી જમ્બૂ નામક વૈશ્યકુમાર પરણવાને દિવસે જ પોતાની આઠ સ્ત્રીઓને તેઓનું અત્યંત આકર્ષણ છતાં, છોડીને તારુણ્યમાં જ સર્વથા બ્રહ્મચર્ય સ્વીકારે છે અને એ અદ્ભુત અને અખંડ પ્રતિજ્ઞા વડે આઠે નવપરિણીત બાળાઓને પોતાને માર્ગે આવવા પ્રેરે છે કોશા નામક વેશ્યાના પ્રેમભાજન રહેલા અને સંપૂર્ણ ભોજન છતાં તેને જ તેને જ ઘેર એકાન્તવાસ છતાં નન્દમંત્રી સકડાળના પુત્ર સ્થૂલભદ્રે પોતાના બ્રહ્મચર્યને જરા ય આંચ આવવા દીધી નહિ અને તેને પ્રભાવે એ કોશાને પણ બ્રહ્મચારિણી બનાવી

જૈનોના પરમપૂજ્ય તીર્થંકરોમાં સ્થાન પામેલ મલ્લિ એ જાતે સ્ત્રી હતા તેઓએ કૌમાર અવસ્થામાં પોતાની ઉપર આસક્ત થઈ પરણવા આવેલા છ રાજકુમારોને માર્મિક ઉપદેશ આપી વિરક્ત બનાવ્યા અને છેવટે બ્રહ્મચર્ય લેવરાવી પોતાના અનુયાયી બનાવી પુરુષ માટે સ્ત્રીજાતિની યોગ્યતા સાબિત કર્યાની વાત જૈનોમાં ખૂબ જાણીતી છે

બાવીસમા તીર્થંકર નેમિનાથે ચોરીમાં ફેરા ફર્યા પહેલાં જ ત્યાગી અને પછી સાધ્વી થયેલી રાજકુમારી રાજીમતીએ ગિરનારની ગુફાના એકાન્તમાં પોતાના સૌન્દર્યને જોઈ બ્રહ્મચર્યથી ચલિત થતા સાધુ અને પૂર્વાશ્રમના દિયર રથનેમિને બ્રહ્મચર્યમાં સ્થિર થવા જે માર્મિક ઉપદેશ આપ્યો છે અને તે વડે રથનેમિને પાછા સ્થિર કરી હમેશને માટે સ્ત્રીજાતિ ઉપર મુકાતા ચંચળતા અને અબળાપણાના આરોપો દૂર કરી ધીર સાધકોમાં જે વિશિષ્ટ નામના મેળવી છે તે

સાભળતા અને વાચતા આજે પણ બ્રહ્મચર્યના ઉમેદવારોને અદ્દભુત ધૈર્ય અર્પે છે

બ્રહ્મચારિણી શ્રાવિકા થયા પછી કોશા વેશ્યાએ પોતાને ત્યા આવેલા અને ચચળ મનના થયેલા શ્રી સ્થૂલભદ્રના એક ગુરુભાઈને જ શિખામણ આપી સ્થિર કર્યાની વાત નોધાઈ છે, તે પતિત પુરુષને એક ભારે કામ આપે તેવી અને સ્ત્રીજાતિનુ ગૌરવ વધારે તેવી છે

પણ આ બધાઓમા સૌથી વડે તેવો દાખલો વિજય શેઠ અને વિજયા શેઠાણીનો છે એ બન્ને દમ્પતી પરણ્યા ત્યારથી જ એકશયનશાયી છતા પોતપોતાની શુક્લ અને કૃષ્ણ પક્ષમા બ્રહ્મચર્ય પાળવાની પ્રથમ લીધેલ જુદીજુદી પ્રતિજ્ઞા પ્રમાણે એમા પ્રસન્નતાપૂર્વક આખી જિંદગી અડગ રહ્યા અને હમેશાને માટે સ્મરણીય બની ગયા એ પતીની કથા પ્રથમ દમ્પતી અને પાછળથી ભિક્ષુકજીવનમા આવેલ બૌદ્ધ ભિક્ષુ મહાકાશ્યપ અને ભિક્ષુણી ભદ્રાકપિલાની[1] અલૌકિક કથાને યાદ કરાવે છે આવા અનેક આખ્યાનો જૈન સાહિત્યમા નોધાયેલા છે એમા બ્રહ્મચર્યથી ચલિત થતા પુરુષને સ્ત્રી દ્વારા સ્થિર કરાયાના જેવા ઓજસ્વી દાખલાઓ છે તેવા ઓજસ્વી દાખલાઓ ચલિત થતી સ્ત્રીને પુરુષ દ્વારા સ્થિર કરાયાના નથી અથવા તદ્દન વિરલ છે

૩ બ્રહ્મચર્યના જુદાપણાનો ઇતિહાસ

જૈન પરપરામા ચાર અને પાચ યામોના (મહાવ્રતોના) અનેક ઉલ્લેખો મળે છે સૂત્રોમા આવેલા વર્ણનો[2] ઉપરથી સમજાય છે કે ભગવાન પાર્શ્વનાથની પરપરામા ચાર યામો (મહાવ્રતો) નો પ્રચાર હતો, અને શ્રીમહાવીર ભગવાને તેમા એક યામ (મહાવ્રત) વધારી પચયામિક

૧ જુઓ બાદ્ધ સઘનો પરિચય પૃ૦ ૧૬૦ તથા ૨૭૪

૨ સ્થાનાગસૂત્ર પૃ૦ ૨૦૧

ધારે છે શરીરસ્વાસ્થ્ય, સમાજબળ આદિ ઉદ્દેશો ખરા મોક્ષસાધક આદર્શ બ્રહ્મચર્યમાંથી સ્હેજ સિદ્ધ થઈ જાય છે

બ્રહ્મચર્યને સંપૂર્ણપણે સિદ્ધ કરવા બે માર્ગો નક્કી કરવામાં આવ્યા છે પહેલો ક્રિયામાર્ગ અને બીજો જ્ઞાનમાર્ગ ક્રિયામાર્ગ, વિરોધી કામસંસ્કારને ઉત્તેજિત થતો અટકાવી તેના સ્થૂળ વિકારવિષે બ્રહ્મચર્ય જીવનમાં પ્રવેશવા નથી દેતો અર્થાત્ તેની નિષેધબાજુ સિદ્ધ કરે છે પણ તેનાથી કામસંસ્કાર નિર્મૂળ થતો નથી જ્ઞાનમાર્ગ એ કામસંસ્કારને નિર્મૂળ કરી બ્રહ્મચર્યને સહજ અને સરલ સ્વાભાવિક જેવું કરી મૂકે છે અર્થાત્ તેની વિધિબાજુ સિદ્ધ કરે છે જૈન પરિભાષામાં કહીએ તો ક્રિયામાર્ગથી બ્રહ્મચર્ય ઔપશમિકભાવે સિદ્ધ થાય છે અને જ્ઞાનમાર્ગથી ક્ષાયિકભાવે સિદ્ધ થાય છે ક્રિયામાર્ગનું કાર્ય જ્ઞાનમાર્ગની મહત્ત્વની ભૂમિકા તૈયાર કરવાનું હોવાથી તે માર્ગ વસ્તુતઃ અપૂર્ણ છતાં પણ બહુ ઉપયોગી મનાયો છે અને દરેક સાધક માટે પ્રથમ આવશ્યક હોવાથી તેના ઉપર જૈન શાસ્ત્રમાં બહુ જ ભાર મૂકવામાં આવ્યો છે એ ક્રિયામાર્ગમાં બાહ્ય નિયમોનો સમાવેશ થાય છે એ નિયમોનું નામ ગુપ્તિ છે ગુપ્તિ એટલે રક્ષાનું સાધન, અર્થાત્ વાડ એવી ગુપ્તિઓ નવ ગણાવવામાં આવી છે એક વધુ નિયમ એ ગુપ્તિઓમાં ઉમેરી એમ જ બ્રહ્મચર્યનાં દશ સમાધિસ્થાન તરીકે વર્ણવવામાં આવ્યા છે

ક્રિયામાર્ગમાં આવતા દશ સમાધિસ્થાનોનું વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રના સોળમા અધ્યયનમાં બહુ માર્મિક રીતે કરવામાં આવ્યું છે તેનો સાર આ પ્રમાણે છે

(૧) દિવ્ય કે માનુષી સ્ત્રીના, બકરી ઘેટી વગેરે પશુના અને નપુંસકના સંસર્ગવાળા શયન, આસન અને રહેઠાણ વગેરેનો ઉપયોગ ન કરવો

(૨) એકલા એકલી સ્ત્રીઓની સાથે સંભાષણ ન કરવું માત્ર સ્ત્રીઓને કથાવાર્તા વગેરે ન કહેવા અને સ્ત્રીકથા ન કરવી, એટલે કે

સ્ત્રીના જાતિ, કુલ, રૂપ અને વેશ વગેરેનું વર્ણન કે વિવેચન ન કરવું

(૩) સ્ત્રીઓની સાથે એક આસને ન બેસવું. જે આસને સ્ત્રી બેઠેલ હોય ત્યાં તેના ઊઠયા પછી પણ બે ઘડી સુધી ન બેસવું

(૪) સ્ત્રીઓનાં મનોહર નયન, નાસિકા વગેરે ઇન્દ્રિયો તથા તેઓનાં અંગોપાંગનું અવલોકન ન કરવું અને તે વિષેનું ચિંતન-સ્મરણ પણ વર્જવું

(૫) સ્ત્રીઓના વિપ્રલંભના અવ્યક્ત શબ્દો, ગીત, હાસ્ય શબ્દો, વીણાના ધ્વનિઓ, દામ્પત્યના ક્રીડાદિ, કોકિલાના શબ્દો અને વિરહ સમયે રુદનના શબ્દો પડદા પાછળ ભીંત કે ભીંતની આડમાં રહીને પણ ન સાંભળવા

(૬) પૂર્વ અનુભવેલી આસક્તિ કે સાંભળેલી વિષયક્રીડા વગેરે ન સંભારવાં

(૭) ધાતુવર્ધક તથા પૌષ્ટિક ખાનપાન ન લેવાં

(૮) સાદું ખાનપાન પણ પ્રમાણથી અધિક ન લેવું

(૯) શૃંગાર ન કરવો. એટલે કે કામરાગને ઉદ્દીપ્ત કરે એવાં સ્નાન વિલેપન ધૂપ માલ્ય વિભૂષણ કે વેશ વગેરેની રચના ન કરવી

(૧૦) જે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ કામગુણને જ પોષનારા હોય તેઓને તજવા

આ ઉપરાંત કામોદ્દીપક હાસ્ય ન કરવું, બીભત્સ ચિત્રો ન રાખવાં ન જોવાં, અબ્રહ્મચારીનો સંગ ન કરવો વગેરે બ્રહ્મચારીએ ન કરવા જેવી બીજી અનેક જાતની ક્રિયાઓ આ દશ સ્થાનોમાં સમાઈ જાય છે

સૂત્રકાર કહે છે કે પૂર્વોક્ત નિષિદ્ધ પ્રવૃત્તિઓમાંથી કોઈ પણ પ્રવૃત્તિ કરનાર બ્રહ્મચારી પોતાનું બ્રહ્મચર્ય તો ખોઈ જ બેસે, તદુપરાંત એને કામજન્ય માનસિક કે શારીરિક રોગો પણ થવાનો સંભવ છે

### ૫ બ્રહ્મચર્યના સ્વરૂપની વિવિધતા અને તેની વ્યાપ્તિ

ઉપર આપેલી બીજી વ્યાખ્યા પ્રમાણે કામસંગના ત્યાગરૂપ બ્રહ્મચર્યનો જે ભાવ સાધારણ લોકો સમજે છે તે કરતાં ઘણો સૂક્ષ્મ અને વ્યાપક ભાવ જૈન શાસ્ત્રોમાં લેવાયો છે. જ્યારે કોઈ વ્યક્તિ જૈનધર્મની મુનિદીક્ષા લે છે ત્યારે તે વ્યક્તિ વડે લેવાતી પાંચ પ્રતિજ્ઞાઓમાં ચોથી પ્રતિજ્ઞારૂપે એવા ભાવના બ્રહ્મચર્યનો સ્વીકાર કરવામાં આવે છે. એ પ્રતિજ્ઞા આ પ્રમાણે છે: હે પૂજ્ય ગુરો! હું સર્વ મૈથુનનો પરિત્યાગ કરું છું. અર્થાત્ દૈવી, માનુષી કે તૈર્યચી (પશુપક્ષી સંબંધી) કોઈ પણ જાતના મૈથુનને હું મનથી, વાણીથી અને શરીરથી જીવનપર્યંત નહિ સેવું. તેમ જ મનથી વચનથી અને શરીરથી એ જ પ્રકારે બીજા પાસે જીવનપર્યંત સેવરાવીશ નહિ અને બીજો કોઈ મૈથુન સેવતો હશે તો તેમાં હું એ જ ત્રણ પ્રકારે જીવનપર્યંત અનુમતિ પણ નહિ આપું.

જે મુનિદીક્ષામાં સ્થાન પામેલ ઉપર વર્ણવેલું નવ પ્રકારનું બ્રહ્મચર્ય જ બીજી વ્યાખ્યા પ્રમાણેના બ્રહ્મચર્યનું અંતિમ અને સંપૂર્ણ સ્વરૂપ છે. છતાં તેના એક જ પ્રકારના બ્રહ્મચર્યનો દરેક પાસે પળાવવાનો દુરાગ્રહ કે મિથ્યા આશા જૈન આચાર્યોએ નથી રાખ્યા. પૂર્ણ શક્તિ ધરાવનાર વ્યક્તિ હોય તો બ્રહ્મચર્યનો સંપૂર્ણ આદર્શ સચવાય અને અલ્પશક્તિ અને અશક્તિવાળી હોય તો પૂર્ણ આદર્શને નામે દંભ ચાલવા ન પામે એવા સ્પષ્ટ ઉદ્દેશથી, શક્તિ અને ભાવનાની ઓછીવત્તી યોગ્યતા ધ્યાનમાં રાખી જૈન આચાર્યોએ અસંપૂર્ણ બ્રહ્મચર્ય પણ ઉપદેશ્યું છે. જેમ સંપૂર્ણતામાં ભેદને અવકાશ નથી તેમ અસંપૂર્ણતામાં અભેદનો સંભવ જ નથી. તેથી અપૂર્ણ બ્રહ્મચર્યના અનેક પ્રકારો થઈ જાય છે અને તેને લીધે તેના વ્રતનિયમોની પ્રતિજ્ઞાઓ પણ જુદી જુદી હોય તે સ્વાભાવિક છે. આવા અસંપૂર્ણ બ્રહ્મચર્યના ઓગણપચાસ પ્રકારો જૈન શાસ્ત્રોમાં કલ્પાયેલા છે અને અધિકારી

તેમાંથી પોતાની શક્તિ પ્રમાણે નિયમ સ્વીકારે છે મુનિદીક્ષાના સંપૂર્ણ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લેવા અસમર્થ અને છતાં તેની પ્રતિજ્ઞાના આદર્શને પસંદ કરી તે દિશામાં પ્રગતિ કરવા ઇચ્છનાર ઉમેદવાર ગૃહસ્થો પોતપોતાની શક્તિ અને રુચિ પ્રમાણે એ એકાગ્રપ્રયાસ પ્રયોગમાંથી કોઈ ને કોઈ જાતના બ્રહ્મચર્યનો નિયમ લઈ શકે તેવી વિવિધ પ્રતિજ્ઞાઓ જૈન શાસ્ત્રો પૂરી પાડે છે આ રીતે વાસ્તવિક અને આંશિક બ્રહ્મચર્યમાં ભેદ ન હોવા છતાં વ્યાવહારિક જીવનની દૃષ્ટિએ તેના સ્વરૂપની વિવિધતા જૈન શાસ્ત્રોમાં બહુ વિસ્તારપૂર્વક વર્ણવવામાં આવી છે

સર્વબ્રહ્મચર્ય તે નવે પ્રકારનું બ્રહ્મચર્ય અને દેશબ્રહ્મચર્ય તે આંશિક બ્રહ્મચર્ય તેનું વધારે સ્વરૂપ આ પ્રમાણે છે મન, વચન અને શરીર એ પ્રત્યેક દ્વારા સેવવું સેવરાવવું અને સેવનની અનુમતિ આપવી એ નવે કોટીથી સર્વબ્રહ્મચારીને કામાચારનો ત્યાગ હોય છે સાધુ કે સાધ્વી તો સંસારનો ત્યાગ કરતાં જ એ નવે કોટીના પૂર્ણ બ્રહ્મચર્યનો નિયમ લે છે અને ગૃહસ્થ પણ તેનો અધિકારી થઈ શકે છે પૂર્ણ બ્રહ્મચર્યની એ નવે કોટી ઉપરાંત એ દરેક કોટીને દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવની મર્યાદા પણ છે એ દરેક મર્યાદા ક્રમશઃ આ પ્રમાણે છે કોઈ પણ સજીવ કે નિર્જીવ આકૃતિઓ સાથે નવે કોટીથી કામાચારનો નિષેધ એ દ્રવ્યમર્યાદા ઉપરનો લોક નીચેનો લોક અને તિરછો લોક એ ત્રણેમાં નવે કોટીએ કામાચારનો ત્યાગ એ ક્ષેત્રમર્યાદા દિવસે રાત્રીએ કે એ સમયના કોઈ ભાગમાં એ જ નવે કોટીથી કામાચારનો નિરોધ એ કાળમર્યાદા અને રાગ કે દ્વેષથી એટલે માયા લોભ દ્વેષ કે અહંકારના ભાવથી કામાચારનો નવે કોટીથી ત્યાગ એ ભાવમર્યાદા આંશિક બ્રહ્મચર્યનો અધિકારી ગૃહસ્થ જ હોય છે એને પોતાના કુટુંબ ઉપરાંત સામાજિક જવાબદારી હોય છે અને પશુપક્ષીના પાલનની પણ ચિંતા હોય છે એટલે એને વિવાહ કરવા-કરાવવાના પ્રસંગો અને પશુ પક્ષીને ગર્ભાધાન કરાવવાના પ્રસંગો આવ્યા જ કરે છે આ કારણથી ગૃહસ્થ

એ નવે પ્રકારનું બ્રહ્મચર્ય બહુ વિરલ રીતે પાળી શકે છે. આગળ જે નવ કોટીઓ બનાવી છે તેમાંની મન, વચન અને શરીરથી અનુમતિ આપવાની ત્રણ કોટીઓ એને નથી હોતી. અર્થાત્ એનું ઉત્તમ બ્રહ્મચર્ય બાકીની છયે કોટીએ નીપજેલું હોય છે. આંશિક બ્રહ્મચર્ય સેવાની આ છ પદ્ધતિઓ છે.

(૧) દ્વિવિધે ત્રિવિધે (૨) દ્વિવિધે દ્વિવિધે (૩) દ્વિવિધે એકવિધે તથા (૪) એકવિધે ત્રિવિધે (૫) એકવિધે દ્વિવિધે, (૬) એકવિધ એકવિધે. આમાંના કોઈ એક પ્રકારને ગૃહસ્થ પોતાની શક્તિ પ્રમાણે બ્રહ્મચર્ય માટે સ્વીકારે છે. દ્વિવિધે એટલે કરવું અને કરાવવું એ અપેક્ષાએ અને ત્રિવિધે એટલે મન, વચન અને શરીરથી. અર્થાત્ મનથી કરવા-કરાવવાનો ત્યાગ, વચનથી કરવા-કરાવવાનો ત્યાગ અને શરીરથી કરવા-કરાવવાનો ત્યાગ એ પ્રથમ પદ્ધતિ છે. આ જ રીતે બધી પદ્ધતિઓ જેવાની છે.

### ૬ બ્રહ્મચર્યના અતિચારો

કોઈ પણ પ્રતિજ્ઞાને લગતા ચાર દૂષણો હોય છે. તેમાં લૌકિક દૃષ્ટિથી દૂષિતપણાનું તારતમ્ય માનવામાં આવે છે. એ ચારે પ્રતિજ્ઞાના ઘાતક તો છે જ, પણ વ્યવહાર તો પ્રતિજ્ઞાના દૃશ્ય ઘાતને જ ઘાત માને છે. એ ચારના નામ અને સ્વરૂપ આ પ્રમાણે છે.

(૧) પ્રતિજ્ઞાનો અતિક્રમ કરવો એટલે પ્રતિજ્ઞાના ભંગનો માનસિક સંકલ્પ કરવો.

(૨) પ્રતિજ્ઞાનો વ્યતિક્રમ કરવો એટલે એ સંકલ્પની સહાયક સામગ્રીના સંયોગની યોજના કરવી. આ બન્ને દૂષણરૂપ હોવા છતાં વ્યવહાર એ બન્નેને ક્ષમ્ય ગણે છે. અર્થાત્ મનુષ્યની અપૂર્ણ ભૂમિકા અને તેની આસપાસનું વાતાવરણ જોતાં એ બન્ને દોષો ચલાવી લેવાય ખરા.

(૩) પણ જે પ્રવૃત્તિને લીધે વ્યવહારમાં પણ લીધેલી પ્રતિજ્ઞાનો આંશિક ભંગ મનાય અર્થાત્ જે પ્રવૃત્તિ વડે મનુષ્યનું વર્તન વ્યવહારમાં મલિન મનાય તે પ્રવૃત્તિને ત્યાજ્ય માનવામાં આવી છે એવી પ્રવૃત્તિનું જ નામ અતિચાર યા દોષ છે અને એ ત્રીજો દોષ ગણાય છે

(૪) અનાચાર એટલે પ્રતિજ્ઞાનો સર્વથા નાશ એ મહાદોષ છે

શાસ્ત્રકાર કહે છે કે ગૃહસ્થના શીલના પાંચ અતિચાર છે (૧) ઇત્વરપરિગૃહીતાગમન (૨) અપરિગૃહીતાગમન (૩) અનંગક્રીડા, (૪) પરવિવાહકરણ (૫) કામભોગોમાં તીવ્ર અભિલાષ

આ પાંચે પ્રકારની પ્રવૃત્તિ સ્વદારસંતોષી ગૃહસ્થના શીલને દૂષણરૂપ છે કોઈ પણ ગૃહસ્થ સ્વદારસંતોષને પૂરેપૂરો વફાદાર હોય તો એ પાંચમાંની એક પણ પ્રવૃત્તિને કદી પણ નહિ આચરે

**૭ બ્રહ્મચર્યની નિરપવાદતા**

અહિંસા સત્ય અસ્તેય વગેરે મહાવ્રતો સાપવાદ છે પરંતુ માત્ર એક બ્રહ્મચર્ય જ નિરપવાદ છે અહિંસા વ્રત સાપવાદ છે એટલે સર્વ પ્રકારે અહિંસાનો પાલક કોઈ ખાસ વિશિષ્ટ લાભના ઉદ્દેશથી હિંસાની પ્રવૃત્તિમાં ઊતરે છતાં તેના વ્રતનો ભંગ નથી મનાતો કેટલાક તો પ્રસંગો જ એવા છે કે જેને લઈને એ અહિંસક હિંસા ન જ કરે યા હિંસામાં પ્રવૃત્ત ન જ થાય તો તેને વિરાધક પણ માનેલો છે[1] વિરાધક એટલે જૈન આજ્ઞાનો લોપક આવી જ સ્થિતિ સત્યવ્રત અને અસ્તેયાદિ વ્રતમાં પણ ઘટાવવાની છે પણ બ્રહ્મચર્યમાં તો આવો એક પણ અપવાદ નથી જેથી જે જાતનું બ્રહ્મચર્ય સ્વીકાર્યું હોય તેનો વિના અપવાદે તેવું ને તેવું જ આચરવાનું છે

બીજાના આધ્યાત્મિક હિતની દૃષ્ટિ લક્ષ્યમાં રાખીને અહિંસાદિનો અપવાદ કરનારો તટસ્થ યા વીતરાગ બની શકે છે બ્રહ્મચર્યના અપ

---

૧ તિલકાચાર્યકૃત જીતકલ્પવૃત્તિ પૃ ૩૫-૩૬

ત્માં એવો સંભવ જ નથી એવો પ્રસંગ તો રાગ, મોહ કે દ્વેષને જ આધીન છે વળી, એવો કામાચારનો પ્રસંગ કોઈના આધ્યાત્મિક હિતને માટે પણ સંભવી નથી શકતો આ જ કારણથી બ્રહ્મચર્યના પાલનનું નિરપવાદ વિધાન કરવામાં આવ્યું છે અને એ માટે દરેક જાતના ઉપાયો પણ બતાવવામાં આવ્યા છે બ્રહ્મચર્યનો ભંગ કરનારાને પ્રાયશ્ચિત્ત તો આકરાં છે જ, તેમાં પણ જે જેટલે ઊંચે દરજ્જેથી બ્રહ્મચર્યની વિરાધના કરે છે તેને તેના દરજ્જા પ્રમાણે તીવ્ર તીવ્રતર, તીવ્રતમ પ્રાયશ્ચિત્ત કહેલાં છે જેમકે, કોઈ સાધારણ ક્ષુલ્લક સાધુ અજ્ઞાન અને મોહને વશ થઈ બ્રહ્મચર્યની વિરાધના કરે તો તેનું પ્રાયશ્ચિત્ત એના ક્ષુલ્લક અધિકાર પ્રમાણે યોજેલું છે અને ગીતાર્થ (સિદ્ધાંતના પારગામી અને સર્વમાન્ય) આચાર્ય આવી ભૂલ કરે તો તેનું પ્રાયશ્ચિત્ત પેલા ક્ષુલ્લક સાધુ કરતાં અનેકગણું વધારે કહેલું છે લોકોમાં પણ આ જ ન્યાય પ્રચલિત છે કોઈ તદ્દન સામાન્ય માણસ આવી ભૂલ કરે તો સમાજ એ વિષે લગભગ બેદરકાર જેવો રહે છે પણ કોઈ કુલીન અને આદર્શ કોટીનો માણસ આ પ્રસંગને અંગે સાધારણ પણ ભૂલ કરે તો સમાજ તેને કદાપિ સાંખી લેતો નથી[1]

[દશવૈ૦ ભા૦ ૧, પૃ૦ ૫૦૭ ૫૧૫ ૫૧૭-૫૨૧, ૫૨૪ ૫૨૭, ૫૩૩, ૫૩૪]

૧ આ લેખના સહલેખક શ્રી બેચરદાસજી દોશી પણ છે

## ૧૦

## આવશ્યક ક્રિયા

વૈદિક સમાજમા સંધ્યાનુ, પારસીઓમા 'ખોર દેહ અવસ્તા'નુ યહૂદીઓ અને ક્રિશ્ચિયનોમા 'પ્રાર્થના'નુ અને મુસલમાનોમા 'નમાજ'નુ જેવુ મહત્ત્વ છે એવુ જ મહત્ત્વ જૈન સમાજમા 'આવશ્યક'નુ છે

સાધુઓને તો સવાર સાંજ બ ને વખતે 'આવશ્યક' અનિવાર્ય રીતે કરવુ જ પડે છે કેમ કે શાસ્ત્રની એવી આજ્ઞા છે કે પહેલા અને છેલ્લા તીર્થંકરોના સાધુઓ આવશ્યક નિયમપૂર્વક કરે તેથી જો તેઓ એ આજ્ઞાનુ પાલન ન કરે તો એમને સાધુપ ના અધિકારી જ ન લેખી શકાય

શ્રાવકોમા આવશ્ય ના પ્રચાર વૈકલ્પિક—ઐચ્છિક છે એટલે જેઓ ભાવનાશીલ અને નિયમ પાળનારાળા હોય છે તેઓ એ અવશ્ય કરે છે અને બીજા શ્રાવકોમા આની પ્રવૃત્તિ ઐચ્છિક છે આમ છતા એટલુ તો જોવામા આવે છે કે જેઓ રોજ 'આવશ્યક' ન કરતા હોય તેઓ પણ પખવાડિયે ચાર મહિને કે છેવટે વર્ષે તો બનતા સુધી એ જરૂર કરે છે

શ્વેતામ્બર સપ્રદાયમા 'આવશ્યક ક્રિયા'નો એટલો બધો આદર છે કે જે વ્યક્તિ બીજા કોઈ સમયે ધર્મસ્થાનમા ન જતી હોય એ, તેમ જ નાનાં મોટા બાળક-બાલિકાઓ પણ મોટે ભાગે સાવત્સરિક

પર્વના દિવસે 'આવશ્યક ક્રિયા' કરવા માટે ધર્મસ્થાનોમાં ભેગા થઈ જ જાય છે અને એ ક્રિયાને કરવામાં બધા પોતાનાં અહોભાગ્ય માને છે આના ઉપરથી એટલું તો સ્પષ્ટ રૂપે જાણી શકાય છે કે શ્વેતામ્બર સંપ્રદાયમાં 'આવશ્યક ક્રિયા'નું મહત્ત્વ કેટલું બધું છે! આ કારણને લીધે જ બધા પોતાની સંતતિને ધાર્મિક શિક્ષણ આપતી વખતે સૌથી પહેલાં 'આવશ્યક ક્રિયા'નો અભ્યાસ કરાવે છે

'આવશ્યક ક્રિયા' એ શું? સામાયિક વગેરે પ્રત્યેક 'આવશ્યક'નું સ્વરૂપ શું છે? એમના ક્રમનું સમર્થન કેવી રીતે થઈ શકે? 'આવશ્યક ક્રિયા'ને આધ્યાત્મિક કેમ લેખવામાં આવે છે? વગેરે પ્રશ્નોનો વિચાર કરવો જરૂરી છે

**'આવશ્યક ક્રિયા'ની પ્રાચીન વિધિ કયા સચવાઈ રહી છે?**

પરંતુ આ સવાલોનો વિચાર કરીએ તે પહેલાં અહીં એક વાત જાણી લેવી જરૂરી છે કે 'આવશ્યક ક્રિયા'ની જે વિધિ ચૂર્ણિના સમય કરતાં પણ બહુ પ્રાચીન છે અને જેનો ઉલ્લેખ શ્રીહરિભદ્રસૂરિ જેવા પ્રતિષ્ઠિત આચાર્યે પોતાની આવશ્યકવૃત્તિ (પૃ ૭૯૦)મા કર્યો છે, એ વિધિ ધણેખરે અંશે કોઈ પણ જાતના ફેરફાર વગર જેમની તેમ, જેવી શ્વેતામ્બર મૂર્તિપૂજક સંપ્રદાયમાં ચાલી આવે છે એવી સ્થાનકવાસી સંપ્રદાયમાં નથી. આ વાત તપાગચ્છ, ખરતરગચ્છ વગેરે ગચ્છોની સામાચારી જોવાથી સ્પષ્ટ જણાઈ આવે છે સ્થાનકવાસી સંપ્રદાયની સામાચારીમાં જેવી રીતે 'આવશ્યક ક્રિયા'માં બોલાતા કેટલાય પ્રાચીન સૂત્રોમાં—જેવા કે પુક્ખરવરદીવડ્ઢે સિદ્ધાણં બુદ્ધાણં અરિહંતચેઇયાણં આયરિયઉવજ્ઝાએ અબ્ભુટ્ઠિઓહં વગેરે સૂત્રોમાં—કાપકૂપ કરવામાં આવી છે, એવી જ રીતે એમાં પ્રાચીન વિધિમાં પણ કાપકૂપ કરેલી જોવામાં આવે છે આથી ઊલટું તપાગચ્છ, ખરતરગચ્છ વગેરેની સામાચારીમાં 'આવશ્યક'ના પ્રાચીન સૂત્રો તથા એની પ્રાચીન વિધિમાં કોઈ ફેરફાર કર્યો જોવામાં નથી આવતું અર્થાત્ 'સામાયિક

ઉપયોગપૂર્વક કરવામાં આવતી ક્રિયા—છે આ જ કર્મ આત્માને ગુણસંપન્ન કરનારુ હોવાથી એ 'આવાસક' પણ કહેવાય છે વૈદિક દર્શનમાં 'આવશ્યક' ગણવામાં આવતા કર્મો માટે 'નિત્યકર્મ' શબ્દ પ્રસિદ્ધ છે જૈન દર્શનમાં 'અવશ્ય કર્તવ્ય', ધ્રુવ, નિગ્રહ, વિશોધિ અધ્યયનષટ્કવર્ગ, ન્યાય, આરાધના, માર્ગ વગેરે અનેક શબ્દો એવા છે કે જે 'આવશ્યક' શબ્દના સમાનાર્થક-પર્યાય છે[1]

૭ આવશ્યકનુ સ્વરૂપ

સ્થૂળ દૃષ્ટિએ 'આવશ્યક ક્રિયા'ના ૭ ભેદ કરવામાં આવ્યા છે (૧) સામાયિક, (૨) ચતુર્વિંશતિસ્તવ (૩) વંદન, (૪) પ્રતિક્રમણ (૫) કાયોત્સર્ગ અને (૬) પ્રત્યાખ્યાન

(૧) **સામાયિક**—રાગ અને દ્વેષને તાબે ન થતા સમભાવ-મધ્યસ્થ ભાવમાં-રહેવુ અર્થાત્ બધાની સાથે આત્મતુલ્ય વ્યવહાર કરવો, એ સામાયિક કહેવાય છે[2] એના (૧) સમ્યક્ત્વસામાયિક, (૨) શ્રુતસામાયિક અને (૩) ચારિત્રસામાયિક એ ત્રણ ભેદ છે કારણ કે સમ્યક્ત્વથી શ્રુતથી કે ચારિત્રથી જ સમભાવમાં રહી શકાય છે અધિકારીના ભેદે ચારિત્રસામાયિકના પણ બે ભેદ છે (૧) દેશચારિત્ર અને (૨) સર્વચારિત્ર દેશચારિત્ર-સામાયિક ગૃહસ્થોને અને સર્વચારિત્ર-સામાયિક સાધુઓને હોય છે[3] સમતા, સમ્યક્ત્વ, શાંતિ, સુવિહિત વગેરે શબ્દો સામાયિકના પર્યાય છે[4]

(૨) ચતુર્વિંશતિસ્તવ—જેઓ સર્વગુણસંપન્ન આદર્શરૂપ છે, તે ચોવીસ તીર્થંકરોની સ્તુતિરૂપ છે આના (૧) દ્રવ્ય (૨) ભાવ એ બે ભેદ છે ફૂલ વગેરે સાત્ત્વિક વસ્તુઓ વડે તીર્થંકરોની પૂજા કરવી,

૧ આવશ્યકવૃત્તિ પૃ૦ ૫૩

૨ આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૧૦૩૨

૩ આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૭૯૬

૪ એજન ગા૦ ૧૦૩૩

એ 'દ્રવ્યસ્તવ' છે અને એમના વાસ્તવિક ગુણોનું કીર્તન કરવું, એ 'ભાવસ્તવ' છે[1] અધિકારીવિશેષ ગૃહસ્થને માટે 'દ્રવ્યસ્તવ' કેટલું લાભકારક છે તે આવશ્યક નિર્યુક્તિ (ગા. ૪૯૨–૪૯૮) માં જણાવ્યું છે

(૩) વંદન—પૂજ્યો પ્રત્યે બહુમાન દર્શાવતી મન, વચન, કાયાની પ્રવૃત્તિ, એ વંદન છે શાસ્ત્રોમાં વંદનના ચિતિકર્મ કૃતિકર્મ પૂજાકર્મ વગેરે પર્યાયો જાણીતા છે[2] વંદનના યથાર્થ સ્વરૂપને જાણવા માટે વંદ્ય કેવા હોવા જોઈએ? એ કેટલા પ્રકારના છે? અવંદ્ય કોણ કોણ છે? અવંદ્યને વંદન કરવામાં શો દોષ છે? વંદન કરતી વેળાએ કયા કયા દોષો દૂર કરવા જોઈએ? વગેરે બાબતો જાણવા જેવી છે

દ્રવ્યચારિત્ર અને ભાવચારિત્ર એ બંને પ્રકારના ચારિત્રવાળા મુનિઓ વંદ્ય છે[3] વંદનીય પાત્ર મુનિઓ (૧) આચાર્ય (૨) ઉપાધ્યાય, (૩) પ્રવર્તક (૪) સ્થવિર અને (૫) રત્નાધિક—એટલે કે પોતાથી અધિક સમ્યગ્જ્ઞાનાદિગુણયુક્ત મુનિ એમ પાંચ પ્રકારના છે[4] જેઓમાં દ્રવ્યલિંગ કે ભાવલિંગ એમાંનું એક પણ ન હોય તે અવંદ્ય છે કોણ વંદનીય અને કોણ અવંદનીય એ સંબંધમાં સિક્કાની ચતુર્ભંગી જાણીતી છે ચાંદી શુદ્ધ હોય પણ ઉપરની છાપ બરાબર ન હોય તો એવા સિક્કાને કોઈ લેતું નથી એ જ રીતે જેઓ ભાવલિંગ તો ધરાવે છે પણ દ્રવ્યલિંગ વગરના છે તે પ્રત્યેકબુદ્ધ વગેરેને વંદન કરવામાં નથી આવતું જો સિક્કા ઉપર છાપ તો બરાબર ઊઠેલી હોય પણ ચાંદી અશુદ્ધ હોય તો એ સિક્કાનો પણ સ્વીકાર થતો નથી એ પ્રમાણે દ્રવ્યલિંગધારી હોવા છતાં જેઓ ભાવલિંગ વગરના હોય તે

---

૧ આવશ્યક વૃત્તિ પૃ૦ ૪૯૨
૨ આવશ્યક નિર્યુક્તિ ગા ૧૧૦૩
૩ આવશ્યક નિર્યુક્તિ ગા ૧૧૦૬
૪ એજન ગા૦ ૧૧૯૫

પાર્શ્વસ્થ-પાસત્થા વગેરે પાંચ પ્રકારના કુસાધુઓ અવંદનીય છે જે સિક્કામાં ચાંદી અને છાપ બંને બરાબર ન હોય એને પણ કોઈ લેતું નથી એ પ્રમાણે જેઓ દ્રવ્ય અને ભાવ બંને લિંગથી રહિત છે તેઓ વંદનીય નથી. વંદનીય યોગ્ય તો ફક્ત તેઓ જ છે જેઓ શુદ્ધ ચાંદી અને શુદ્ધ છાપવાળા સિક્કાની જેમ દ્રવ્ય અને ભાવ બંને પ્રકારના લિંગના ધારક હોય.[1]

જે વંદન કરવાને યોગ્ય ન હોય એને વંદન કરવાથી વંદન કરનારને ન તો કર્મની નિર્જરા થાય છે કે ન તો કીર્તિ મળે છે. બલ્કે અસંયમ વગેરે દોષોની અનુમોદના કરવાથી કર્મબંધ થાય છે.[2] અવંદ્યો વંદન કરવાથી કેવળ વંદના કરનારને જ દોષ લાગે છે એવું નથી કિંતુ ગુણી પુરુષો પાસે પોતાનું વંદન કરાવવારૂપ અસંયમની વૃદ્ધિ કરાવે એ અવંદનીય આત્માનો પણ અધઃપતન થાય છે.[3] વંદન બત્રીશ દોષોથી રહિત હોવું જોઈએ. 'અનાદૃત' વગેરે બત્રીસ દોષ આવશ્યકનિર્યુક્તિની ૧૨૦૭-૧૨૧૧ ગાથાઓમાં વર્ણવ્યા છે.

(૪) પ્રતિક્રમણ—પ્રમાદને કારણે શુભ યોગથી નીચે પડીને અશુભ યોગ પ્રાપ્ત કરી લીધા પછી ફરીવાર શુભ યોગને પ્રાપ્ત કરવો એનું નામ 'પ્રતિક્રમણ' છે. તેમજ અશુભ યોગનો ત્યાગ કરીને ઉત્તરોત્તર શુભ યોગમાં પ્રવૃત્ત થવું એ પણ 'પ્રતિક્રમણ' છે.[4] પ્રતિચરણ, પરિહરણ, વારણ, નિવૃત્તિ, નિંદા, ગર્હા અને શોધિ—આ બધા 'પ્રતિક્રમણ'ના પર્યાયો છે.[5] આ શબ્દોનો ભાવાર્થ સમજવા માટે દરેક શબ્દની વ્યાખ્યા કરતાં એક એક દૃષ્ટાંત આપેલ છે જે બહુ મનો

---

૧ આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૧૧૩૮
૨ એજન ગા૦ ૧૧૦૮
૩ એજન ગા૦ ૧૧૧૦
૪ આવશ્યકસૂત્ર પૃ૦ ૫૬૩
૫ આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૧૨૩૩

રજક છે ? 'પ્રતિક્રમણ'નો અર્થ છે પાછા ફરવું એ સ્થિતિમાં જઈને વળી પાછી મૂળ સ્થિતિને પ્રાપ્ત કરી લેવી એ 'પ્રતિક્રમણ' છે

પ્રતિક્રમણના (૧) દૈવસિક (૨) રાત્રિક (૩) પાક્ષિક (૪) ચાતુર્માસિક અને (૫) સાંવત્સરિક—એ પાંચ ભેદ બહુ પ્રાચીન અને શાસ્ત્રસંમત છે કારણ કે એનો ઉલ્લેખ શ્રી ભદ્રબાહુસ્વામીએ પણ કર્યો છે[૧] કાળભેદે ત્રણ પ્રકારનું પ્રતિક્રમણ પણ કહ્યું છે (૧) ભૂતકાળમાં લાગેલ દોષોની આલોચના કરી (૨) સંવર કરીને વર્તમાનકાળના દોષોથી બચવું અને (૩) પચ્ચક્ખાણ કરીને ભવિષ્ય કાળના દોષોને રોકવા એ પણ પ્રતિક્રમણ છે[૩]

ઉત્તરોત્તર આત્માના વધુ ને વધુ શુદ્ધ સ્વરૂપમાં રહેવાની ભાવનાવાળા અધિકારીઓએ એ પણ જાણવું જોઈએ કે પ્રતિક્રમણ કોનું કોનું કરવું જોઈએ ?

(૧) મિથ્યાત્વ (૨) અવિરતિ (૩) કષાય અને (૪) અપ્રશસ્ત યોગ એ ચારનું પ્રતિક્રમણ કરવું જોઈએ અર્થાત્ મિથ્યાત્વનો ત્યાગ કરીને સમ્યક્ત્વ મેળવવું જોઈએ અવિરતિનો ત્યાગ કરીને વિરતિનો સ્વીકાર કરવો જોઈએ કષાયોને દૂર કરીને ક્ષમા વગેરે ગુણો પ્રાપ્ત કરવા જોઈએ અને સંસારની વૃદ્ધિ કરનાર મન-વચન-કાયાની પ્રવૃત્તિને તજીને આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરવી જોઈએ

સામાન્ય રીતે પ્રતિક્રમણ (૧) દ્રવ્ય અને (૨) ભાવ, એમ બે પ્રકારનું છે ભાવપ્રતિક્રમણ જ ઉપાદેય છે દ્રવ્ય પ્રતિક્રમણ નહી દ્રવ્યપ્રતિક્રમણ એ છે જે દેખાવ માટે કરવામાં આવે છે દોષોનું પ્રતિક્રમણ કર્યા પછી પણ ફરી એ દોષનું વારંવાર સેવન કરવું એ દ્રવ્યપ્રતિક્રમણ છે આથી આત્મા શુદ્ધ થવાને બદલે ધૃષ્ટતાને લીધે દોષોનું વધારે પોષણ થાય છે આવા દ્રવ્યપ્રતિક્રમણ માટે કાંકરા મારી

---

૧ આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૧૨૪૨
૨ એજન ગા૦ ૧૨૪૭
૩ આવશ્યકવૃત્તિ પૃ૦ ૫૫૧

મારીને કુભારના વાસણોને વારનાર ફોડી નાખીને ક્ષમા માગનાર ક્ષુલ્લક સાધુનુ દૃષ્ટાત જાણીતુ છે

(૫) કાયોત્સર્ગ—ધર્મ કે શુકલ ધ્યાનને માટે એકાગ્ર થઈને શરીર ઉપરની મમતાનો ત્યાગ કરવો તે 'કાયોત્સર્ગ'–કાઉસગ્ગ કાયોત્સર્ગ બરાબર કરી શકાય તે માટે એના દોષોનો ત્યાગ કરવો જોઈએ એ ઘોટક વગેરે દોષો સક્ષેપમા ઓગણીસ છે[૧]

કાઉસગ્ગથી દેહની અને બુદ્ધિની જડતા દૂર થાય છે અર્થાત્ વાત વગેરે ધાતુઓની વિષમતા દૂર થાય છે અને બુદ્ધિની મ ન્તા દૂર થવાથી વિચારશક્તિનો વિકાસ થાય છે કાયો સગ થી સુખ દુ ખતિતિ ક્ષામા—એટલે કે અનુકૂળ અ ો પ્રતિકૂળ બન્ને પ્રકારના સ ોગોમા— સમભાવ ાખવાની શક્તિ પ્રગટે છે ભાવના અ ો ધ્યાનનો અભ્યાસ કાયોત્સર્ગથી પ િપુષ્ટ થા ય છે અતિચારનુ ચિ તન પણ કાઉસગ્ગમા સારી રીતે થઈ શકે છે આ રીતે જોતા ા ઉસગ્ગ એ બહુ મહત્ત્વની ક્રિયા છે કાઉસગ્ગ દરમ્યાન લેવાના શ્વાસોશ્વાસનુ ાનમાન એક શ્લો ના એક ચરણના ઉચ્ચારણના કાનમાન જેટનુ કહેવામા આવે છે

(૬) પ્રત્યાખ્યાન—ત્યાગ ક ાને 'પ્રત્યાખ્યાન –પચ્ચક્ખાણ કહે છે એ જાતની વસ્તુઓનો ત્યાગ કરવાનો હોય છે (૧) દ્રવ્ય અને (૨) ભાવ અન વસ્ત્ર વગેરે બાહ્ય વસ્તુઓ ત્યરૂપ છે અને અજ્ઞાન, અસ યમ વગેરે વૈભાવિક–પુદ્ગ ગલજન્ય આત્મપરિણામ ભાવરૂપ છે અન્ન વસ્ત્ર વ ગે બાહ્ય વસ્તુઓનો ત્યાગ અજ્ઞાન અસ યમ આદિનો ત્યાગ કરીને ભાવત્યાગપૂર્વક અને ભાવત્યાગના ધ્યેયથી જ થવો જોઈએ જે દ્રવ્યત્યાગ ભાવત્યાગપૂર્વક તથા ભાવત્યાગને માટે નથી કરવામા આવતો તેથી આત્માને ગુણની પ્રાપ્તિ નથી થતી

જે પચ્ચક્ખાણ (૧) શ્રદ્ધા (૨) જ્ઞાન (૩) વ દન (૪) અનુરૂપ પાલન (૫) અનુ પ સભાષણ અને (૬) ભાવ—આ ૭ શુદ્ધિઓ સાથે

૧ આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૧૫૪૬-૪૭

કરવામાં આવે તે શુદ્ધ પચ્ચક્ખાણ છે

પ્રત્યાખ્યાનનું બીજું નામ 'ગુણધારણ' છે, તે એટલા માટે કે એથી અનેક ગુણ પ્રાપ્ત થાય છે પ્રત્યાખ્યાનથી આસ્રવનો નિરોધ એટલે કે સંવર થાય છે સંવરથી તૃષ્ણાનો નાશ તૃષ્ણાના નાશથી અનુપમ સમભાવ પ્રગટે છે અને એવા સમભાવથી અનુક્રમે મોક્ષની પ્રાપ્તિ થાય છે

## ક્રમની સ્વાભાવિકતા અને ઉપપત્તિ

જેઓ અંતર્દૃષ્ટિ ધરાવે છે એમના જીવનનું મુખ્ય ધ્યેય સમભાવ-સામાયિક પ્રાપ્ત કરવાનું હોય છે તેથી તેઓ પ્રતિક્ષણ સમભાવનું ધ્યાન ધારે છે અંતર્દૃષ્ટિવાળા જ્યારે કોઈને સમભાવની પૂર્ણતાને શિખરે આરૂઢ થયેલા જુએ ત્યારે તેઓ એમના વાસ્તવિક ગુણોની સ્તુતિ કરવા લાગે છે આ રીતે તેઓ સમભાવમાં સ્થિત સત્પુરુષોને વંદન-નમસ્કાર કરવાનું ભૂલતા નથી અંતર્દૃષ્ટિ ધરાવનારાઓના જીવનમાં એવી સ્ફૂર્તિ-અપ્રમત્તતા હોય છે કે કદાચ તેઓ પૂર્વવાસનાને લીધે કે કુસંસર્ગના પરિણામે સમભાવથી ચ્યુત થઈ જાય તોપણ એ અપ્રમત્તતાને લીધે પ્રતિક્રમણ કરીને તેઓ પોતાની પૂર્વવાળી સ્થિતિને ફરી પ્રાપ્ત કરી લે છે અને ક્યારેક ક્યારેક તો પહેલાની સ્થિતિથી આગળ પણ વધી જાય છે

ધ્યાન એ જ આધ્યાત્મિક જીવનના વિકાસની ચાવી છે તેથી અંતર્દૃષ્ટિ ધરાવનારા વારંવાર ધ્યાન-કાયોત્સર્ગ કરે છે ધ્યાન દ્વારા ચિત્તશુદ્ધિ કરીને તેઓ આત્મસ્વરૂપમાં વિશેષ નિમગ્ન થઈ જાય છે એને જડ વસ્તુઓના ભોગનો ત્યાગ-પચ્ચક્ખાણ પણ એમને માટે સહજ ક્રિયા બની જાય છે

આ રીતે એ સ્પષ્ટરૂપે સમજી શકાય છે કે આધ્યાત્મિક પુરુષોના ઉચ્ચ તથા સ્વાભાવિક જીવનનું પૃથક્કરણ એ જ 'આવશ્યક-ક્રિયા'ના ક્રમનો આધાર છે

**'આવશ્યક ક્રિયા'ની આધ્યાત્મિકતા**

જે ક્રિયા આત્માના વિકાસને અનુલક્ષીને કરવામાં આવે એ જ આધ્યાત્મિક ક્રિયા છે. આત્માના વિકાસનો ઉદ્દેશ એના સમ્યક્ત્વ, ચેતન ચારિત્ર વગેરે ગુણોની ક્રમે ક્રમે શુદ્ધિ કરવાનો છે. આ કસોટીએ કસતાં એ નિશ્ચિતપણે સિદ્ધ થાય છે કે 'સામાયિક' વગેરે છયે આવશ્યક આધ્યાત્મિક છે. કારણ કે સામાયિકનું ફળ પાપજનક પ્રવૃત્તિની નિવૃત્તિ છે, કે જે કર્મની નિર્જરા દ્વારા આત્માના વિકાસનું નિમિત્ત બને છે. ચતુર્વિંશતિસ્તવનો ઉદ્દેશ ગુણાનુરાગની વૃદ્ધિ કરીને ગુણોની પ્રાપ્તિ કરવી એ છે; એ પણ કર્મની નિર્જરા દ્વારા આત્માના વિકાસનું સાધન બને છે. વંદનક્રિયાથી વિનયની પ્રાપ્તિ થાય છે, માનનો નાશ થાય છે, ગુરુજનોની પૂજા-ભક્તિ થાય છે, તીર્થંકરોની આજ્ઞાનું પાલન થાય છે અને શ્રુતધર્મની આરાધના થાય છે, જે આત્માના ક્રમિક વિકાસ દ્વારા મોક્ષના નિમિત્ત બને છે. વંદન કરનારાઓને નમ્રતાને લીધે શાસ્ત્રશ્રવણનો લાભ મળે છે. શાસ્ત્રશ્રવણથી અનુક્રમે જ્ઞાન, વિજ્ઞાન, પ્રત્યાખ્યાન, સંયમ, અનાસ્રવ, તપ, કર્મનાશ, અક્રિયા-અયોગ [-મન વચન કાયાની પ્રવૃત્તિનો અભાવ] અને મોક્ષ-એ ફળ મળે છે.[1] એટલા માટે વંદનક્રિયા આત્માના વિકાસનું અસંદિગ્ધ નિમિત્ત છે. ખરી રીતે આત્મા પૂર્ણ શુદ્ધ અને પૂર્ણ બળવાન છે. પણ જુદી જુદી વાસનાઓના અનાદિ પ્રવાહમાં પડવાને લીધે એ દોષોના અનેક પડો નીચે દબાઈ ગયો છે. તેથી જ્યારે એ ઊંચે ચડવાનો પ્રયત્ન કરે છે ત્યારે એનાથી અનાદિકાળના અભ્યાસને કારણે ભૂલો થઈ જવી સ્વાભાવિક છે. જ્યાં સુધી એ ભૂલોની શુદ્ધિ ન કરે ત્યાં સુધી ઇષ્ટસિદ્ધિ થઈ જ ન શકે. એટલા માટે પગલે ને પગલે થયેલી ભૂલોને સંભારીને પ્રતિક્રમણ દ્વારા ફરી એવી ભૂલો ન કરવાનો એ નિશ્ચય કરી લે છે. આ રીતે પ્રતિક્રમણ ક્રિયાનો ઉદ્દેશ પહેલાંના દોષોને દૂર કરવાનો અને ફરી એવા દોષો ન થઈ જાય એ માટે આત્માને

---

1 આવશ્યકનિર્યુક્તિ ગા૦ ૧૨૧૫ તથા એની વૃત્તિ

સાવધાન કરી દેવાનો છે જેથી આત્મા દોષમુક્ત થઈને ધીમે ધીમે પોતાના શુદ્ધ સ્વરૂપમા અવસ્થિત થઈ જાય આટલા માટે પ્રતિક્રમણની ક્રિયા આધ્યાત્મિક છે કાઉસગ્ગથી ચિત્ત એકાગ્ર થાય છે અને આત્માને પોતાના સ્વરૂપનો વિચાર કરવાનો અવસર મળે છે, જેથી આત્મા ભયમુક્ત બનીને પોતાના મુક્તિમા મુક્તિ સાધ્યને પ્રાપ્ત કરી શકે છે આ કારણે જ કાઉસગ્ગની ક્રિયા પણ આધ્યાત્મિક ક્રિયા છે દુનિયામા જે કઈ છે એ બધુ ન તો ભોગવી શકાય છે કે ન તો ભોગવવાને યોગ્ય છે અને વાસ્તવિક શાંતિ તો પાર વગરના ભોગો ભોગવીએ તોપણ મળી શકતી નથી તેથી પ્રત્યાખ્યાન ક્રિયા દ્વારા મુમુક્ષુઓ પોતાની જાતને નિરર્થક ભોગોથી ઉગારી લે છે અને એમ કરીને ચિરકાલીન આત્મશાંતિ મેળવે છે તેથી પ્રત્યાખ્યાનની ક્રિયા પણ આધ્યાત્મિક જ છે

**પ્રતિક્રમણ શબ્દ નો રૂઢ અર્થ**

'પ્રતિક્રમણ શબ્દની વ્યુત્પત્તિ प्रति + क्रमण = प्रतिक्रमण એ પ્રમાણે છે આ વ્યુત્પત્તિ પ્રમાણે એનો અર્થ પાછા ફરવુ એટલો જ થાય છે પણ રૂઢિને લીધે પ્રતિક્રમણ શબ્દ ફક્ત ચોથા આવશ્યકનો તેમ જ છએ આવશ્યકોના સમુદાયનો સૂચક બની જાય છે છયે આવશ્યકના સૂચક તરીકે એ શબ્દની પ્રસિદ્ધિ એટલી બધી થઈ ગઈ છે કે આજકાલ આવશ્યક શબ્દનો પ્રયોગ કરવાને બદલે સૌ કોઈ છએ 'આવશ્યકો'ને માટે પ્રતિક્રમણ શબ્દનો ઉપયોગ કરે છે આ રીતે વ્યવહારમા અને અર્વાચીન ગ્રંથોમા પ્રતિક્રમણ શબ્દ આવશ્યક' શબ્દનો પર્યાય બની ગયો છે પ્રાચીન ગ્રંથોમા સામાન્ય 'આવશ્યક'ના અર્થમા પ્રતિક્રમણ શબ્દનો પ્રયોગ ક્યાય જોવામા નથી આવ્યો પ્રતિક્રમણગર્ભહેતુ' પ્રતિક્રમણવિધિ ધર્મસંગ્રહ' વગેરે અર્વાચીન ગ્રંથોમાં પ્રતિક્રમણ શબ્દ સામાન્ય આવશ્યકના અર્થમા વપરાયો છે અને સાધારણ જૈન જનતામાં સામાન્ય આવશ્યકના અર્થમા પ્રતિક્રમણ શબ્દનો એકધારો ઉપયોગ થતો હોય એમ દેખાય છે"[1]

[દર્શન ચિ૰ ખં૰ ૨, પૃ ૧૭૪-૧૮૫]

११

# જીવ અને પંચ પરમેષ્ઠી

**પરમેષ્ઠીનો અર્થ**

**પ્રશ્ન** પરમેષ્ઠી કોને કહે છે?

**ઉત્તર** જે જીવો પરમ અર્થાત્ ઉત્કૃષ્ટ સ્વરૂપમાં-સમભાવમાં 'સ્થિત્' એટલે અવસ્થિત છે તેઓ જ પરમેષ્ઠી કહેવાય છે

**પ્રશ્ન** પરમેષ્ઠી અને એમનાથી જુદા જીવો વચ્ચે શો ફેર છે?

**ઉત્તર** ફેર આધ્યાત્મિક વિકાસના હોવા અને ન હોવાનો છે જેઓએ આધ્યાત્મિક વિકાસ સાધ્યો છે અને નિર્મળ આત્મશક્તિ મેળવી છે તે પરમેષ્ઠી ગણાય છે અને જેઓની આત્મશક્તિમાં મેલ છે તે એમનાથી જુદા છે

**પ્રશ્ન** જેઓ અત્યારે પરમેષ્ઠી નથી, શું તેઓ પણ સાધનો દ્વારા આત્માને નિર્મળ કરીને એવા થઈ શકે છે?

**ઉત્તર** જરૂર

**પ્રશ્ન** તો પછી જેઓ પરમેષ્ઠી નથી અને જેઓ પરમેષ્ઠી બન્યા છે એ બન્ને વચ્ચે શક્તિની અપેક્ષાએ શો ફરક સમજવો?

**ઉત્તર** કંઈ નહીં ફરક ફક્ત શક્તિઓના પ્રગટ થવા અને નહીં થવાનો છે એકમાં આત્મશક્તિઓનું વિશુદ્ધ સ્વરૂપ પ્રગટ થયું છે, બીજામાં એ પ્રગટ થયું નથી

## જીવ સંબંધી કેટલીક વિચારણા

**જીવનું સામાન્ય લક્ષણ**

**પ્રશ્ન** જો મૂળમાં બધા જીવો સમાન જ છે, તો એ બધાનું સામાન્ય સ્વરૂપ (લક્ષણ) શું છે?

**ઉત્તર** રૂપ રસ ગંધ સ્પર્શ વગેરે પૌદ્‌ગલિક ગુણોનો અભાવ અને ચેતનાનું અસ્તિત્વ એ બધા જીવોનું સામાન્ય લક્ષણ છે

**પ્રશ્ન** આ લક્ષણ તો અતીન્દ્રિય છે તો પછી એનાથી જીવની ઓળખ કેવી રીતે થઈ શકે?

**ઉત્તર** નિશ્ચયદૃષ્ટિએ જીવ અતીન્દ્રિય છે તેથી એનું લક્ષણ અતીન્દ્રિય જ હોવું જોઈએ.

**પ્રશ્ન** જીવ તો આંખ વગેરે ઇન્દ્રિયોથી જાણી શકાય છે તો પછી એ અતીન્દ્રિય કેવી રીતે?

**ઉત્તર** શુદ્ધ રૂપ અર્થાત્ સ્વભાવની અપેક્ષાએ જીવ અતીન્દ્રિય છે અશુદ્ધ રૂપ અર્થાત્ વિભાવ-પૌદ્‌ગલિક ભાવની અપેક્ષાએ એ ઇન્દ્રિયગમ્ય છે અમૂર્તપણું રૂપ રસ વગેરેનો અભાવ અને ચેતનાશક્તિ એ જીવનો સ્વભાવ છે અને બધા આંતર સુખ દુઃખ, રાગ, દ્વેષ વગેરે જીવના વિભાવ અર્થાત્ કર્મજન્ય પર્યાય છે સ્વભાવ પુદ્‌ગલનિરપેક્ષ હોવાથી તે અતીન્દ્રિય છે અને વિભાવ પુદ્‌ગલ સાપેક્ષ હોવાથી ઇન્દ્રિયગમ્ય છે તથા સ્વાભાવિક લક્ષણની અપેક્ષાએ જીવને અતીન્દ્રિય માનવો જોઈએ

**પ્રશ્ન** જો વિભાવનો સંબંધ જીવ સાથે છે તો એને આધારે પણ જીવનું લક્ષણ કહેવું જોઈએ ને?

**ઉત્તર** કહું જ છું પણ એ લક્ષણ બધાય જીવોને લાગુ નહી પડે, કેમ કે સંસારી જીવોને જ લાગુ પડશે જેમ કે જેમનામાં સુખ દુઃખ રાગ દ્વેષ વગેરે ભાવો હોય તે કર્મોના કર્તા અને કર્મ

કાળના બોના તેમ જ દેહધારી હોય તે જીવ છે

**પ્રશ્ન** આ બે લક્ષણો વચ્ચે સ્પષ્ટ તફાવત શો ?

**ઉત્તર** પહેલુ લક્ષણ સ્વભાવને સ્પર્શે છે તેથી એને નિશ્ચય નયની અપેક્ષાએ તેમ જ પૂર્ણ અને સ્થાયી સમજવુ જોઈએ બીજુ લક્ષણ વિભાવને સ્પર્શનારુ છે, તેથી એને વ્યવહારનયની અપેક્ષાએ તેમ જ અપૂર્ણ અને અસ્થાયી સમજવુ જોઈએ સારાશ એ કે પહેલુ લક્ષણ નિશ્ચયદૃષ્ટિ પ્રમાણે છે, તેથી એ ત્રણે કાળમા લાગુ પડે એવુ છે અને બીજુ લક્ષણ વ્યવહારદૃષ્ટિ મુજબ છે તેથી એ ત્રણે કાળમા લાગુ પડે એવુ નથી અર્થાત્ એ સસારી જીવોને લાગુ પડે છે અને મોક્ષના જીવોને લાગુ નથી પડતુ

**પ્રશ્ન** ઉપર મુજબ બે દૃષ્ટિને આધારે જૈન દર્શનમા જેમ જીવના બે જાતના લક્ષણ કરવામાં આવ્યા છે એવા જ બે લક્ષણ શુ જૈનેતર દર્શનોમા પણ છે ?

**ઉત્તર** સાખ્ય યોગ વેદાન્ત વગેરે દર્શનોમા આત્માને ચેતન રૂપ કે સચ્ચિદાનદરૂપ કહેલ છે તે નિશ્ચયનયની દૃષ્ટિએ અને ન્યાય, વૈશેષિક વગેરે દર્શનોમા સુખ દુ ખ ઇચ્છા, દ્વેષ વગેરે આત્માના લક્ષણો બતાવ્યા છે તે વ્યવહારનયની દૃષ્ટિએ

**પ્રશ્ન** જીવ અને આત્મા' એ બન્ને શબ્દોનો અર્થ એક છે ?

**ઉત્તર** હા જૈન શાસ્ત્રમા તો સસારી અને અસસારી બન્નેય ચેતનોને માટે જીવ અને આત્મા', એ બન્ને શબ્દોનો પ્રયોગ કરવામા આવ્યો છે પણ વેદાન્ત વગેરે દર્શનોમા જીવ'નો અર્થ સસારી અવસ્થાનો જ ચેતન થાય છે, મુક્ત ચેતન નહી અને બન્ને માટે સામાન્ય શબ્દ આત્મા છે

**જીવના સ્વરૂપનુ અનિર્વચનીયપણુ**

**પ્રશ્ન** આપે તો જીવનુ સ્વરૂપ વર્ણવ્યુ, પણ કેટલાક

વિદ્વાનોનું કહેવું છે કે આત્માનું સ્વરૂપ અનિર્વચનીય અર્થાત્ શબ્દોથી વર્ણવી ન શકાય એવું છે તો આમાં સાચું શું છે?

**ઉત્તર** એમનું કહેવું પણ સાચું છે કારણ કે શબ્દો મારફત તો મર્યાદિત ભાવ જ વ્યક્ત કરી શકાય છે અને જીવનું વાસ્તવિક સ્વરૂપ પૂર્ણપણે જાણવું હોય તો એ અમર્યાદિત હોવાને કારણે શબ્દોથી કોઈ રીતે દર્શાવી શકાય નહીં એના માટે આ અપેક્ષાએ જીવનું સ્વરૂપ અનિર્વચનીય છે આ વાત જેમ બીજા દર્શનોમાં નિષેધ શબ્દથી ' नेति शब्दथी દર્શાવવામાં આવી છે એ જ રીતે જૈન દર્શનમાં 'सरा तत्थ निवत्तंत तक्का तत्थ न विज्जइ' (આચારાંગસૂત્ર ૫ ૬)—એટલે કે ત્યાંથી શબ્દો પાછા ફરે છે અને તર્ક એમાં થઈ શકતા નથી—એમ કહેવામાં આવ્યું છે આ અનિર્વચનીયપણાનું કથન પરમ નિશ્ચયનય કે પરમ શુદ્ધ દ્રવ્યાર્થિક નયની દૃષ્ટિએ સમજવું જોઈએ અમૂર્તત્વને જીવ કે ચેતનાનું લક્ષણ કહેવામાં આવ્યું છે તે નિશ્ચયનયની દૃષ્ટિએ કે શુદ્ધ પર્યાયાર્થિક નયની દૃષ્ટિએ

## જીવ સ્વયંસિદ્ધ છે કે ભૌતિક મિશ્રણોનું પરિણામ?

**પ્રશ્ન** એવું સાંભળવામાં અને વાંચવામાં આવ્યું છે કે જીવ એક રાસાયનિક વસ્તુ છે અર્થાત્ ભૌતિક મિશ્રણોનું પરિણામ છે એ કોઈ સ્વયંસિદ્ધ વસ્તુ નથી એ ઉત્પન્ન પણ થાય છે અને નાશ પણ પામે છે આમાં સાચું શું?

**ઉત્તર** આ કથન ભ્રાન્તિજન્ય છે કારણ કે જ્ઞાન સુખ, દુઃખ હર્ષ, શોક વગેરે જે વૃત્તિઓ મનની સાથે સંબંધ ધરાવે છે તે સ્થૂળ કે સૂક્ષ્મ ભૌતિક વસ્તુઓના આલંબનથી થાય છે ભૌતિક વસ્તુઓ એ વૃત્તિઓને પેદા કરવામાં કેવળ સાધન એટલે કે નિમિત્ત કારણ છે ઉપાદાનકારણ નથી એનું ઉપાદાનકારણ તો જુદું જ છે, અને તે છે આત્મતત્ત્વ તેથી ભૌતિક વસ્તુઓને આવી વૃત્તિઓનું ઉપા

દાનકારણ માનવું એ ભ્રાંતિ છે જો એમ ન માનવામાં આવે તો અનેક દોષ ઊભા થાય છે જેમ કે સુખ દુઃખ, રાજા રંકપણું લાંબુ ટૂંકું આયુષ્ય, સત્કાર તિરસ્કાર, જ્ઞાન અજ્ઞાન વગેરે અનેક પરસ્પર વિરોધી ભાવો એક જ માબાપના બે સંતાનોમાં જોવામાં આવે છે એ, જો જીવને સ્વતંત્રતત્ત્વ ન માનીએ તો, કોઈ રીતે અસંદિગ્ધપણે પુરવાર ન થઈ શકે

**પ્રશ્ન** જીવના અસ્તિત્વની બાબતમાં આપણે કોના ઉપર વિશ્વાસ કરવો જોઈએ?

**ઉત્તર** અત્યંત એકાગ્રતાપૂર્વક, લાંબા વખત લગી આત્માનું જ મનન કરનારા નિઃસ્વાર્થ ઋષિઓના વચન ઉપર તથા આપણા પોતાના અનુભવ ઉપર અને ચિત્તને શુદ્ધ કરીને એકાગ્રતાપૂર્વક ચિંતન અને મનન કરવાથી આવો અનુભવ મળી શકે છે

## પંચ પરમેષ્ઠી

### પંચ પરમેષ્ઠીના પ્રકાર

**પ્રશ્ન** શું બધા પરમેષ્ઠી એક જ પ્રકારના છે? એમની વચ્ચે અંતર શું છે?

**ઉત્તર** ના બધા એક પ્રકારના નથી હોતા સ્થૂળ દૃષ્ટિએ એમના પાંચ પ્રકાર છે (૧) અરિહંત, (૨) સિદ્ધ (૩) આચાર્ય, (૪) ઉપાધ્યાય અને (૫) સાધુ આ પાંચ વચ્ચેનો ફરક જાણવા માટે સ્થૂળ રૂપે એમના બે વિભાગ કરવા જોઈએ પહેલા વિભાગમાં પહેલા બે અને બીજા વિભાગમાં બાકીના ત્રણ પરમેષ્ઠીનો સમાવેશ થાય છે કારણ કે અરિહંત અને સિદ્ધ એ બેએ તો જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય વગેરેનો શુદ્ધ રૂપમાં પૂરેપૂરો વિકાસ કર્યો હોય છે પણ આચાર્ય વગેરે ત્રણે આ શક્તિઓને પૂર્ણ રૂપે પ્રગટ કરી નથી હોતી પરંતુ એને પ્રગટ કરવા માટે તેઓ પ્રયત્નશીલ હોય છે ફક્ત અરિહંત અને સિદ્ધ એ બે જ પૂજ્ય અવસ્થાને પામેલા છે એમને પૂજક

અવસ્થા નથી હોતી એટલા માટે એ દેવતત્ત્વ મનાય છે આથી ઊલટું આચાર્ય વગેરે ત્રણ પૂજ્ય અને પૂજક એ બન્ને અવસ્થા ધરાવે છે તેઓ પોતાથી ઊતરતી કોટીવાળાના પૂજ્ય અને ચડિયાતી કોટીવાળાના પૂજક છે તેથી જ ગુરુતત્ત્વ મનાય છે

**અરિહંત અને સિદ્ધની વચ્ચેનો ફેર**

**પ્રશ્ન** અરિહંત અને સિદ્ધની વચ્ચે ફેર શો છે?

**ઉત્તર** સિદ્ધ શરીર રહિત એટલે બધાય પૌદ્ગલિક પર્યાયોથી દૂર હોય છે પણ અરિહંત એવા નથી હોતા એમને શરીર હોય છે તેથી મોહ અજ્ઞાન વગેરેનો નાશ થઈ જવા છતાં તેઓ ચાલવું ફરવું બોલવું, વિચારવું વગેરે શારીરિક વાચિક તથા માનસિક ક્રિયાઓ કરતા રહે છે સારાંશ એ છે કે જ્ઞાન ચારિત્ર વગેરે શક્તિઓના વિકાસની પૂર્ણતા અરિહંત અને સિદ્ધ બન્નેમાં એકસરખી હોય છે પણ સિદ્ધ યોગ (મન-વચન કાયાની ક્રિયા)થી રહિત હોય છે અને અરિહંત યોગથી સહિત હોય છે જેઓ પહેલા અરિહંત બને છે તેઓ જ શરીરના ત્યાગ પછી સિદ્ધ કહેવાય છે

**આચાર્ય વગેરે વચ્ચેનો ફેર**

**પ્રશ્ન** આચાર્ય વગેરે ત્રણ વચ્ચે શો ફેર છે?

**ઉત્તર** આ જ પ્રમાણે [અરિહંત અને સિદ્ધની જેમ જ] આચાર્ય ઉપાધ્યાય અને સાધુઓમાં સાધુના ગુણ સામાન્ય રીતે એકસરખા હોવા છતાં સાધુ કરતાં ઉપાધ્યાય અને આચાર્યમાં વિશેષતા હોય છે તે એ કે ઉપાધ્યાયપદને માટે સૂત્ર તથા અર્થનું વાસ્તવિક જ્ઞાન ભણાવવાની શક્તિ વચનમધુરતા અને ચર્ચા કરવાની શક્તિ વગેરે કેટલાક ખાસ ગુણો મેળવવા જરૂરી છે પણ સાધુપદને માટે આ ગુણોની કોઈ ખાસ જરૂર નથી હોતી એ જ રીતે આચાર્યપદને માટે શાસનનું સંચાલન કરવાની શક્તિ ગચ્છના હિતાહિતની

જ્ઞાનમારી ખૂબ ગભીરતા અને દેશભાગનું વિશેષ જ્ઞાન વગેરે ગુણો જોઈએ સાધુપદને માટે આ ગુણો પ્રાપ્ત કરવાની ખાસ જરૂર નથી રહેતી સાધુપદને માટે તો સત્તાવીશ ગુણ જરૂરી છે એ તો આચાર્ય અને ઉપાધ્યાયમા પણ હોય છે પણ એ ઉપરાંત ઉપાધ્યાયમા પચીસ અને આચાર્યમા છત્રીસ ગુણ હોવા જોઈએ અર્થાત્ સાધુપદ કરતા ઉપાધ્યાયનું મહત્ત્વ વધારે છે, અને ઉપાધ્યાયપદ કરતા આચાર્યપદનું મહત્ત્વ વધારે છે

અરિહંતનું અલૌકિકપણું

**પ્રશ્ન** જેમ અરિહંતની જ્ઞાન વગેરે આભ્યંતર શક્તિઓ અલૌકિક હોય છે એમ એમની બાહ્ય અવસ્થા પણ શું આપણાથી વિશેષતાવાળી થઈ જાય છે?

**ઉત્તર** આભ્યંતર શક્તિઓ સપૂર્ણ થઈ જવાને કારણે અરિહંતનો પ્રભાવ એટલે તો અલૌકિક થઈ જાય છે કે સામાન્ય માણસોને તો એના ઉપર વિશ્વાસ પણ ન બેસે અરિહંતનો સમગ્ર વ્યવહાર લોકોત્તર હોય છે મનુષ્ય પશુ પક્ષી વગેરે જુદી જુદી જાતના જીવો અરિહંતના ઉપદેશને પોતપોતાની ભાષામા સમજી જાય છે સાપ નોળિયો, ઉંદર બિલાડી, ગાય વાઘ વગેરે જન્મના વેરી પ્રાણીઓ પણ સમવસરણમા પોતાની વૈરવૃત્તિને ભૂલીને ભ્રાતૃભાવ ધારણ કરે છે અરિહંતના વચનમા જે પાત્રીશ ગુણ હોય છે તે બીજાઓના વચનમા નથી હોતા જ્યા અરિહંત બિરાજે છે ત્યા માનવી વગેરેની તો વાત શું કરવી કરોડો દેવો પણ હાજર થાય છે હાથ જોડીને ખડા રહે છે ભક્તિ કરે છે અને અશોકવૃક્ષ વગેરે આઠ પ્રાતિહાર્યોની રચના કરે છે આ બધું અરિહંતના પરમયોગની વિભૂતિ છે

**પ્રશ્ન** આવુ કેવી રીતે માની શકાય?

**ઉત્તર** આપણને જે વાતો અસભવ જેવી લાગે તે પરમ યોગીઓને માટે સામાન્ય છે એક જગલી ભીલને ચક્રવર્તીની ઋદ્ધિનો

જરા સરખો પણ ખ્યાલ નથી આવી શકતો. આપણી અને યોગીઓની યોગ્યતા વચ્ચે મોટું અંતર છે. આપણે વિકારોના ગુલામ, સાંત્વના પૂજક અને અધિકારના કેન્દ્ર છીએ. આથી ઊલટું યોગીઓને મન વિકારોનું આકર્ષણ કોઈ ચીજ નથી. સાંત્વ તો એમને સ્પર્શી પણ નથી શકતી. તેઓ તો સ્થિરતાના સુમેરુ જેવા હોય છે. આપણે થોડા સમય માટે પણ મનને સર્વથા સ્થિર નથી રાખી શકતા. કોઈનું કંઈ પણ સાંભળીને મારવા મરવા તૈયાર થઈ જઈએ છીએ. નજીવી વસ્તુ ખોવાઈ જતાં જાણે આપણા પ્રાણ નીકળી જતા માડે છે. સ્વાર્થપરતાને લીધે બીજાની વાત તો શું કરીએ, ભાઈ અને બાપને પણ આપણે દુશ્મન માની લઈએ છીએ. પરમયોગી આ બધા દોષોથી મુક્ત હોય છે. જ્યારે એમની આંતરિક દશા આટલી ઊંચી હોય છે ત્યારે એમની ઉપર જણાવ્યા મુજબની બાહ્ય સ્થિતિ થાય એમાં કશી નવાઈ નથી. સામાન્ય યોગસમાધિ કરનારા મહાત્માઓનો અને ઉચ્ચ ચારિત્રવાળા સામાન્ય માણસોનો પણ કેટલો મહિમા-પ્રભાવ જોવામાં આવે છે એનો વિચાર કરવાથી અરિહંત જેવા પરમયોગીની યોગાંતર વિભૂતિ માટે સંદેહ નથી રહેતો.

**વ્યવહાર અને નિશ્ચયદૃષ્ટિએ પાંચેનું સ્વરૂપ**

**પ્રશ્ન** વ્યવહાર (બાહ્ય) અને નિશ્ચય (આભ્યંતર) એ બંને દૃષ્ટિએ અરિહંત અને સિદ્ધનું સ્વરૂપ કેવું હોય છે?

**ઉત્તર** આ બંને દૃષ્ટિએ સિદ્ધના સ્વરૂપમાં કશો ફેર નથી. એમને માટે જે નિશ્ચય છે એ જ વ્યવહાર છે. મતલબ કે સિદ્ધ અવસ્થામાં નિશ્ચય અને વ્યવહારની એકતા થઈ જાય છે. પણ અરિહંતની બાબતમાં આવું નથી. અરિહંતો શરીરી હોય છે તેથી એમનું વ્યાવહારિક સ્વરૂપ તો બાહ્ય વિભૂતિઓ સાથે સંબંધ ધરાવે છે અને નિશ્ચય સ્વરૂપનો સંબંધ આંતરિક શક્તિઓના વિકાસ સાથે હોય છે, તેથી નિશ્ચય દૃષ્ટિએ અરિહંત અને સિદ્ધનું સ્વરૂપ એકસરખું માનવું

જોઈએ

**પ્રશ્ન** નિશ્ચય અને વ્યવહારદૃષ્ટિએ આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુનુ સ્વરૂપ કેવુ હોય છે ?

**ઉત્તર** નિશ્ચયદૃષ્ટિએ ત્રણેનુ સ્વરૂપ એક જેવુ હોય છે ત્રણેમા મોક્ષમાર્ગના આરાધનની તત્પરતા અને બાહ્ય આભ્યતર નિર્ગ્રથપણ વગેરે નિશ્ચયદૃષ્ટિનુ અને પારમાર્થિક સ્વરૂપ સરખુ હોય છે પણ ત્રણેના વ્યાવહારિક સ્વરૂપમાં થોડોઘણો ફેર હોય છે આચાર્યની વ્યાવહારિક યોગ્યતા સૌથી વધારે હોય છે કેમ કે એમને ગચ્છ ઉપર શાસન ચલાવવાની અને જૈન શાસનનો મહિમા સાચવી રાખવાની જવાબદારી ઉઠાવવી પડે છે ઉપાધ્યાયને આચાર્યપદની લાયકાત મેળવવા માટે કઈક વિશેષ ગુણો મેળવવા પડે છે જે સામાન્ય સાધુ ઓમા ન પણ હોય

**નમસ્કારનો હેતુ અને એના પ્રકાર**

**પ્રશ્ન** પરમેષ્ઠીઓને નમસ્કાર શા માટે કરવામા આવે છે? નમસ્કારના પ્રકાર કેટલા ?

**ઉત્તર** ગુણપ્રાપ્તિને માટે તેઓ ગુણવાન છે અને ગુણવાનોને નમસ્કાર કરવાથી ગુણની પ્રાપ્તિ જરૂર થાય છે, કારણ કે જેવુ ધ્યેય હોય એવો જ ધ્યાતા બની જાય છે દિવસ રાત ચોર અને ચોરીની ભાવના ભાવવાવાળો માનવી ક્યારેય પ્રામાણિક (શાહુકાર) બની નથી શકતો એ જ રીતે વિદ્યા અને વિદ્વાનની ભાવના ભાવવાવાળો જરૂર કઈક ને કઈ વિદ્યા હાસલ કરી જ લે છે મોટાઓ પાસે આપણી લઘુતા અને એમની મોટાઈ પ્રગટ થાય એવુ વર્તન કરવુ એનુ નામ જ નમસ્કાર છે આ નમસ્કાર દ્વૈત અને અદ્વૈત એમ બે પ્રકારનો હોય છે વિશેષ પ્રકારની સ્થિરતા પ્રાપ્ત ન થઈ હોય અને નમસ્કાર કરનારના મનમા એવો ભાવ હોય કે હુ ઉપાસક છુ અને અમુક વ્યક્તિ મારી ઉપાસ્ય છે, એને દ્વૈત-નમસ્કાર કહે છે

ગ દ્વેષના વિકલ્પોનો નાશ થઈ જ્યાંથી ચિત્તની એવી બધી સ્થિરતા થઈ જાય છે કે જેમાં આત્મા પોતાની જાતને જ ઉપાસ્ય માને છે અને કેવળ પોતાના રૂપનું જ ધ્યાન કરે છે એ છે અદ્વૈત-નમસ્કાર. આ બે નમસ્કારોમાં અદ્વૈત-નમસ્કાર શ્રેષ્ઠ છે, કારણ કે દ્વૈત-નમસ્કાર તો અદ્વૈતનમસ્કારનું માત્ર સાધન છે.

**પ્રશ્ન** માનસીના અંતરંગ ભાવ-ભક્તિના કેટલા ભેદ છે?

**ઉત્તર** બે ભેદ. એક સિદ્ધભક્તિ અને બીજી યોગીભક્તિ. સિદ્ધોના અનંત ગુણોની ભાવના ભાવવી એ સિદ્ધભક્તિ છે અને યોગીઓ (મુનિઓ)ના ગુણોની ભાવના ભાવવી એ યોગીભક્તિ છે.

**પ્રશ્ન** અરિહંતને પહેલા અને સિદ્ધ વગેરેને પછી નમસ્કાર કરવાનું કારણ શું છે?

**ઉત્તર** વસ્તુનું પ્રતિપાદન કરવાના બે ક્રમ હોય છે. એક પૂર્વાનુપૂર્વી અને બીજો પશ્ચાનુપૂર્વી. મોટાથી પછી નાનાનું કથન એ પૂર્વાનુપૂર્વી છે અને નાના પછી મોટાનું કથન એ પશ્ચાનુપૂર્વી છે. પાંચ પરમેષ્ઠીઓમાં સિદ્ધ સૌથી મોટા છે અને સાધુ સૌથી નાના છે, કારણ કે સિદ્ધઅવસ્થા ચૈતન્યશક્તિના વિકાસની પરમ સીમા છે અને સાધુઅવસ્થા એની સાધનાની પ્રાથમિક ભૂમિકા. એટલા માટે અહીં પૂર્વાનુપૂર્વી ક્રમથી નમસ્કાર કરવામાં આવ્યો છે. જોકે કર્મક્ષયની દૃષ્ટિએ સિદ્ધ અરિહંત કરતાં મહાન છે, પણ કૃતકૃત્યતાની દૃષ્ટિએ બંને સરખા જ છે, અને વ્યવહારની દૃષ્ટિએ તો અરિહંત સિદ્ધ કરતાં શ્રેષ્ઠ છે, કારણ કે સિદ્ધોના પરોક્ષ સ્વરૂપને બતાવનારા તો અરિહંત જ છે. એટલા માટે વ્યવહારદૃષ્ટિએ અરિહંતોને શ્રેષ્ઠ માનીને એમને પહેલાં નમસ્કાર કરવામાં આવ્યો છે.

[દશવૈ૦ અ૦ ૨ પૃ ૫૨૨-૫૩૨]

## દેવ ગુરુ, ધર્મ તત્ત્વો

જૈન પરપરામા તાત્વિક ધર્મ ત્રણ તત્ત્વોમા સમાયેલો મનાય છે દેવ ગુરુ અને ધર્મ આત્માની પૂરેપૂરી નિર્દોષ અવસ્થા એ દેવ તત્ત્વ એવી નિર્દોષતા પ્રાપ્ત કરવાની સાચી આધ્યાત્મિક સાધના એ ગુરુતત્ત્વ અને બધી જાતનો વિવેકી યથાર્થ સયમ તે ધર્મતત્ત્વ આ ત્રણ તત્ત્વોને જૈનત્વનો આત્મા કહેવો જોઈએ એ તત્ત્વોને સાચવનાર અને પોષનાર ભાવનાને એનુ શરીર કહેવુ જોઈએ દેવતત્ત્વને સ્થૂળ રૂપ આપનાર મદિર, એમાની મૂર્તિ એની પૂજા-આરતી એ સસ્થા નભાવવાના સાધનો, તેની વ્યવસ્થાપક પેઢીઓ તીર્થસ્થાનો એ બધુ દેવતત્ત્વની પોષક ભાવનારૂપ શરીરના વસ્ત્ર અને અલકાર જેવુ છે એ જ રીતે મકાન ખાનપાન રહેવા આદિના નિયમો અને બીજા વિધિવિધાનો એ ગુરુતત્ત્વના શરીરના વસ્ત્ર કે અલકારો છે અમુક ચીજ ન ખાવી અમુક જ ખાવી, અમુક પ્રમાણમા ખાવી અમુક વખતે ન જ ખાવુ અમુક સ્થાનમા અમુક જ થાય અમુકના પ્રત્યે અમુક રીતે જ વર્તાય ઇત્યાદિ વિધિનિષેધના નિયમો એ સયમ તત્ત્વના શરીરના કપડા કે ઘરેણા છે

[દઅચિ ભા૦ ૨, પૃ૦ ૫૬]

## ૧૨

# કર્મતત્ત્વ

**કર્મવાદીનો** સિદ્ધાન્ત એ છે કે જીવન એ માત્ર વર્તમાન જન્મમાં જ પૂરું નથી થતું, એ તો પહેલાં પણ હતું અને આગળ પણ ચાલવાનું. કોઈ પણ સારું કે નરસું, સ્થૂલ કે સૂક્ષ્મ, શારીરિક કે માનસિક એવું પરિણામ જીવનમાં નથી ઉદ્ભવતું કે જેનું બીજ તે વ્યક્તિએ વર્તમાન કે પૂર્વ જન્મમાં વાવ્યું ન હોય.

**કર્મવાદની દીર્ઘ દૃષ્ટિ**

એવું એક પણ સ્થૂલ કે સૂક્ષ્મ માનસિક, વાચિક કે કાયિક કર્મ નથી, કે જે આ કે પર જન્મમાં પરિણામ ઉત્પન્ન કર્યા સિવાય વિનાશ પામે. કર્મવાદીની દૃષ્ટિ દીર્ઘ એટલા માટે છે કે તે ત્રણે કાળને સ્પર્શે છે, જ્યારે ચાર્વાકની દૃષ્ટિ દીર્ઘ નથી, કેમ કે તે માત્ર વર્તમાનને સ્પર્શે છે. કર્મવાદની આ દીર્ઘ દૃષ્ટિ સાથે તેની વૈયક્તિક, કૌટુંબિક, સામાજિક કે વિશ્વીય જવાબદારીઓ અને નૈતિક બંધનોમાં, ચાર્વાકની અલ્પ દૃષ્ટિમાંથી ફલિત થતી જવાબદારીઓ અને નૈતિક બંધનો કરતાં મોટો ફેર પડી જાય છે. જો આ ફેર બરાબર સમજવામાં આવે અને તેનો અંશ પણ જીવનમાં ઊતરે તો તો કર્મવાદીઓનો ચાર્વાક પ્રત્યે આક્ષેપ સાચો ગણાય અને ચાર્વાકોના ધર્મધ્યેય કરતાં કર્મવાદીનું ધર્મધ્યેય ઉન્નત અને ઉચ્ચ છે એમ જીવન-વ્યવહારથી બતાવી શકાય.

[દઅચિ૰ ભા૰ ૧ પૃ૰ ૫૯]

### શાસ્ત્રોના અનાદિપણાની માન્યતા

જૈન સાહિત્યમાં અત્યારે શ્વેતાંબરો અને દિગંબરોના જે કર્મશાસ્ત્ર મોજૂદ છે એમાંના પ્રાચીન મનાતા કર્મવિષયક ગ્રંથોનો સાક્ષાત્ સંબંધ બન્ને પરંપરાઓ આગ્રાયણીય પૂર્વ સાથે બતાવે છે બન્ને પરંપરાઓ આગ્રાયણીય પૂર્વને દૃષ્ટિવાદ નામના બારમા અંગમાંના ચૌદ પૂર્વોમાંનું બીજું પૂર્વ માને છે, અને બન્ને પરંપરાઓ એક સરખી રીતે માને છે કે બધાં અંગો અને ચૌદ પૂર્વ, એ બધું ભગવાન મહાવીરની સર્વજ્ઞવાણીનું સાક્ષાત્ ફળ છે આ ચિરકાલીન સાંપ્રદાયિક માન્યતા પ્રમાણે અત્યારે વિદ્યમાન કર્મવિષયક સમગ્ર સાહિત્ય, શબ્દરૂપે નહીં તો છેવટે ભાવરૂપે તો ભગવાન મહાવીરના સાક્ષાત ઉપદેશનો જ પરંપરાથી મળેલો સાર છે આ જ રીતે એવી પણ સાંપ્રદાયિક માન્યતા છે કે ખરી રીતે બધાં શાસ્ત્રો ભાવરૂપે કેવળ ભગવાન મહાવીરથી જ પૂર્વકાલીન નહીં બલ્કે પૂર્વે પૂર્વે થયેલ બીજા બીજા તીર્થંકરોથી પણ પહેલાંના સમયના એટલે કે એક રીતે અનાદિ છે અંગશાસ્ત્રો પ્રવાહરૂપે અનાદિ હોવા છતાં સમયે સમયે થતા નવા નવા તીર્થંકરો દ્વારા પૂર્વ પૂર્વના અંગશાસ્ત્રો નવું નવું રૂપ ધારણ કરતાં રહે છે આ માન્યતાને પ્રગટ કરતાં કલિકાલસર્વજ્ઞ આચાર્ય હેમચંદ્રે પ્રમાણમીમાંસામાં, નૈયાયિક જયંત ભટ્ટનું અનુકરણ કરીને, બહુ ખૂબીથી કહ્યું છે કે—'अनादय एवैता विद्याः संक्षेपविस्तरविवक्षया नवनवीभवन्ति तत्तत्कर्तृकाश्चोच्यन्ते। किन्नाश्रौषीः न कदाचिदनीदृशं जगत्'[1] —અનાદિકાલીન એવી આ જ વિદ્યાઓ સંક્ષેપમાં કે વિસ્તારથી વિવક્ષા કરવાની ઇચ્છાને લીધે નવું નવું સ્વરૂપ પામે છે, અને એ વિવક્ષા કરનારની કૃતિ તરીકે ઓળખાય છે શું તેં નથી સાંભળ્યું કે દુનિયા તો સદાકાળથી આવી ને આવી જ ચાલી આવે છે?

ઉપર જણાવેલી સાંપ્રદાયિક માન્યતા એવી છે કે જેને સાંપ્રદાયિક લોકો અત્યાર સુધી અક્ષરશઃ સાચી માની રહ્યા છે અને જેવી રીતે

નિવર્તક ધર્મનો ઉલ્લેખ આવે છે ત્યાં બધેય એ આ મતને જ દર્શાવે છે. એની માન્યતા પ્રમાણે જ્યારે કર્મની નિવૃત્તિ શક્ય અને ઇષ્ટ છે ત્યારે એને કર્મની ઉત્પત્તિનું મૂળ શોધવું પડ્યું, પહેલા પક્ષની માન્યતાથી વિરુદ્ધ જ જણાવવું પડ્યું. એણે કહ્યું કે ધર્મ અને અધર્મનું મૂળ કારણ પ્રચલિત સામાજિક વિધિનિષેધ નહીં પણ અજ્ઞાન અને રાગદ્વેષ છે. આથી ગમે તેવું શિષ્ટસંમત અને વિહિત કર્મ કેમ ન હોય, પણ જો એ અજ્ઞાન તેમ જ રાગદ્વેષજન્ય હોય તો એથી અધર્મની જ ઉત્પત્તિ થાય છે. એના મતે પુણ્ય અને પાપનો ભેદ સ્થૂળ દૃષ્ટિવાળાઓને માટે છે; તાત્ત્વિક રીતે તો પુણ્ય અને પાપ બંને અજ્ઞાન તેમ જ રાગદ્વેષજન્ય હોવાને લીધે અધર્મ તેમ જ હેય જ છે. આ નિવર્તકધર્મવાદી પક્ષ સામાજિક નહીં પણ વ્યક્તિવિકાસવાદી હતો.

જ્યારે એ પક્ષે કર્મનો નાશ અને મોક્ષ પુરુષાર્થ સ્વીકારી લીધો ત્યારે એને કર્મનો ઉચ્છેદ કરનારા અને મોક્ષને અપાવનારા કારણોનો પણ વિચાર કરવો પડ્યો. આ વિચારણાના ફળરૂપે એણે કર્મને દૂર કરનારા જે કારણો નક્કી કર્યાં એ જ એ પક્ષનો નિવર્તક ધર્મ છે. પ્રવર્તક ધર્મ અને નિવર્તક ધર્મની દિશા એકબીજાથી સાવ વિરુદ્ધ છે. એકનું ધ્યેય સામાજિક વ્યવસ્થાનું સ્થાપન છે, જ્યારે બીજાનું ધ્યેય પોતાના આત્યંતિક—સંપૂર્ણ સુખની પ્રાપ્તિ છે, તેથી એ કેવળ આત્મગામી છે. નિવર્તક ધર્મ જ શ્રમણ, પરિવ્રાજક, તપસ્વી અને યોગમાર્ગ વગેરે નામે પ્રસિદ્ધ છે. કર્મની પ્રવૃત્તિ અજ્ઞાન તેમ જ રાગદ્વેષજન્ય હોવાને લીધે એની સંપૂર્ણ નિવૃત્તિનો ઉપાય અજ્ઞાનનું વિરોધી સમ્યગ્જ્ઞાન અને રાગદ્વેષનો વિરોધી—રાગદ્વેષના નાશરૂપ—સંયમ જ નક્કી થયા. બાકીના તપ, ધ્યાન, ભક્તિ વગેરે બધા ઉપાયો ઉપર્યુક્ત જ્ઞાન અને સંયમના જ સાધનરૂપે લેખવામાં આવ્યા છે.

**કર્મતત્ત્વ સંબંધી વિચાર અને એનો જ્ઞાતાવર્ગ**

નિવર્તકધર્મવાદીઓને મોક્ષના સ્વરૂપ તથા એના સાધનોની

નથી અને સાંખ્યના મત મુજબ કર્મ પ્રકૃતિનો ધર્મ હોવાથી ખરી રીતે એ જડથી જુદું નથી પણ જૈન ચિંતકોની માન્યતા મુજબ કર્મતત્ત્વ ચેતન અને જડ બન્ને રૂપે જ ફલિત થાય છે, જેને તેઓ ભાવ અને દ્રવ્યકર્મ પણ કહે છે

આ બધી કર્મ સંબંધી પ્રક્રિયા એટલી પ્રાચીન તો જરૂર છે કે જ્યારે કર્મતત્ત્વના ચિંતકો વચ્ચે પરસ્પર વિચારવિનિમય વધારેમાં વધારે થતો હતો એ સમય કેટલો પ્રાચીન છે એ નિશ્ચિત રૂપે તો કહી શકાય એમ નથી પણ જૈન દર્શનમાં લાંબા સમયથી કર્મશાસ્ત્રનું જે સ્થાન છે એ શાસ્ત્રમાં વિચારોનું જે ઊંડાણ, કડીબદ્ધપણું અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાવોનું અસાધારણ નિરૂપણ છે એ ધ્યાનમાં લેતાં એમ માન્યા વિના નથી ચાલતું કે જૈન દર્શનની વિશિષ્ટ કર્મવિદ્યા ભગવાન પાર્શ્વનાથ પહેલાં જરૂર સુસ્થિર થઈ ચૂકી હતી આ શાસ્ત્રના જાણકાર કર્મશાસ્ત્રવેત્તા કહેવાયા અને એ જ વિદ્યા આગ્રાયણીય પૂર્વ તથા કર્મપ્રવાદ પૂર્વને નામે વિશ્રુત થઈ ઐતિહાસિક દૃષ્ટિએ પૂર્વ શબ્દનો અર્થ ભગવાન મહાવીર પહેલાંથી ચાલ્યા આવતા શાસ્ત્રવિશેષ થાય છે નિઃશંકપણે આ પૂર્વ ખરી રીતે ભગવાન પાર્શ્વનાથ પહેલાંથી જ એક યા બીજે રૂપે પ્રચલિત હતાં એક તરફ જૈન ચિંતકોએ કર્મતત્ત્વના ચિંતન પ્રત્યે ખૂબ ધ્યાન આપ્યું, જ્યારે બીજી તરફ સાંખ્ય-યોગે ધ્યાનમાર્ગ પ્રત્યે સવિશેષ ધ્યાન આપ્યું આગળ જતાં જ્યારે તથાગત બુદ્ધ થયા ત્યારે એમણે પણ ધ્યાન ઉપર જ વધારે ભાર આપ્યો પણ બધાએ વારસામાં મળેલ કર્મચિંતનને સાચવી રાખ્યું એટલા માટે જ સૂક્ષ્મતાની અને વિસ્તારની દૃષ્ટિએ જૈન કર્મશાસ્ત્ર પોતાનું અસાધારણ સ્થાન ધરાવવા છતાં સાંખ્ય-યોગ, બૌદ્ધ વગેરે દર્શનોના કર્મચિંતનોની સાથે એનું ઘણુંખરું સામ્ય છે અને મૂળમાં એકતા પણ છે જે કર્મશાસ્ત્રના અભ્યાસીઓએ જાણવા જેવાં છે

## જૈન તથા અન્ય દર્શનોની ઈશ્વરના સૃષ્ટિકર્તૃત્વ સંબંધી માન્યતા

કર્મવાદનું માનવું એમ છે કે સુખદુઃખ, સંપત્તિવિપત્તિ, ઊંચનીચ વગેરે અનેક પ્રકારની અવસ્થાઓ જોવામાં આવે છે એમાં કાળ સ્વભાવ પુરુષાર્થ વગેરે કારણોની જેમ કર્મ પણ એક કારણ છે પરંતુ કર્મપ્રધાન જૈન દર્શન, અન્ય દર્શનોની જેમ ઉપર જણાવી એવી અવસ્થાઓના કે સૃષ્ટિની ઉત્પત્તિના કારણરૂપે ઈશ્વરને નથી માનતું બીજાં દર્શનો તો સૃષ્ટિની ક્યારેક ઉત્પત્તિ થઈ એમ માને જ અને તેથી એ દર્શનોમાં કોઈ ને કોઈ રીતે સૃષ્ટિની ઉત્પત્તિની સાથે ઈશ્વરનો સંબંધ જોડી દેવામાં આવ્યો છે ન્યાયદર્શન કહે છે કે સારાખરાબ કર્મોનું ફળ ઈશ્વરની પ્રેરણાથી જ મળે છે[1] વૈશેષિક દર્શનમાં ઈશ્વરને સૃષ્ટિનો કર્તા માનીને એનું સ્વરૂપ વર્ણવ્યું છે[2] યોગદર્શનમાં ઈશ્વરને અધિષ્ઠાતા માનીને પ્રકૃતિનું પરિણામ—જડ જગતનો ફેલાવો—માનેલ છે[3] અને શંકરાચાર્યે પણ પોતાના બ્રહ્મસૂત્રના ભાષ્યમાં ઉપનિષદ્‌ના આધારે, ઠેર ઠેર બ્રહ્મને સૃષ્ટિનું ઉપાદાનકારણ સિદ્ધ કર્યું છે[4]

પરંતુ જીવોને ફળ ભોગવાવવા માટે જૈન દર્શન ઈશ્વરને કર્મનો પ્રેરક નથી માનતું, કારણ કે કર્મવાદનું માનવું છે કે જેવી રીતે જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે એ જ રીતે એનાં ફળો ભોગવવામાં પણ સ્વતંત્ર છે એ જ રીતે જૈન દર્શન ઈશ્વરને સૃષ્ટિનો અધિષ્ઠાતા પણ નથી માનતું કેમ કે એની માન્યતા મુજબ સૃષ્ટિ અનાદિઅનંત હોવાથી એ ક્યારેય ઉત્પન્ન નથી થઈ તથા એ પોતે જ પરિણમનશીલ હોવાથી એને ઈશ્વરના અધિષ્ઠાનની અપેક્ષા નથી રહેતી

---

૧ ગૌતમસૂત્ર અ૦ ૪, આ૦ ૧ સૂ ૧

૨ પ્રશસ્તપાદ-ભાષ્ય પૃ૦ ૪૮

૩ સમાધિપાદ સૂ૦ ૨૪ના ભાષ્ય અને ટીકા

૪ બ્રહ્મસૂત્ર ૨-૧-૨૬નું ભાષ્ય બ્રહ્મસૂત્ર અ૦ ૨-૩-૬

**ઈશ્વર સૃષ્ટિનો કર્તા અને કર્મફલદાતા કેમ નહીં ?**

આ જગત ક્યારેય નવું નથી બન્યું એનું અસ્તિત્વ તો સદા-કાળથી જ છે હા, એમાં પરિવર્તન થતા રહે છે અનેક પરિવર્તન એવા થાય છે કે જે થવામાં મનુષ્ય વગેરે પ્રાણીવર્ગના પ્રયત્નની જરૂર જોવામાં આવે છે તેમ જ એવા પરિવર્તન પણ થાય છે કે જેમાં કોઈના પ્રયત્નની અપેક્ષા નથી રહેતી એ જડ તત્ત્વો ાા જાતજાતના સંયોગોથી–ગરમી વેગ ક્રિયા વગેરે શક્તિઓથી–થતા રહે છે દાખલા તરીકે માટી પથ્થર વગેરે વસ્તુઓ એકત્ર થઈ જવાથી નાના મોટા ટેકરા કે પર્વત બની જાય છે આમતેમથી પાણીના પ્રવાહો ભેગા થઈ જવાથી એ નદીરૂપે વહેવા લાગે છે વરાળ પાણીરૂપે વરસે છે અને ફરી પાછું પાણી વરાળ બની જાય છે વગેરે વગેરે એના માટે ઈશ્વરને સૃષ્ટિનો કર્તા માનવાની કોઈ જરૂર નથી

પ્રાણી જેવું કર્મ કરે છે એવું જ ફળ એને કર્મ દ્વારા મળે છે કર્મ જડ છે અને પ્રાણી પોતે કરેલા ખરાબ કર્મનું ફળ મળે એમ નથી ઇચ્છતો એ સાચું છે પણ એ ધ્યાનમાં રાખવું જોઈએ કે જીવ–ચેતનના સંસર્ગથી કર્મમાં એવી શક્તિ પેદા થઈ જાય છે કે જેથી એ પોતાના સારા ખરાબ વિપાકોને નિયત સમયે જીવ વિષે પ્રગટ કરી દે છે કર્મવાદ એમ નથી માનતો કે જડ કર્મ ચેતનના સંપર્ક વગર જ ફળ આપવામાં સમર્થ છે એ તો એટલું જ કહે છે કે ફળ આપવા માટે ઈશ્વરરૂપ ચેતનની પ્રેરણા માનવાની કોઈ જરૂર નથી કારણ કે બધાય જીવ ચેતન છે તેઓ જેવું કર્મ કરે છે એવી જ એમની બુદ્ધિ થઈ જાય છે કે જેથી કર્મના ફળની ઇચ્છા ન હોવા છતાં તેઓ એવું જ કામ કરી બેસે છે કે જેથી એમને પોતાના કર્મ પ્રમાણે ફળ મળી જાય છે કર્મ કરવું એક વાત છે અને એના ફળને ન ઇચ્છવું એ બીજી વાત છે કેવળ ઇચ્છા નહીં હોવાથી કરેલા કર્મનું ફળ મળતું અટકી જાય, એવું નથી બનતું સામગ્રી એકઠ

થઈ ગયા પછી કાર્ય પોતાની મેળે જ થવા માંડે છે દાખલા તરીકે એક માણસ તડકામા ઊભો છે, ગરમ ગરમ વસ્તુ ખાય છે, અને ઇચ્છે છે કે તરસ ન લાગે તો શુ કોઈ રીતે એની તરસ રોકાઈ શકે છે? ઈશ્વરકર્તૃત્વવાદીઓનુ કહેવુ છે કે ઈશ્વરની ઇચ્છાથી પ્રેરણા પામીને કર્મ પોતપોતાનુ ફળ પ્રાણીઓમા પ્રગટાવે છે આ વિષે કર્મવાદીઓ કહે છે કે કર્મ કરતી વખતે એના આત્માના પરિણામ પ્રમાણે જીવમા એવા સસ્કાર રોપાઈ જાય છે કે જેથી પ્રેરાઈને કર્તા-જીવ કર્મના ફળને આપમેળે જ ભોગવે છે અને કર્મ એના ઉપર પોતાનુ ફળ પોતે જ પ્રગટાવે છે

## જીવ અને ઈશ્વર વચ્ચે ભેદ અભેદ

ઈશ્વર ચેતન છે અને જીવ પણ ચેતન તો પછી એમની વચ્ચે અતર જ શુ છે? હા એનુ અતર હોઈ શકે કે જીવની બધી શક્તિઓ આવરણોથી ઘેરાયેલી છે અને ઈશ્વરની ઘેરાયેલી નથી પણ જ્યારે જીવ પોતાના આવરણોને દૂર કરી નાખે છે ત્યારે એની બધી શક્તિઓ પૂર્ણરૂપે પ્રકાશી ઊઠે છે પછી જીવ અને ઈશ્વર વચ્ચે વિષમતા કેવી? વિષમતાનુ કારણ જે ઔપાધિક કર્મ છે એ દૂર થઈ જવા છતા પણ જો વિષમતા ચાલુ રહે તો પછી મુક્તિનો જ શો અર્થ? વિષમતાનુ રાજ્ય સસાર સુધી જ મર્યાદિત છે આગળ નહી તેથી કર્મવાદ મુજબ એમ માનવામા કોઈ વાંધો નથી કે બધા મુક્ત જીવ ઈશ્વર જ છે કેવળ શ્રદ્ધાને આધારે એમ કહેવુ કે ઈશ્વર એક જ હોવો જોઈએ એ બરાબર નથી.

## પોતાના વિઘ્નનુ કારણ જીવ પોતે જ

આ લોક કે પરલોક સાથે સબધ ધરાવતા કોઈ કામ માટે જ્યારે મનુષ્ય પ્રવૃત્તિ કરે ત્યારે એ તો સભવતુ જ નથી કે એને કોઈ પણ જાતના વિઘ્નનો સામનો કરવો ન પડે મનુષ્યને એટલો વિશ્વાસ હોવો જ જોઈએ કે ભલે હુ જાણી શકુ કે ન જાણી શકુ પણ

મારા વિઘ્નનું આન્તરિક અને મૂળ કારણ મારી અંદર જ હોવું જોઈએ જે આભ્યંતર ભૂમિકા ઉપર વિઘ્નરૂપી વિષવૃક્ષ ઊગે છે એનું બીજ પણ એ જ ભૂમિકામાં વાવેલું હોવું જોઈએ. પવન, પાણી વગેરે બાહ્ય નિમિત્તોની જેમ એ વિઘ્નરૂપી વિષવૃક્ષને ઉગાડવામાં કદાચ કોઈ અન્ય વ્યક્તિ નિમિત્ત બની શકે પણ એ વ્યક્તિ વિઘ્નનું બીજ નથી—એટલો વિશ્વાસ માનવીના બુદ્ધિનેત્રોને સ્થિર કરી દે છે જેથી એ મુશ્કેલીનું મૂળ કારણ પોતાની અંદરમાં નિહાળીને એને માટે એ ન તો બીજા કોઈના ઉપર દોષારોપણ કરે છે કે ન પોતે ગભરાય છે

કર્મના સિદ્ધાંત અંગે ડૉ. મેક્સમૂલરનો અભિપ્રાય

કર્મના સિદ્ધાંતની શ્રેષ્ઠતા બાબતના જે વિચારો ડૉ. મેક્સમૂલરે બતાવ્યા છે તે જાણવા જેવા છે તેઓ કહે છે કે—

'એ તો નિશ્ચિત છે કે કર્મના સિદ્ધાંતનો પ્રભાવ માનવજીવન ઉપર બેહદ પડ્યો છે જો માનવી એ જાણે કે વર્તમાન જીવનમાં કોઈ જાતનો અપરાધ કર્યો નહીં છતાં મારે જે કંઈ દુઃખ વેઠવું પડે છે એ મારા પૂર્વજન્મનાં કર્મનું જ ફળ છે, તો એ જૂનું દેવું ચૂકવનાર માનવીની જેમ, શાંતપણે એ સંકટો સહન કરી લેશે અને સાથે સાથે જો એ માનવી એટલું પણ જાણતો હોય કે સહનશીલતાથી જૂનું દેવું ચૂકતે કરી શકાય છે તથા એથી જ ભવિષ્યને માટે ધર્મની મૂડી ભેગી કરી શકાય છે તો એને ભલાઈને માર્ગે ચાલવાની પ્રેરણા આપોઆપ જ મળી જવાની. સારું કે ખરાબ, કોઈ પણ જાતનું કર્મ નાશ નથી પામતું. ધર્મશાસ્ત્રનો આ સિદ્ધાંત અને ભૌતિકશાસ્ત્રનો બળ સંરક્ષણસંબંધી સિદ્ધાંત, એ બંને એકસરખા છે. બંને સિદ્ધાંતોનો સાર એટલો જ છે કે કોઈનો પણ નાશ નથી થતો. કોઈ પણ ધર્મશિક્ષણના અસ્તિત્વ વિશે ગમે તેટલી શંકા કેમ ન હોય, પણ એટલું તો સુનિશ્ચિત છે કે કર્મનો સિદ્ધાંત સૌથી વધારે સ્થાનોમાં સ્વીકારવામાં આવ્યો છે એનાથી લાખો માનવીઓના કષ્ટો ઓછાં

તો બહિરાત્મભાવ છે, એમ સાબિત કરીને એનો ત્યાગ કરવાનો ઉપદેશ આપવાનું કામ કર્મશાસ્ત્ર કરે છે જેમના સંસ્કારો કેવળ બહિરાત્મભાવમય થઈ ગયા હોય એમને કર્મશાસ્ત્રનો ઉપદેશ ભલે પસંદ ન પડે પરંતુ એથી એની યથાર્થતામાં કશો જ ફેર નથી પડતો

કર્મશાસ્ત્ર શરીર અને આત્માના અભેદના ભ્રમને દૂર કરીને એના ભેદજ્ઞાનને (વિવેકખ્યાતિને) પ્રગટ કરે છે એ સમયથી જ અંતર્દૃષ્ટિ ઊઘડે છે અંતર્દૃષ્ટિ દ્વારા પોતામાં રહેલ પરમાત્મભાવનાં દર્શન થાય છે પરમાત્મભાવને જોઈને એને પૂર્ણરૂપે અનુભવમાં ઉતારવો, એનું જ નામ જીવનું શિવ (બ્રહ્મ) થયું છે આ બ્રહ્મભાવને પ્રગટ કરાવવાનું કામ, કંઈક જુદી જ ઢબે, કર્મશાસ્ત્રે સ્વીકારી લીધું છે કારણ કે એ જીવને થયેલ જીવ-જડના અભેદ ભ્રમમાંથી ભેદજ્ઞાન તરફ દોરી જઈને પછી સ્વાભાવિક અભેદધ્યાનની ઉચ્ચ ભૂમિકા તરફ ખેંચી જાય છે બસ એનું કાર્યક્ષેત્ર આટલું જ છે સાથે સાથે યોગશાસ્ત્રના મુખ્ય પ્રતિપાદ્ય અંશનું વર્ણન પણ એમાં મળી જાય છે તેથી એ સ્પષ્ટ છે કે કર્મશાસ્ત્ર અનેક શાસ્ત્રીય વિચારોની ખાણ છે એ જ એનું મહત્ત્વ છે ઘણા માણસો કર્મપ્રકૃતિઓની ગણતરી, સંખ્યાની બહુલતા વગેરેને લીધે એના પ્રત્યે રુચિ નથી થતી પરંતુ એમાં કર્મશાસ્ત્રનો શો દોષ? ગણિત, પદાર્થવિજ્ઞાન વગેરે ગૂઢ અને રસપૂર્ણ વિષયોમાં સ્થૂલદર્શી લોકોની દૃષ્ટિ નથી ખૂંપતી અને એમને રસ નથી આવતો એમાં એ વિષયોનો શો દોષ? દોષ તો છે સમજનારાઓની બુદ્ધિનો કોઈ પણ વિષયના અભ્યાસીને એમાં રસ ત્યારે જ આવે છે, જ્યારે એ એના તળિયા સુધી ઊતરી જાય

'કર્મ' શબ્દનો અર્થ અને એના કેટલાક પર્યાય

જૈન શાસ્ત્રમાં 'કર્મ' શબ્દથી બે અર્થ સમજવામાં આવે છે પહેલો છે રાગદ્વેષાત્મક પરિણામ જેને કષાય (ભાવકર્મ) કહે છે અને બીજો છે કાર્મણજાતિના પુદ્ગલવિશેષ, જે કષાયને લીધે

આત્મા ચોટેલા હોય છે અને દ્રવ્યકર્મ કહેવાય છે

જૈન દર્શનમા જે અર્થ માટે 'કર્મ' શબ્દનો પ્રયોગ કરવામા આવે છે એ અર્થને માટે અથવા એને મળતા અર્થને માટે જૈનેતર દર્શનોમા આ શબ્દો મળે છે માયા અવિદ્યા પ્રકૃતિ અપૂર્વ, વાસના, આશય, ધર્માધર્મ અદૃષ્ટ સસ્કાર દૈવ ભાગ્ય વગેરે

'માયા', 'અવિદ્યા', પ્રકૃતિ આ ત્રણ શબ્દ વેદાન્તમા મળે છે એનો અર્થ લગભગ જૈન દર્શનના ભાવકર્મ જેવો થાય છે 'અપૂર્વ' શબ્દ મીમાસા દર્શનમા મળે છે વાસના શબ્દ બૌદ્ધ દર્શનમા પ્રસિદ્ધ છે પરતુ યોગ દર્શનમા પણ એનો પ્રયોગ કરવામા આવ્યો છે 'ધર્માધર્મ' અદૃષ્ટ અને સસ્કાર આ ત્રણ શબ્દોનો પ્રયોગ અન્ય દર્શનોમા પણ મળે છે પણ વિશેષ કરીને ન્યાય તથા વૈશેષિક દર્શનમા 'દૈવ', 'ભાગ્ય' 'પુણ્ય-પાપ' વગેરે કેટલાય શબ્દો એવા છે કે જે બધાય દર્શનોમા સામાન્ય જેવા છે જેટલા દર્શનો આત્મવાદી છે અને પુનર્જન્મને માને છે એમને પુનર્જન્મની સિદ્ધિને માટે —એના સમર્થનને માટે—કર્મ માનવુ જ પડે છે

## કર્મનુ સ્વરૂપ

મિથ્યાત્વ, કષાય વગેરે કારણોથી પ્રેરાઈને જીવ જે પ્રવૃત્તિ કરે છે તે 'કર્મ' કહેવાય છે કર્મનુ આ લક્ષણ ઉપર સૂચવેલ ભાવકર્મ તથા દ્રવ્યકર્મ બન્નેને લાગુ પડે છે કેમકે ભાવકર્મ આત્મા કે જીવનો વૈભાવિક પરિણામ છે તેથી જીવ જ એનો ઉપાદાનરૂપ કર્તા છે અને દ્રવ્યકર્મ જે કાર્મણજાતિના સૂક્ષ્મ પુદ્ગલોનો વિકાર છે એનો કર્તા પણ નિમિત્તરૂપે જીવ જ છે ભાવકર્મમા દ્રવ્યકર્મ નિમિત્ત છે અને દ્રવ્યકર્મમા ભાવકર્મ નિમિત્ત છે આ રીતે આ બન્નેનો આપસ આપસમા બીજ અને અકુરના જેવો કાર્યકારણ સબધ છે

### પાપ પુણ્યની કસોટી

સામાન્ય લોકો કહે છે કે દાન, પૂજન, સેવા વગેરે ક્રિયાઓ કરવાથી શુભ કર્મનો (પુણ્યનો) બંધ થાય છે, અને કોઈને દુઃખ દેવું, ઇચ્છા વિરુદ્ધ કામ કરવું વગેરેથી અશુભ કર્મનો (પાપનો) બંધ થાય છે. પણ આ કંઈ પુણ્ય પાપનો નિર્ણય કરવાની મુખ્ય કસોટી નથી. એક પરોપકારી ડૉક્ટર જ્યારે કોઈનું ઓપરેશન કરે છે ત્યારે એ દર્દીને કષ્ટ તો જરૂર થાય છે. હિતચિંતક માબાપ અણસમજુ છોકરાને એની ઇચ્છા વિરુદ્ધ ભણાવવાનો પ્રયત્ન કરે છે ત્યારે એ બાળકને દુઃખ જેવું જરૂર લાગે છે પણ એના માત્રથી ન તો એ ડૉક્ટર અનુચિત કામ કરનાર લેખાય છે કે ન એ હિતસ્વી માબાપ જ દોષી પાત્ર ગણાય છે. આથી ઊલટું, જ્યારે કોઈ માણસ ભોળા લોકોને ઠગવાના ઇરાદાથી કે બીજા કોઈ તુચ્છ હેતુથી દાન, પૂજન વગેરે ક્રિયાઓ કરે છે ત્યારે એ પુણ્યનો બ ને પાપનો બંધ કરે છે. તેથી પુણ્યબંધ કે પાપબંધની સાચી કસોટી કેવળ ઉપરની ક્રિયા નથી પણ એની સાચી કસોટી કર્તાનો ઇરાદો જ છે. પુણ્યપાપની આ કસોટી સૌ સામાન્ય રીતે માન્ય છે, કારણ કે આ સિદ્ધાન્ત સર્વમાન્ય છે કે— 'यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी।'

### સાચી નિર્લેપતા—કર્મ ક્યારે ન બંધાય?

સામાન્ય લોકો એમ માને છે કે અમુક કામ ન કરવાથી આપણને પુણ્યપાપનો લેપ નહીં લાગે. તેથી તેઓ એ કામને તો છોડી દે છે પણ મોટે ભાગે એમની માનસિક ક્રિયા નથી છૂટતી. તેથી તેઓ પુણ્યપાપથી અલિપ્ત રહેવાની ઇચ્છા ધરાવવા છતાં પણ એનાથી પોતાની જાતને મુક્ત નથી કરી શકતા.

એટલા માટે એ વિચારવું જોઈએ કે સાચી નિર્લેપતા કોને કહેવાય? માનસિક ક્ષોભ અર્થાત્ કષાયને લેપ (બંધ) કહે છે. જો કષાય ન હોય તો ઉપર જણાવેલી કોઈ ક્રિયા આત્માને બંધનમાં

રાખી શક્તી નથી. આથી ઊલટું જો કષાયનો વેગ અંદર વિદ્યમાન હોય તો બહારથી હજાર પ્રયત્ન કરવા છતાં પણ કોઈ વ્યક્તિ પોતાની જાતને બંધનથી બચાવી નથી શકતી કષાયમુક્ત વીતરાગ બધી જગ્યાએ જળમાં કમળની જેમ નિર્લેપ રહે છે પણ કષાયવાન આત્મા યોગનો દેખાવ કરીને પણ પોતાની તલ જેટલી પણ શુદ્ધિ નથી કરી શક્તો એટલા માટે જ એમ કહેવામાં આવે છે કે આસક્તિનો ત્યાગ કરીને જે કામ કરવામાં આવે છે તે બંધક નથી થતું મતલબ કે સાચી નિર્લેપતા માનસિક ક્ષોભના ત્યાગમાં છે આ જ ઉપદેશ કર્મશાસ્ત્રમાં મળે છે અને બીજે પણ એ જ વાત કહેવામાં આવી છે —

> मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः ।
> बन्धाय विषयाऽऽसङ्गि मोक्षे निर्विषयं स्मृतम् ॥ ब्रह्मुपनिष

**કર્મનું અનાદિપણું**

વિચારવાન માણસના મનમાં પ્રશ્ન ઊઠે છે કે કર્મ આદિ છે કે અનાદિ? આના જવાબમાં જૈન દર્શને કહ્યું છે કે કર્મ વ્યક્તિની (એક એક કર્મની) અપેક્ષાએ સાદિ છે અને પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે પણ કર્મનો પ્રવાહ ક્યારે શરૂ થયો એ કોઈ કહી શકતું નથી ભવિષ્યની સામે ભૂતકાળનું ઊંડાણ અનંત છે અને અનંતનું વર્ણન અનાદિ કે અનંત શબ્દ સિવાય બીજી કોઈ રીતે થઈ શકતું નથી એટલા માટે કર્મના પ્રવાહને અનાદિ કહેવા સિવાય બીજો કોઈ આરો નથી કર્મપ્રવાહના અનાદિપણાને અને મુક્ત જીવોના સંસારમાં પાછા નહીં ફરવાપણાને બધાં પ્રતિષ્ઠિત દર્શનો માને છે

**કર્મબંધનું કારણ**

જૈન દર્શનમાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચારને કર્મબંધનાં કારણો કહેલ છે આનો સંક્ષેપ પાછળના બે (કષાય અને

યોગ) કારણોમાં કર્મનો મળે છે વધારે ટૂંકાણમાં કહેવું હોય તો એમ કહી શકાએ કે કષાય જ કર્મબંધનું કારણ છે આમ તો કષાયોના વિકારના અનેક પ્રકાર છે પણ આધ્યાત્મિક વિદ્વાનોએ એ બધાનું ટૂંકમાં વર્ગીકરણ કરીને એના રાગ અને દ્વેષ એવા બે જ પ્રકાર કર્યા છે અજ્ઞાન, મિથ્યાજ્ઞાન વગેરે જે કર્મનાં કારણો કહેવાય છે એ પણ રાગદ્વેષના સબંધને લીધે જ રાગની કે દ્વેષની માત્રા વધી કે જ્ઞાન વિપરીત રૂપે બદલવા લાગ્યું જ સમજો તેથી શબ્દનો ભેદ હોવા છતા કર્મબંધના કારણો બાબતે બીજા આસ્તિક દર્શનો સાથે જૈન દર્શનને કોઈ મતભેદ નથી નૈયાયિક તથા વૈશેષિક દર્શનમા મિથ્યાજ્ઞાનને યોગ દર્શનમા પ્રકૃતિ પુરુષના અભેદજ્ઞાનને અને વેદાંત વગેરેમા અવિદ્યાને તથા જૈન દર્શનમા મિથ્યાત્વને કર્મનું કારણ કહ્યુ છે પણ એ વાત ધ્યાનમાં રાખવી કે ગમે તેને કર્મનું કારણ કેમ ન માનવામા આવે પણ જો એમાં કર્મની બંધકતા (કર્મલેપ પેદા કરવાની શક્તિ) હોય તો તે રાગદ્વેષના સબંધને લીધે જ રાગદ્વેષનો ઘટાડો કે અભાવ થતા જ અજ્ઞાનપણું (મિથ્યાત્વ) ઓછું થવા લાગે છે કે નાશ પામે છે મહાભારતના શાંતિપર્વમાંના 'कर्मणा बध्यते जन्तु' એ કથનમા પણ કર્મ શબ્દનો અર્થ રાગદ્વેષ જ છે

#### કર્મથી મુક્ત થવાના ઉપાયો

જૈન શાસ્ત્રોમા પરમ પુરુષાર્થ–મોક્ષ મેળવવાનાં ત્રણ સાધન બતાવ્યા છે (૧) સમ્યગ્દર્શન (૨) સમ્યગ્જ્ઞાન અને (૩) સમ્યક્ ચારિત્ર ક્યાંક ક્યાંક જ્ઞાન અને ક્રિયા, એ બેને જ મોક્ષના સાધન કહ્યા છે આવા સ્થળોમા દર્શનને જ્ઞાનસ્વરૂપ–જ્ઞાનવિશેષ–માનીને એને જુદું નથી ગણતા પણ સવાલ એ થાય છે કે વૈદિક દર્શનોમાં કર્મ, જ્ઞાન, યોગ, અને ભક્તિ, એ ચારેને મોક્ષનું સાધન માનેલ છે તો પછી જૈન દર્શનમા ત્રણ કે બે જ સાધન કેમ કહ્યા? આનો ખુલાસો એ છે કે જૈન દર્શનમાં જે સમ્યક્ચારિત્રને સમ્યક્ક્રિયા કહેલ છે, એમા કર્મ

અને યોગ બને માર્ગોનો સમાવેશ થઈ જાય છે કારણ કે સમ્યક્ ચારિત્રમાં મનોનિગ્રહ, ઇંદ્રિયજય, ચિત્તશુદ્ધિ, સમભાવ અને એ માં લેવામાં આવતા ઉપાયોનો સમાવેશ થઈ જાય છે. મનોનિગ્રહ, ઇંદ્રિયજય વગેરે સાત્વિક યજ્ઞ જ કર્મમાર્ગ છે અને ચિત્તશુદ્ધિ તેમ જ એને માટે કરવામાં આવતી સત્પ્રવૃત્તિ એ જ યોગમાર્ગ છે. આ રીતે કર્મમાર્ગ અને યોગમાર્ગનું મિશ્રણ એ જ સમ્યક્ચારિત્ર છે. સમ્યગ્દર્શન એ જ ભક્તિમાર્ગ છે, કારણ કે ભક્તિમાં શ્રદ્ધાનો અંશ મુખ્ય હોય છે, અને સમ્યગ્દર્શન શ્રદ્ધારૂપ જ છે. સમ્યગ્જ્ઞાન જ જ્ઞાનમાર્ગ છે. આ રીતે જૈન દર્શનમાં કહેલો મોક્ષનો ત્રણ માર્ગ અન્ય દર્શનોના બધા સાધનોનો સમુચ્ચય છે.

## આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ અને પુનર્જન્મ

કર્મ અંગે ઉપર જે કંઈ કહેવામાં આવ્યું છે એની સંગતિ ત્યારે જ થઈ શકે છે કે જ્યારે આત્માને જડથી જુદું તત્ત્વ માનવામાં આવે. આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ જે પ્રમાણોથી જાણી શકાય છે એમાં એક પુનર્જન્મ પણ છે. એટલું જ નહી બલ્કે વર્તમાન શરીર પછી આત્માનું અસ્તિત્વ માનવામાં ન આવે તો કેટલાક પ્રશ્નોનો નિકાલ નથી થઈ શકતો.

ઘણા માણસો એવા જોવામાં આવે છે કે તેઓ આ જન્મમાં પ્રામાણિક જીવન વિતાવે છે પરંતુ રહે છે દરિદ્ર. અને એવા પણ માણસો જોવામાં આવે છે કે જેઓ ન્યાય, નીતિ અને ધર્મનું નામ સાંભળીને ચિડાઈ જાય છે પરંતુ હોય છે બધી રીતે સુખી. એવા અનેક માણસો મળી શકે છે જેઓ પોતે દોષ કરે છે અને એ દોષો–અપરાધોનું ફળ ભોગવે છે બીજા. ખૂન એક કરે છે અને બદીવાન બનીને ફાંસીએ ચઢે છે બીજો. ચોરી એક કરે છે અને પકડાય જાય છે બીજો. આ ઉપરથી એ વિચાર કરવો જોઈએ કે જેમને પોતાના સારા કે ખરાબ કૃત્યનો બદલો આ જન્મમાં નથી મળતો

એમનું કૃત્ય શું એમ જ નિષ્ફળ જવાનું? આવી બધી વાતોને ધ્યાનમાં લેતાં એમ માન્યા વગર સંતોષ નથી થતો કે ચેતન એક સ્વતંત્ર તત્ત્વ છે અને એ જાણતાં અજાણતાં જે કંઈ સારું ખોટું કર્મ કરે છે, એનું ફળ એને ભોગવવું જ પડે છે અને એ ભોગવવા માટે એને પુનર્જન્મના ચકરાવામાં ફરવું પડે છે બુદ્ધ ભગવાને પણ પુનર્જન્મ માન્યો છે પાકા નિરીશ્વરવાદી જર્મન પંડિત નિત્શે ધર્મચક્રે પ્રવર્તાવેલ પુનર્જન્મને માને છે પુનર્જન્મનો આ સ્વીકાર આત્માના સ્વતંત્ર અસ્તિત્વને માનવાનો પ્રબળ પુરાવો છે

**કર્મતત્ત્વ અંગે જૈન દર્શનની વિશેષતા**

જૈન દર્શનમાં દરેક કર્મની બધ્યમાન સત્ અને ઉદીયમાન એ ત્રણ અવસ્થાઓ માની છે એ અનુક્રમે બંધ સત્તા અને ઉદય કહે છે જૈનેતર દર્શનોમાં પણ કર્મની આ અવસ્થાઓનું વર્ણન છે એમાં બધ્યમાન કર્મને 'ક્રિયમાણ' 'સત' કર્મને 'સંચિત' અને ઉદીયમાનને 'પ્રારબ્ધ' કહેલ છે પણ જૈન શાસ્ત્રોમાં જ્ઞાનાવરણીય વગેરે કર્મના ૮ મૂળભેદો તથા ૧૪૮ પ્રભેદોનું વર્ગીકરણ કર્યું છે અને એ દ્વારા સંસારી આત્માની અનુભવસિદ્ધ ભિન્નભિન્ન અવસ્થાઓનો જેવો ખુલાસો કરવામાં આવ્યો છે તેવો કોઈ પણ જૈનેતર દર્શનમાં નથી. પાતંજલ દર્શનમાં કર્મના 'જાતિ' 'આયુ' અને 'ભોગ' એવા ત્રણ પ્રકારના વિપાક દર્શાવ્યા છે પરંતુ જૈન દર્શનમાં કરવામાં આવેલ કર્મ સંબંધી વિચારણાની આગળ એ વર્ણન નામનું જ લાગે છે

આત્માની સાથે કર્મોનો બંધ કેવો થાય છે? એના કારણો શા શા છે? કયા કારણે કર્મમાં કેવી શક્તિ પેદા થઈ જાય છે? વધુમાં વધુ અને ઓછામાં ઓછા કેટલા વખત સુધી કર્મ આત્માને વળગી રહે છે? આત્માને લાગેલું એવું પણ કર્મ કેટલા વખત સુધી વિપાક-ફળ આપવામાં અસમર્થ છે? વિપાકના નિશ્ચિત સમયમાં પણ ફેરફાર

થઈ શકે કે નહી ? એક કર્મ બીજા કર્મમાં ક્યારે ફેરવાઈ જાય છે ? એમની બંધ સમયની તીવ્ર કે મંદ શક્તિમાં કેવી રીતે ફેરફાર થઈ શકે ? પાછળથી વિપાક-ફળ આપનારું કર્મ પહેલાં જ ક્યારે અને કેવી રીતે ભોગવી લઈ શકાય છે ? કર્મ ગમે તેવું બળવાન કેમ ન હોય પણ આત્માના શુદ્ધ પરિણામોથી એ વિપાકને કેવી રીતે રોકી શકાય છે ? ક્યારેક ક્યારેક આત્મા ગમે તે પ્રયત્ન કરે તોપણ કર્મ પોતાનો વિપાક ચખાડ્યા વગર કેમ નથી છૂટતું ? આત્મા કેવી રીતે કર્મનો કર્તા અને ભોક્તા છે ? આમ હોવા છતાં પણ વસ્તુતઃ આત્મામાં કર્મનું કર્તૃત્વ અને ભોક્તૃત્વ કેવી કેવી રીતે નથી ? સંક્લેશ પરિણામ પોતાની આકર્ષણશક્તિથી આત્મા ઉપર એક પ્રકારની સૂક્ષ્મ રજનું આવરણ કેવી રીતે નાખી દે છે ? આત્મા વીર્યશક્તિને પ્રગટાવીને આ સૂક્ષ્મ રજના આવરણને કેવી રીતે ફગાવી દે છે ? સ્વભાવે શુદ્ધ આત્મા પણ કર્મના પ્રભાવે કેવી રીતે મલિન જેવો દેખાય છે ? અને બાહ્ય હજારો આવરણ હોવા છતાં પણ આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપથી ચલિત કેવી રીતે નથી થતો ? એ પોતાની ઉત્ક્રાંતિને સમયે પહેલાં બાંધેલાં ઉગ્ર કર્મોને કેવી રીતે દૂર કરી છે ? એ પોતામાં રહેલા પરમાત્મભાવના દર્શન કરવા માટે જ્યારે ઉત્સુક થાય છે તે વખતે એની અને એમાં અંતરાયરૂપ થતાં કર્મોની વચ્ચે કેવું દ્વંદ્વ જામે છે ? છેવટે વીર્યવાન આત્મા કેવી જાતના પરિણામોથી બળવાન કર્મોને કમજોર કરીને પોતાના પ્રગતિમાર્ગને નિષ્કંટક બનાવે છે ? આત્મમંદિરમાં બિરાજતા પરમાત્મદેવનો સાક્ષાત્કાર કરાવવામાં સહાયક થનારા પરિણામ જેને 'અપૂર્વકરણ' તથા 'અનિવૃત્તિકરણ' કહે છે એમનું સ્વરૂપ શું છે ? જીવ પોતાના શુદ્ધ પરિણામોની પરંપરારૂપી વીજળીક યંત્રથી કર્મરૂપી પહાડોના કેવી રીતે ટુકડેટુકડા કરી નાખે છે ? વળી ક્યારેક ક્યારેક થોડા વખત માટે દબાઈ ગયેલાં કર્મ જ ફરી પાછાં ઉદયમાં આવીને પ્રગતિશીલ આત્માને કેવી રીતે નીચે પટકી દે છે ? બંધ અને ઉદયની દૃષ્ટિએ કયાં કયાં

કર્મ એકબીજાના વિરોધી છે? કયા કર્મનો બંધ કઈ અવસ્થામાં અવશ્યભાવી અને કઈ અવસ્થામાં અનિયત છે? કયા કર્મનો વિપાક કઈ સ્થિતિ સુધી નિયત અને કઈ સ્થિતિમાં અનિયત છે? આત્મા સાથે જોડાયેલ અનીન્દ્રિય કર્મરજ કેવા પ્રકારની આકર્ષણશક્તિથી પુદ્ગલોને આકર્ષ્યા કરે છે અને એ દ્વારા કેવી રીતે શરીર મન સૂક્ષ્મ શરીર વગેરેની રચના કર્યા કરે છે?—વગેરે વગેરે કર્મ સાથે સંબંધ ધરાવતા સંખ્યાબંધ પ્રશ્નોના યુક્તિયુક્ત, વિસ્તૃત અને વિશદ ખુલાસા જૈન કર્મસાહિત્ય સિવાય બીજા કોઈ પણ દર્શનના સાહિત્યથી નથી થઈ શકતો કર્મતત્ત્વ સંબંધી જૈન દર્શનની આ જ વિશેષતા છે

[દઓચિં૦ ખં૦ ૨, પૃ૦ ૨૦૫-૨૧૬, ૨૨૩-૨૨૯, ૨૩૫-૨૩૮]

## ૧૩

# અનેકાંતવાદ

અનેકાંત એ જૈન સંપ્રદાયનો મુખ્ય સિદ્ધાંત છે જે તત્ત્વજ્ઞાન અને ધર્મના બંને પ્રદેશમાં સમાનપણે માન્ય થયેલો છે. અનેકાંત અને સ્યાદ્વાદ એ બંને શબ્દો અત્યારે સામાન્ય રીતે એક જ અર્થમાં વપરાય છે. માત્ર જૈનો જ નહિ પણ જૈનેતર સમજદાર લોકો જૈન દર્શનને જૈન સંપ્રદાયને અનેકાંત દર્શન કે અનેકાંતસંપ્રદાય તરીકે ઓળખે-ઓળખાવે છે. હમેશાથી જૈન લોકો પોતાની અનેકાંત સંબંધી માન્યતાને એક અભિમાનની વસ્તુ લેખતા આવ્યા છે અને એની ભવ્યતા ઉદારતા તેમ જ સુંદરતાનું સ્થાપન કરતા આવ્યા છે. અહીં આપણે જોવાનું એ છે કે અનેકાંત એ વસ્તુ શું છે?

### અનેકાંતની સામાન્ય સમજૂતી

અનેકાંત એ એક જાતની વિચારપદ્ધતિ છે. તે બધી દિશાઓથી, બધી બાજુથી ખુલ્લું એવું એક માનસચક્ષુ છે. જ્ઞાનના, વિચારના અને આચરણના કોઈ પણ વિષયને તે માત્ર એક જ તૂટેલી અધૂરી બાજુથી જોવા ના પાડે છે અને શક્ય હોય તેટલી વધારેમાં વધારે બાજુઓથી, વધારેમાં વધારે વિગતોથી અને વધારેમાં વધારે માર્મિક રીતે તે સર્વ કાંઈ વિચારવા આચરવાનો પક્ષપાત ધરાવે છે. આ તેનો પક્ષપાત પણ માત્ર સત્યના પાયા ઉપર જ બંધાયેલો છે અને કાંતનું જીવિતપણું અગર જીવન એટલે તેની પાછળ, આગળ કે અંદર સર્વત્ર સત્યનું—યથાર્થતાનું વહેણ. અનેકાંત એ માત્ર કલ્પના નથી

પૂર્ણ સત્યસિદ્ધ થયેલી કલ્પના હોઈ તે તત્ત્વજ્ઞાન છે અને વિવેકી આચરણનો વિષય હોઈ તે ધર્મ પણ છે. અનેકાંતનું ઉચિતપણું એમાં છે કે તે જેમ બીજા વિષયોને બધી બાજુથી તટસ્થપણે જોવા, વિચારવા અપનાવવા પ્રેરે છે તેમ એ પોતાના સ્વરૂપ અને ઉચિતપણા વિશે પણ ખુલ્લા મનથી વિચાર કરવા ફરમાવે છે. જેટલું વિચારનું મુક્તાપણું સ્પષ્ટપણું અને તટસ્થપણું તેટલું જ અનેકાંતનું બળ ને જીવન.

[દઅચિ૦ ભા૦ ૨, પૃ ૮૭૩]

કોઈ પણ વિશિષ્ટ દર્શન હોય કે ધર્મપંથ હોય એના આધારરૂપ —એના મૂળ પ્રવર્તક પુરુષની—એક ખાસ દૃષ્ટિ હોય છે, જેમ કે શંકરાચાર્યની પોતાના મતનિરૂપણમાં 'અદ્વૈતદૃષ્ટિ' અને ભગવાન બુદ્ધની પોતાના ધર્મપંથપ્રવર્તનમાં 'મધ્યમપ્રતિપદાદૃષ્ટિ' એ ખાસ દૃષ્ટિઓ છે. જૈન દર્શન ભારતીય દર્શનોમાં એક વિશિષ્ટ દર્શન છે અને સાથે સાથે વિશિષ્ટ ધર્મપંથ પણ છે, તેથી એના પ્રવર્તક અને પ્રચારક મુખ્ય પુરુષોની એક ખાસ દૃષ્ટિ એના મૂળમાં હોવી જ જોઈએ અને એ છે પણ ખરી. આ દૃષ્ટિ જ અનેકાંતવાદ છે. જૈન તત્ત્વવિચાર હોય કે આચાર-વ્યવહાર હોય, ગમે તે હોય એ બધું અનેકાંતદૃષ્ટિના આધાર ઉપર યોજવામાં આવે છે; અથવા એમ કહો કે અનેક પ્રકારના વિચારો અને આચારોમાંથી જૈન વિચાર અને જૈન આચાર શું છે? એ જાણવા હોય તો—એ નક્કી કરવાની અને એની ખાતરી કરવાની એકમાત્ર કસોટી પણ અનેકાંતદૃષ્ટિ જ છે.

[દઔચિ૦ ખં૦ ૨ પૃ૦ ૧૪૯]

**અન્ય દર્શનોમાં દેખાતી અનેકાંત દૃષ્ટિ**

આપણે બધા જાણીએ છીએ કે બુદ્ધ પોતાને વિભજ્યવાદી કહે છે.[1] જૈન આગમોમાં મહાવીરને પણ વિભજ્યવાદી કહ્યા છે.[2] વિભ

૧ મજ્ઝિમનિકાય સુ૦ ૯૯

૨ સૂત્રકૃતાંગ ૧-૧૪-૨૨

અનેકાંતદૃષ્ટિનો આધાર : સત્ય

જ્યારે સમગ્ર જૈન વિચાર અને આચારનો પાયો અનેકાંતદૃષ્ટિ જ છે ત્યારે પહેલાં એ જોવું જોઈએ કે અનેકાંતદૃષ્ટિ કયા તત્ત્વોને આધારે ઊભી કરવામાં આવી છે? વિચાર કરતાં તેમ જ અનેકાંત-દૃષ્ટિના સાહિત્યનું અવલોકન કરતાં જણાય છે કે અનેકાંતદૃષ્ટિ સત્યના આધારે ઊભી છે. જોકે બધાય મહાપુરુષો સત્યને જ ચાહે છે અને સત્યની જ શોધ તેમ જ સત્યના જ નિરૂપણમાં પોતાનું જીવન વિતાવે છે, છતાં પણ સત્યના નિરૂપણની પદ્ધતિ અને સત્યની શોધ બધાની એકસરખી નથી હોતી. બુદ્ધદેવ જે શૈલીથી સત્યનું નિરૂપણ કરે છે કે શંકરાચાર્ય ઉપનિષદોને આધારે જે રીતે સત્યનું પ્રકાશન કરે છે એનાથી ભગવાન મહાવીરની સત્યપ્રકાશન શૈલી જુદી છે. ભગવાન મહાવીરની સત્યપ્રકાશન શૈલીનું જ બીજું નામ અનેકાંતવાદ છે. એના મૂળમાં બે તત્ત્વ છે : પૂર્ણતા અને યથાર્થતા. જે પૂર્ણ હોય અને પૂર્ણ હોવા છતાં યથાર્થ રૂપે પ્રતીત થાય એ જ સત્ય કહેવામાં આવે છે.

કોઈ પણ વસ્તુનું સંપૂર્ણરૂપે ત્રિકાલાબાધિત યથાર્થ દર્શન થવું મુશ્કેલ છે અને કોઈને એ થઈ પણ જાય તોપણ એનું એ જ રૂપે શબ્દોમાં યથાર્થ વર્ણન કરવું એ સત્યદ્રષ્ટા અને સત્યવાદીને માટે પણ બહુ મુશ્કેલ છે. કોઈ એ મુશ્કેલ કામને કેટલેક અંશે કરનારા નીકળી પણ આવે તોપણ દેશ, કાળ, પરિસ્થિતિ, ભાષા, શૈલી વગેરેના અનિવાર્ય ભેદો લીધે એ બધાના વર્ણનમાં કંઈક ને કંઈક વિરોધ કે ભેદ દેખાઈ આવે એ અનિવાર્ય છે. આ તો થઈ એ પૂર્ણદર્શી અને સત્યવાદી ગણ્યાગાંઠ્યા મનુષ્યોની વાત કે જેમને આપણે કેવળ કલ્પના કે અનુમાનને આધારે સમજીએ કે માની શકીએ છીએ. આપણો અનુભવ તો સામાન્ય માણસો સુધી મર્યાદિત છે અને એ કહે છે કે સાધારણ માણસોમાં પણ ઘણાખરા યથાર્થવાદી હોવા છતાં પણ અપૂર્ણદર્શી

હોય છે. આવી સ્થિતિમાં યથાર્થવાદીપણું હોવા છતાં પણ પોતાનું દર્શન અપૂર્ણ હોવાને લીધે અને એને પ્રગટ કરવાની સામગ્રી પણ અપૂર્ણ હોવાને કારણે સત્યપ્રિય માણસોની સમજણમાં પણ ક્યારેક ક્યારેક ફરક પડી જાય છે અને સંસ્કારભેદે એમનામાં પરસ્પરમાં સવિશેષ સંઘર્ષ પેદા કરી દે છે. આ રીતે પૂર્ણદર્શી અને અપૂર્ણદર્શી બધાય સત્યવાદીઓ મારફત છેવટે ભેદ અને વિરોધની સામગ્રી આપોઆપ રજૂ થઈ જાય છે અથવા બીજા લોકો એમના નામે આવી સામગ્રી પેદા કરી લે છે.

## ભગવાન મહાવીરે શોધેલી અનેકાંતદૃષ્ટિ અને એની શરતો

આવી વસ્તુસ્થિતિ જોઈને ભગવાન મહાવીરે વિચાર્યું કે એવો કોઈ રસ્તો કાઢી શકાય કે જેથી વસ્તુનું પૂર્ણ કે અપૂર્ણ સત્યદર્શન કરવાવાળાની સાથે અન્યાય ન થાય. બીજાનું દર્શન અપૂર્ણ તેમ જ પોતાના દર્શનનું વિરોધી હોવા છતાં જો એ સત્ય હોય અને એ જ પ્રમાણે પોતાનું દર્શન અપૂર્ણ તેમ જ બીજાના દર્શનનું વિરોધી હોય, છતાં જો એ સત્ય હોય તો એ બંનેને ન્યાય મળે એનો પણ કોઈ ઇલાજ છે?

–આવી જ ચિંતનપ્રધાન તપસ્યાએ ભગવાન મહાવીરને અનેકાંતદૃષ્ટિ સુઝાડી, અને એમનો સત્યની શોધનો સંકલ્પ સફળ થયો. એમણે પોતાને સાંપડેલી એ અનેકાંતદૃષ્ટિની ચાવીથી વ્યક્તિગત તેમ જ સામૂહિક જીવનની વ્યાવહારિક અને પારમાર્થિક સમસ્યાઓના તાળાને ઉઘાડી નાખ્યું અને સમાધાન મેળવ્યું ત્યારે એમણે જીવનમાં ઉપયોગી વિચાર અને આચારનું ઘડતર કરતી વખતે એ અનેકાંતદૃષ્ટિને નીચે પ્રમાણેની મુખ્ય શરતોથી પ્રકાશિત કરી અને પોતાના જીવન દ્વારા એનું અનુસરણ કરવાનો એ જ શરતોએ ઉપદેશ આપ્યો. એ શરતો આ પ્રમાણે છે —

(૧) રાગ અને દ્વેષમાંથી પેદા થતા સંસ્કારોને વશ ન થવું અર્થાત્ તેજસ્વી મધ્યસ્થભાવ ધારણ કરવો.

(૨) જ્યાં લગી મધ્યસ્થભાવનો પૂર્ણ વિકાસ ન થાય ત્યાં લગી

એ ધ્યેય તરફ ધ્યાન રાખીને કેવળ સત્યની જિજ્ઞાસા રાખવી

(૩) ગમે તેવા વિરોધી દેખાતા પક્ષથી ગભરાવું નહીં અને પોતાના પક્ષની જેમ એ પક્ષની પણ આદરપૂર્વક વિચારણા કરવી અને પોતાના પક્ષ તરફ પણ વિરોધી પક્ષની જેમ આકરી સમાલોચક દૃષ્ટિ રાખવી

(૪) પોતાના તેમ જ બીજાઓના અનુભવોમાંથી જે જે અંશો સાચા લાગે—ભલે પછી તે વિરોધી જ કેમ ન લાગતા હોય—એ બધાનો વિવેકબુદ્ધિથી સમન્વય કરવાની ઉદારતાનો અભ્યાસ કરવો અને અનુભવ વધતાં પહેલાંના સમન્વયમાં જ્યાં ભૂલ દેખાય ત્યાં મિથ્યાભિમાનનો ત્યાગ કરીને, સુધારો કરવો અને એ જ ક્રમે આગળ વધવું

### અનેકાન્તદૃષ્ટિનું ખંડન અને તેનો વ્યાપક અસર

જ્યારે બીજા વિદ્વાનોએ અનેકાન્તદૃષ્ટિનો તત્ત્વરૂપે સ્વીકાર કરવાને બદલે સાંપ્રદાયિક વાદ રૂપે સ્વીકાર કર્યો ત્યારે એના ઉપર ચોતરફથી આક્ષેપોની ઝડીઓ વરસવા લાગી બાદરાયણ જેવા સૂત્રકારોએ એના ખંડન માટે સૂત્રો રચી દીધાં અને એ સૂત્રોના ભાષ્યકારોએ એ જ વિષયને અનુસરીને પોતાના ભાષ્યોની રચનાઓ કરી વસુબંધુ દિઙ્નાગ, ધર્મકીર્તિ અને શાન્તરક્ષિત જેવા મોટા મોટા પ્રભાવશાળી બૌદ્ધ વિદ્વાનોએ પણ અનેકાન્તવાદની પૂરેપૂરી ખબર લઈ નાખી ! આ બાજુ જૈન વિચારક વિદ્વાનોએ પણ એમનો સામનો કર્યો આ પ્રચંડ સંઘર્ષનું અનિવાર્ય પરિણામ એ આવ્યું કે એક બાજુ અનેકાન્તદૃષ્ટિનો તર્કબદ્ધ રીતે વિકાસ થયો અને બીજી બાજુ એનો પ્રભાવ બીજા વિરોધી સંપ્રદાયના વિદ્વાનો ઉપર પણ પડ્યો દક્ષિણ ભારતમાં પ્રચંડ દિગંબરાચાર્યો અને પ્રચંડ મીમાંસક અને વેદાંતી વિદ્વાનોની વચ્ચે શાસ્ત્રાર્થનું દંગલ થયું એથી છેવટે તો અનેકાન્તદૃષ્ટિનો પ્રભાવ જ વધુ ફેલાયો તે એટલે સુધી કે રામાનુજ જેવા જૈન તત્ત્વના સાવ વિરોધી પ્રખર આચાર્યે શંકરાચાર્યના માયાવાદના વિરોધમાં પોતાના મતનું સ્થાપન કરતી

દૃષ્ટિઓ જોકે તત્ત્વજ્ઞાનની સાથે સંબંધ ધરાવે છે, પણ મૂળમાં એ તે સમયના રાજ્યવ્યવહાર અને સામાજિક વ્યવહારને આધારે ફલિત કરવામાં આવી છે એટલું જ નહી બલ્કે સંગ્રહ' વ્યવહાર વગેરે ઉપર જણાવેલ શબ્દો પણ તે સમયના ભાષાપ્રયોગમાંથી લેવામાં આવ્યા છે અનેક ગણો મળીને ગણવ્યવસ્થા કે સમાજવ્યવસ્થા કરે છે જે એક પ્રકારનો સમુદાય કે સંગ્રહ હતો અને જેમાં ભેદમાં અભેદ દૃષ્ટિનું પ્રાધાન્ય રહેતું હતું તત્ત્વજ્ઞાનના 'સંગ્રહ' નયના અર્થમાં પણ એ જ ભાવ છે વ્યવહાર ભલે રાજકીય હોય કે સામાજિક પણ એ જુદી જુદી વ્યક્તિઓ કે જુદા જુદા જૂથો દ્વારા જ સિદ્ધ થાય છે તત્ત્વજ્ઞાનના વ્યવહાર નયમાં પણ એ જ વિભાજનનો જ ભાવ મુખ્ય છે વૈશાલીમાંથી મળેલા સિક્કાઓ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે વ્યાવહારિક અને વિનિશ્ચય મહામાત્ય'ની જેમ 'સૂત્રધાર' પણ એક પદ—હોદ્દો હતો મારા માનવા પ્રમાણે, સૂત્રધારનું કામ એ જ હોવું જોઈએ જે જૈન તત્ત્વજ્ઞાનના 'ઋજુસૂત્ર' નયથી લેવા ધાર્યું છે ઋજુસૂત્ર નયનો અર્થ છે—આગળ પાછળની (ભૂત ભવિષ્યની) ગળીકૂંચીમાં ન જતાં કેવળ વર્તમાનનો જ વિચાર કરવો સંભવ છે, સૂત્રધારનું કામ પણ કંઈક એવું જ હોય કે જે સવાલો ઊભા થાય એનું તરત જ નિરાકરણ કરવામાં આવે જૈન સમાજમાં સંપ્રદાયમાં અને રાજ્યમાં પણ વિશિષ્ટ વ્યક્તિઓએ શબ્દ અર્થાત્ આજ્ઞાને જ પ્રાધાન્ય આપવું પડે છે જ્યારે બીજી રીતે મામલો થાળે પડતો ન હોય ત્યારે કોઈ એક વ્યક્તિનો શબ્દ—આજ્ઞા જ અંતિમ પ્રમાણ માનવામાં આવે છે શબ્દના આ મુખ્યપણાનો ભાવ, બીજે રૂપે 'શબ્દ' નયમાં સમાયેલો છે ખુદ બુદ્ધે જ કહ્યું છે કે લિચ્છવીગણો જૂના રીતરિવાજોનો અર્થાત્ રૂઢિઓનો આદર કરે છે કોઈ પણ સમાજ પ્રચલિત રૂઢિઓનું સર્વથા ઉન્મૂલન કરીને જીવી નથી શકતો 'સમભિરૂઢ' નયમાં રૂઢિના અનુસરણનો ભાવ તાત્ત્વિક દૃષ્ટિએ ધરાવ્યો છે સમાજ, રાજ્ય અને ધર્મની અને વ્યવહારને લગતી

સ્થૂળ ક્રિયા સરખી કે વ્યવસ્થા ગમે તેવી કેમ ન હોય, પણ એમાં જો સત્યની પારમાર્થિક દૃષ્ટિ ન હોય તો એ નથી ટકી શકતી કે નથી પ્રગતિ સાધી શકતી 'એવંભૂત નય' એ જ પારમાર્થિક દૃષ્ટિનો સૂચક છે, જે તથાગતના 'તથા' શબ્દમાં કે પાલિના મહાયાનના 'તથતા' શબ્દમાં રહેલી છે જૈન પરંપરામાં પણ 'તહત્તિ' શબ્દ એ જ યુગથી અત્યાર સુધી પ્રચલિત છે, જે એટલું જ સૂચિત કરે છે કે અમે સત્ય જેવું છે તેવું જ સ્વીકારીએ છીએ

[દઔચિં૦ ખં૦ ૧ પૃ૦ ૫૯-૬૦]

## અપેક્ષાઓ અને અનેકાંત

મકાન કોઈ એક ખૂણામાં પૂરું નથી થતું એના અનેક ખૂણા પણ કોઈ એક જ દિશામાં નથી હોતા પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ વગેરે એકબીજાથી વિરુદ્ધ દિશામાં આવેલ એક એક ખૂણામાં ઊભા રહીને કરવામાં આવેલું એ મકાનનું અવલોકન પૂર્ણ તો નથી હોતું પણ એ અયથાર્થ પણ નથી હોતું જુદા જુદા સંભવિત બધા ખૂણાઓમાં ઊભા રહીને કરવામાં આવેલા સંભવિત અવલોકનોનો સારસમુચ્ચય જ એ મકાનનું પૂર્ણ અવલોકન છે દરેક ખૂણામાંથી કરવામાં આવેલું દરેક અવલોકન એ પૂર્ણ અવલોકનનું અનિવાર્ય અંગ છે એ જ પ્રમાણે કોઈ એક વસ્તુ કે સમગ્ર વિશ્વનું તાત્ત્વિક ચિંતન-દર્શન પણ અનેક અપેક્ષાઓથી થઈ શકે છે મનની સહજ રચના, એના ઉપર પડનારા આગંતુક સંસ્કારો અને ચિંત્ય વસ્તુનું સ્વરૂપ વગેરેના સંમેલનથી જ અપેક્ષા જન્મે છે આવી અપેક્ષાઓ અનેક હોય છે જેનો આશ્રય લઈને વસ્તુનો વિચાર કરવામાં આવે છે વિચારને આધાર આપવાને કારણે કે વિચારપ્રવાહના ઉદ્ગમનો આધાર બનવાને લીધે એ જ અપેક્ષાઓ દૃષ્ટિકોણ કે દૃષ્ટિબિંદુ પણ કહેવાય છે સંભવિત બધી અપેક્ષાઓથી—ભલે પછી એ વિરુદ્ધ જ કેમ ન દેખાતી હોય—કરવામાં આવતા ચિંતન અને દર્શનોનો સાર

સમુચ્ચય જ એ વિષયનું પૂર્ણ—અનેકાન્ત—દર્શન છે એ અપેક્ષાઓમાંથી ઉદ્ભવતું દરેક દર્શન એ પૂર્ણ દર્શનનું એક એક અંગ છે જે પરસ્પર વિરુદ્ધ હોવા છતાં પૂર્ણ દર્શનમાં એનો સમન્વય થતો હોવાને કારણે ખરી રીતે અવિરુદ્ધ જ છે

## સાત નયોનું કાર્યક્ષેત્ર

જ્યારે કોઈની મનોવૃત્તિ વિશ્વમાં રહેલા બધાય ભેદોને—અને પછી એ ભેદો ગુણથી, ધર્મથી કે સ્વરૂપથી થતા હોય અથવા વ્યક્તિત્વને કારણે થતા હોય—ભુલાવીને અર્થાત્ એ ભેદો તરફ ઝૂક્યા વગર જ એક માત્ર અખંડતાનો વિચાર કરે છે ત્યારે એને અખંડ કે એક જ વિશ્વનું દર્શન થાય છે અભેદની એ ભૂમિકામાંથી નિષ્પન્ન થતા 'સત્' શબ્દના એકમાત્ર અખંડ અર્થનું દર્શન એ જ સંગ્રહ નય છે ગુણ-ધર્મકૃત કે વ્યક્તિત્વકૃત ભેદો તરફ ઝૂકનારી મનોવૃત્તિથી કરાતું વિશ્વનું દર્શન વ્યવહાર નય કહેવાય છે કારણ કે લોકસિદ્ધ વ્યવહારોની ભૂમિકારૂપે ભેદોનું ખાસ સ્થાન છે આ દર્શનથી સત્ શબ્દની મર્યાદા અખંડિત ન રહેતાં અનેક ખંડોમાં વહેંચાઈ જાય છે એ જ ભેદ કરનારી મનોવૃત્તિ કે અપેક્ષા ફક્ત કાળકૃત ભેદો તરફ ઝૂકીને, કાર્યક્ષમ હોવાને લીધે જ્યારે ફક્ત વર્તમાનને જ સત્ રૂપે જુએ છે અને ભૂતકાળ અને ભવિષ્યકાળને સત્ શબ્દની વ્યાખ્યામાંથી દૂર કરે છે, ત્યારે એનાથી ફલિત થતું વિશ્વદર્શન 'ઋજુસૂત્ર' નય છે કેમ કે એ ભૂત અને ભવિષ્યના ચકરાવાને છોડી દઈને ફક્ત વર્તમાનની સીધી લીટી ઉપર ચાલે છે

ઉપર જણાવેલી ત્રણે પ્રકારની મનોવૃત્તિઓ એવી છે કે જે શબ્દ કે શબ્દના ગુણ-ધર્મોનો આશ્રય લીધા વિના જ કોઈ પણ વસ્તુનું ચિંતન કરે છે તેથી જ એ ત્રણે પ્રકારનું ચિંતન 'અર્થનય' કહેવાય છે પણ એવી પણ મનોવૃત્તિ હોય છે કે જે શબ્દના ગુણ-ધર્મોનો આશ્રય લઈને જ અર્થનો વિચાર કરે છે તેથી જ આવી મનોવૃત્તિથી

ફલિત થતા અર્થચિંતનને 'શબ્દનય' કહે છે. શબ્દશાસ્ત્રીઓ–વૈયાકરણો જ મુખ્યપણે શબ્દનયના અધિકારી છે, કેમકે એમનાં જ જુદા જુદા દૃષ્ટિબિંદુઓથી શબ્દનયમાં વિવિધતા આવી છે.

જે શબ્દશાસ્ત્રીઓ બધાય શબ્દોને અખંડ અર્થાત્ અવ્યુત્પન્ન માને છે તેઓ વ્યુત્પત્તિભેદે અર્થભેદ ન માનવા છતાં લિંગ, પુરુષ, કાળ વગેરે જુદી જુદી જાતના શબ્દધર્મોના આધારે અર્થનું વૈવિધ્ય બતાવે છે. એમનું એ પ્રકારે અર્થભેદનું દર્શન 'શબ્દનય' કે 'સાંપ્રત નય' છે. દરેક શબ્દને વ્યુત્પત્તિસિદ્ધ જ માનવાવાળી મનોવૃત્તિથી વિચાર કરનારા શાબ્દિકો પર્યાયના—અર્થાત્ એકાર્થક સમજવામાં આવતા શબ્દોના—અર્થમાં પણ વ્યુત્પત્તિભેદે ભેદ માને છે. શક્ર, ઇન્દ્ર વગેરે જેવા પર્યાયવાચી શબ્દોના અર્થભેદનું એમણે કરેલું એ દર્શન 'સમભિરૂઢ' નય કહેવાય છે. વ્યુત્પત્તિના ભેદે જ નહીં, બલ્કે એક જ વ્યુત્પત્તિથી ફલિત થતા અર્થની હયાતી અને ગેરહયાતીના ભેદને લીધે પણ જે દર્શન અર્થભેદ માને છે એને 'એવંભૂત' નય કહે છે. આ તાર્કિક છ નયો ઉપરાંત એક 'નૈગમ' નામનો નય પણ છે, જેમાં નિગમ અર્થાત્ દેશની રૂઢિ પ્રમાણે અભેદગામી અને ભેદગામી બધા પ્રકારના વિચારોનો સમાવેશ માનવામાં આવ્યો છે. મુખ્યપણે આ જ સાત નય છે. પણ કોઈ એક અંશને અર્થાત્ દૃષ્ટિબિંદુને લઈને પ્રવૃત્ત થતા બધી જાતના વિચાર તે તે અપેક્ષાને સૂચિત કરતા નયો જ છે.

### દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક નય

શાસ્ત્રમાં દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એવા બે નય પણ પ્રસિદ્ધ છે. પણ એ નયો ઉપર જણાવેલ સાત નયોથી જુદા નથી, પરંતુ એમનું જ ટૂંકું વર્ગીકરણ કે ભૂમિકા માત્ર છે. દ્રવ્ય અર્થાત્ સામાન્ય, અન્વય, અભેદ કે એકત્વને અનુલક્ષીને કરવામાં આવતો વિચાર એ દ્રવ્યાર્થિક નય છે. નૈગમ, સંગ્રહ અને વ્યવહાર, એ ત્રણે દ્રવ્યાર્થિક જ છે. આમાંથી સંગ્રહ તો શુદ્ધ અભેદનો વિચાર કરનાર હોવાથી શુદ્ધ કે મૂળ

દ્રવ્યાર્થિક જ છે, જ્યારે વ્યવહાર અને નૈગમની પ્રવૃત્તિ ભેદગામી હોવા છતા પણ કોઈ ને કોઈ પ્રકારના અભેદને પણ અવલમ્બીને જ થાય છે એના માટે એને પણ દ્રવ્યાર્થિક જ માનવામા આવ્યા છે અલબત્ત એ ત્રણે નયની જેમ શુદ્ધ નથી પણ અશુદ્ધ-મિશ્રિત દ્રવ્યાર્થિક જ છે

પર્યાય એટલે વિશેષ વ્યાવૃત્તિ કે ભેદને જ અનુલક્ષીને પ્રવૃત્ત થતો વિચારમાર્ગ પર્યાયાર્થિક નય છે ઋજુસૂત્ર વગેરે બાકીના ચારે નયને પર્યાયાર્થિક જ ગણવામા આવ્યા છે અભેદ છોડીને એક માત્ર ભેદ નો વિચાર ઋજુસૂત્રનયથી શરૂ થાય છે તેથી એને જ શાસ્ત્રમા પર્યાયાર્થિક નયની પ્રકૃતિ કે મૂળ આધાર કહેલ છે પાછલા ત્રણ નયો એ જ મૂળભૂત પર્યાયાર્થિકના એક રીતે વિસ્તાર માત્ર છે

ફક્ત જ્ઞાનને ઉપયોગી માનીને એ આધારે પ્રવૃત્ત થતી વિચારધારાને જ્ઞાનનય કહે છે, તો ફક્ત ક્રિયાને આધારે પ્રવૃત્ત થતી વિચારધારા ક્રિયાનય છે નયરૂપી આધારસ્તભો અપાર હોવાથી વિશ્વનું પૂર્ણ દર્શન-અનેકાંત પણ નિસ્સીમ છે

[દઔચિ૰ ખ ૨, પૃ૰ ૧૭ ૧૭૨]

### નિશ્ચય અને વ્યવહારનયનો અન્ય દર્શનોમા સ્વીકાર

જૈન પરંપરામા નિશ્ચય અને વ્યવહારનય પ્રસિદ્ધ છે પરંતુ વિદ્વાનો જાણે છે કે આ જ નયવિભાગની આધારભૂત દૃષ્ટિનો સ્વીકાર અન્ય દર્શનોમા પણ કરવામા આવ્યો છે બૌદ્ધ દર્શન ઘણા પ્રાચીન સમયથી પરમાર્થ અને સંવૃતિ એ બે દૃષ્ટિઓનુ નિરૂપણ કરતુ આવ્યુ છે શાંકર વેદાતની પારમાર્થિક તથા વ્યાવહારિક કે માયિક દૃષ્ટિ પ્રસિદ્ધ છે આ રીતે જૈન-જૈનેતર દર્શનોમા પરમાર્થ કે નિશ્ચય અને સંવૃતિ કે વ્યવહારદૃષ્ટિનો સ્વીકાર કરવામા આવ્યો છે પણ એ દર્શનોમા એ બે દૃષ્ટિઓનુ કરવામા આવેલુ તત્ત્વનિરૂપણ સાવ જુદુ જુદુ છે જોકે જૈનેતર બધાય દર્શનોમા નિશ્ચયદૃષ્ટિસંમત તત્ત્વનિરૂપણ એક નથી તોપણ બધાય મોક્ષલક્ષી દર્શનોમા નિશ્ચયદૃષ્ટિસંમત આચાર અને ચારિત્ર

તો એક જ છે—અને પછી એનાં પરિભાષા, વર્ગીકરણ વગેરે જુદાં હોય અહીં તો જોવાનું એ છે કે જૈન પરંપરામાં નિશ્ચય અને વ્યવહારરૂપે જે બે દૃષ્ટિઓ માનવામાં આવી છે, એ તત્ત્વજ્ઞાન અને આચાર, એ બન્ને ક્ષેત્રોમાં લાગુ પાડવામાં આવી છે બીજા બધાય ભારતીય દર્શનોની જેમ જૈન દર્શનમાં પણ તત્ત્વજ્ઞાન અને આચાર એ બન્નેનો સમાવેશ થાય છે

## તત્ત્વજ્ઞાન અને આચારમાં એની ભિન્નતા

જ્યારે નિશ્ચય અને વ્યવહારનયનો પ્રયોગ તત્ત્વજ્ઞાન અને આચાર બન્નેમાં થાય છે ત્યારે સામાન્ય રૂપે શાસ્ત્રચિંતન કરનારો એ ભેદ નથી સમજતો કે તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં કરવામાં આવતો નિશ્ચય અને વ્યવહારનો પ્રયોગ આચારના ક્ષેત્રમાં કરવામાં આવતા એવા પ્રયોગથી ભિન્ન છે અને ભિન્ન પરિણામનો સૂચક પણ છે તત્ત્વજ્ઞાનની નિશ્ચય દૃષ્ટિ અને આચાર સંબંધી નિશ્ચયદૃષ્ટિ એ બન્ને એક નથી એ બન્નેની વ્યવહારદૃષ્ટિના સંબંધમાં પણ એમ જ સમજવું એનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે

## તત્ત્વલક્ષી નિશ્ચય અને વ્યવહારદૃષ્ટિ

જ્યારે નિશ્ચયદૃષ્ટિથી તત્ત્વના સ્વરૂપનું પ્રતિપાદન કરવું હોય તો એની મર્યાદામાં પ્રશ્ન એ જ વાત આવવી જોઈએ કે જગતના મૂળ તત્ત્વ કયાં છે? કેટલાં છે? અને એમનું ક્ષેત્રકાળ વગેરેથી નિરપેક્ષ સ્વરૂપ શું છે? અને જ્યારે વ્યવહારદૃષ્ટિએ તત્ત્વનિરૂપણ કરવું હોય ત્યારે એ જ મૂળ તત્ત્વોના સ્વરૂપનું દ્રવ્ય ક્ષેત્ર, કાળ વગેરેની અપેક્ષાએ પ્રતિપાદન કરવામાં આવે છે આ રીતે આપણે નિશ્ચયદૃષ્ટિનો ઉપયોગ કરીને જૈન દર્શનસંમત તત્ત્વોનું સ્વરૂપ કહેવા ઇચ્છીએ તો ટૂંકમાં એમ કહી શકીએ કે ચેતન અને અચેતન એવા પરસ્પર અત્યન્ત વિજાતીય એવાં બે તત્ત્વ છે બન્ને એકબીજા ઉપર અસર કરવાની

શક્તિ પણ ધરાવે છે. ચેતનનો સંકોચવિસ્તાર દ્રવ્ય, ક્ષેત્ર કાળ વગેરેની અપેક્ષાએ હોવાથી એ વ્યવહારદૃષ્ટિથી સિદ્ધ છે. અચેતન પુદ્ગલનું પરમાણુરૂપત્વ કે એકપ્રદેશાવગાહિત્વ એ નિશ્ચયદૃષ્ટિનો વિષય છે, જ્યારે એનું સ્કંધરૂપે પરિણમવું અથવા પોતાના ક્ષેત્રમાં બીજા અનન્ત પરમાણુ અને સ્કંધોને અવકાશ આપવો એ વ્યવહારદૃષ્ટિનું નિરૂપણ છે.

### આચારલક્ષી નિશ્ચય અને વ્યવહારદૃષ્ટિ

પરંતુ આચારલક્ષી નિશ્ચય અને વ્યવહારદૃષ્ટિનું નિરૂપણ જુદી રીતે થાય છે. જૈન દર્શન મોક્ષને પરમ પુરુષાર્થ માનીને એ દૃષ્ટિએ જ આચારની યોજના કરે છે. તેથી જે આચાર સીધેસીધા મોક્ષલક્ષી છે એ જ નિશ્ચય આચાર છે. આ આચારમાં દૃષ્ટિભ્રમ (મિથ્યા દૃષ્ટિ) અને કાષાયિક વૃત્તિઓના નિર્મૂલીકરણનો જ સમાવેશ થાય છે. પણ વ્યાવહારિક આચાર આવો એકરૂપ નથી. નિશ્ચયદૃષ્ટિના આચારની ભૂમિકામાંથી નિષ્પન્ન થતા એવા ભિન્ન ભિન્ન દેશ કાળ જાતિ સ્વભાવ રુચિ વગેરે પ્રમાણે કોઈક કયારેક પરસ્પર વિરુદ્ધ દેખાતા પણ આચારો વ્યાવહારિક આચારકોટીમાં ગણાય છે. નિશ્ચયદૃષ્ટિના આચારની ભૂમિકામાં રહેલ એક જ શક્તિ અનેક પ્રકારના વ્યાવહારિક આચારોમાંથી પ્રગટ થાય છે. આ રીતે આપણે જોઈએ છીએ કે આચારલક્ષી નિશ્ચયદૃષ્ટિ કે વ્યવહારદૃષ્ટિ મુખ્યત્વે મોક્ષની દૃષ્ટિએ જ વિચાર કરે છે, જ્યારે તત્ત્વનિરૂપક નિશ્ચય કે વ્યવહારદૃષ્ટિ સમગ્ર જગતના સ્વરૂપને અનુલક્ષીને પ્રવૃત્ત થાય છે.

### તત્ત્વલક્ષી અને આચારલક્ષી નિશ્ચય-વ્યવહારદૃષ્ટિ વચ્ચે બીજું મહત્ત્વનું અંતર

તત્ત્વજ્ઞાન અને આચારલક્ષી આ બંને નયો વચ્ચે એક બીજું પણ મહત્ત્વનું અંતર છે, જે ધ્યાન આપવા જેવું છે. નિશ્ચયદૃષ્ટિ-

સમસ્ત તત્ત્વોનું સ્વરૂપ આપણે બધા સામાન્ય જિજ્ઞાસુઓ ક્યારેય પ્રત્યક્ષ કરી નથી શકતા જે વ્યક્તિએ તત્ત્વસ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો હોય એવી કોઈ વ્યક્તિના કથન ઉપર શ્રદ્ધા રાખીને જ આપણે એના સ્વરૂપને માનીએ છીએ પણ આચારની બાબતમાં એવું નથી કોઈ પણ જાગરૂક સાધક પોતાની આંતરિક સત્‌અસત્ વૃત્તિઓને અને એની તીવ્રતા મંદતાના તારતમ્યને સીધેસીધા વિશેષ પ્રત્યક્ષરૂપે જાણી શકે છે જ્યારે બીજી વ્યક્તિને માટે પહેલી વ્યક્તિની વૃત્તિઓ સર્વથા પરોક્ષ છે નિશ્ચયદૃષ્ટિ હોય કે વ્યવહારદૃષ્ટિ તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ તે તે દર્શનના બધાય અનુયાયીઓને માટે એકસરખું હોય છે, તેમ જ એ એકસરખી પરિભાષાથી બધાએ હોય છે પણ નિશ્ચયદૃષ્ટિ અને વ્યવહારદૃષ્ટિએ આચારનું સ્વરૂપ એવું નથી હોતું પ્રત્યેક વ્યક્તિનો નિશ્ચયદૃષ્ટિનો આચાર એને માટે પ્રત્યક્ષ છે આ અલ્પ વિવેચનથી ફક્ત એટલું જ સૂચિત કરવાનું છે કે નિશ્ચયનય અને વ્યવહારનય આ બે શબ્દો ભલે સમાન હોય, પણ તત્ત્વજ્ઞાન અને આચારના ક્ષેત્રમાં એ જુદી જુદી દૃષ્ટિએ લાગુ થાય છે, અને આપણને જુદા જુદા પરિણામો તરફ દોરી જાય છે

### જૈન અને ઉપનિષદના તત્ત્વજ્ઞાનની નિશ્ચયદૃષ્ટિ વચ્ચે ભેદ

નિશ્ચયદૃષ્ટિએ જૈન તત્ત્વજ્ઞાનની ભૂમિકા ઉપનિષદના તત્ત્વજ્ઞાનથી સાવ જુદી છે પ્રાચીન મનાતા બધા ઉપનિષદ્ સત્, અસત્, આત્મા બ્રહ્મ, અવ્યક્ત, આકાશ વગેરે ભિન્ન ભિન્ન નામોથી જગતના મૂળનું નિરૂપણ કરીને કેવળ એક જ નિષ્કર્ષ ઉપર પહોંચે છે કે જગત જડ, ચેતન વગેરે રૂપે ગમે તેવું નાનારૂપ કેમ ન હોય પણ એના મૂળમાં અસલી તત્ત્વ તો કેવળ એક જ છે જ્યારે જૈન દર્શન જગતના મૂળમાં કોઈ એક તત્ત્વનો સ્વીકાર નથી કરતું પરંતુ પરસ્પર વિજાતીય એવાં સ્વતંત્ર બે તત્ત્વોનો સ્વીકાર કરીને એને આધારે વિશ્વની વિવિધતાની વ્યવસ્થા કરે છે ચોવીસ તત્ત્વ માનનાર

સાંખ્યદર્શન અને શાંકર વગેરે વેદાંતશાખાઓ સિવાયના ભારતીય દર્શનોમાં એવું કોઈ દર્શન નથી જે જગતના મૂળરૂપે ફક્ત એક જ તત્ત્વનો સ્વીકાર કરતું હોય. ન્યાયવૈશેષિક હોય કે પચીસ તત્ત્વ માનનાર સાંખ્યયોગ હોય કે પૂર્વમીમાંસા હોય બધા પોતપોતાની રીતે જગતના મૂળમાં અનેક તત્ત્વોનો સ્વીકાર કરે છે. એથી જ સ્પષ્ટ છે કે જૈન તત્ત્વચિંતનની પ્રકૃતિ ઉપનિષદના તત્ત્વચિંતનની પ્રકૃતિથી સર્વથા ભિન્ન છે.

[દઅચિં૦ ખં૦ ૨, પૃ૦ ૪૯૮-૫૦૦]

## ૧૫

# સપ્તભંગી

### સપ્તભંગી અને એનો આધાર

ભિન્ન ભિન્ન અપેક્ષાઓ દૃષ્ટિબિંદુઓ અને મનોવૃત્તિઓથી એક જ વસ્તુના જે ભિન્ન ભિન્ન દર્શન ફલિત થાય છે, એને જ આધાર બનાવી ભંગવાક્યોની રચના થાય છે. જે બે દર્શનોના વિષય બરાબર એકબીજાથી સાવ વિરોધી હોય એવાં દર્શનો વચ્ચે સમન્વય બતાવવાની દૃષ્ટિએ, એમના વિષયરૂપ ભાવાત્મક અને અભાવાત્મક બન્ને અંશોને લઈને, એના આધારે જે સંભવિત વાક્યભંગો રચવામાં આવે છે, એ જ સપ્તભંગી છે. સપ્તભંગીનો આધાર નયવાદ છે અને એનું ધ્યેય સમન્વય છે અર્થાત્ અનેકાંતકોટીનું વ્યાપક દર્શન કરાવવું એ છે. જેવી રીતે કોઈ પણ પ્રમાણથી જાણેલ પદાર્થો બીજાને બોધ કરાવવા માટે પરાર્થઅનુમાન અર્થાત્ અનુમાનવાક્યની રચના કરવામાં આવે છે, એવી જ રીતે વિરુદ્ધ અંશોનો સમન્વય શ્રોતાને સમજાવવાની દૃષ્ટિએ ભંગવાક્યની રચના પણ કરાય છે. આ રીતે નયવાદ અને ભંગવાદ અનેકાંતદૃષ્ટિના ક્ષેત્રમાં આપોઆપ ફલિત થઈ જાય છે.

[દઔચિ૦ ખ૦ ૨, પૃ૦ ૧૭૨]

### સાત ભંગો અને એનું મૂળ

(૧) ભંગ એટલે વસ્તુનું સ્વરૂપ દર્શાવનાર વચનનો પ્રકાર અર્થાત્ વાક્યરચના.

(૨) એ સાત પ્રકાર છે. એના મૂળ તો ત્રણ [(૧) સ્યાદ્ અસ્તિ (૨) સ્યાદ્ નાસ્તિ અને (૩) સ્યાદ્ અવક્તવ્ય] જ છે. બાકીના ચાર [(૧) સ્યાદ્ અસ્તિ-નાસ્તિ (૨) સ્યાદ્ અસ્તિ-અવક્તવ્ય (૩) સ્યાદ્ નાસ્તિ-અવક્તવ્ય અને (૪) સ્યાદ્ અસ્તિ-નાસ્તિ-અવક્તવ્ય] એ ત્રણ મૂળ ભંગોના પારસ્પરિક વિવિધ સંયોજનથી થાય છે.

(૩) કોઈ પણ એક વસ્તુ વિશે કે એક ધર્મ પરત્વે ભિન્ન ભિન્ન વિચારકોની માન્યતામાં જે ભેદ દેખાય છે તે ભેદ વિરોધરૂપ છે કે નહિ અને જો ન હોય તો દેખાતા વિરોધમાં અવિરોધ કેવી રીતે ઘટાવવો? અથવા એમ કહો કે અમુક વિવક્ષિત વસ્તુ પરત્વે જ્યારે ધર્મવિષયક દૃષ્ટિભેદો દેખાતા હોય ત્યારે એવા ભેદોનો પ્રમાણપૂર્વક સમન્વય કરવો, અને તેમ કરી બધી સાચી દૃષ્ટિઓને તેના યોગ્ય સ્થાનમાં ગોઠવી ન્યાય આપવો એ ભાવનામાં સપ્તભંગીનું મૂળ છે.

### સપ્તભંગીનું કાર્ય : વિરોધનો પરિહાર

દાખલા તરીકે એક આત્મદ્રવ્યની બાબતમાં તેના નિત્યત્વ વિશે વિચારીએ છીએ. કોઈ આત્માને નિત્ય માને છે તો કોઈ નિત્ય માનવા ના પાડે છે. કોઈ વળી એમ કહે છે કે એ તત્ત્વ જ વચન-અગોચર છે. આ રીતે આત્મતત્ત્વની બાબતમાં ત્રણ પક્ષ પ્રસિદ્ધ છે. તેથી વિચારવાનું એ પ્રાપ્ત થાય છે કે શું તે નિત્ય જ છે અને અનિત્યત્વ તેમાં પ્રમાણબાધિત છે? અથવા શું તે અનિત્ય જ છે અને નિત્યત્વ એમાં પ્રમાણબાધિત છે? અથવા તેને નિત્ય કે અનિત્ય રૂપે ન કહેતાં અવક્તવ્ય જ કહેવું એ યોગ્ય છે? આ ત્રણે વિકલ્પોની પરીક્ષા કરતાં ત્રણે સાચા હોય તો એમનો વિરોધ દૂર કરવો જ જોઈએ. જ્યાં સુધી વિરોધ ઊભો છે ત્યાં સુધી પરસ્પર વિરુદ્ધ

અનેક ધર્મો એક વસ્તુમા છે એમ કહી જ ન શકાય તેથી વિરોધ પરિહાર તરફ જ સપ્તભગીની દૃષ્ટિ પહેલવહેલી જાય છે તે નક્કી કરે છે કે આત્મા નિત્ય છે પણ સર્વ દૃષ્ટિએ નહિ માત્ર મૂળ તત્ત્વની દૃષ્ટિએ તે નિત્ય છે, કારણ કે ક્યારે પણ તે તત્ત્વ ન હતુ અને પછી ઉત્પન્ન થયુ એમ નથી તેમ જ ક્યારેક એ તત્ત્વ મૂળમાથી જ નાશ પામશે એમ પણ નથી તેથી તત્ત્વરૂપે એ અનાદિનિધન છે અને તે જ તેનુ નિત્યત્વ છે આમ છતા તે અનિત્ય પણ છે, પરતુ એનુ અનિત્યત્વ તત્ત્વદૃષ્ટિએ ન હોતા માત્ર અવસ્થાની દૃષ્ટિએ છે અવસ્થાઓ તો પ્રતિસમયે નિમિત્તાનુસાર બદલાતી જ રહે છે જેમા કોઈ ને કોઈ રૂપાતર થતુ ન હોય, જેમા આતરિક કે બાહ્ય નિમિત્ત પ્રમાણે સૂક્ષ્મ કે સ્થૂળ અવસ્થાભેદ સતત ચાલુ ન હોય એવા તત્ત્વની કલ્પના જ નથી થઈ શકતી તેથી અવસ્થાભેદ માનવો પડે છે અને એ જ અનિત્યત્વ છે આ રીતે આત્મા તત્ત્વરૂપે (સામાન્ય રૂપે) નિત્ય છતા અવસ્થારૂપે (વિશેષ રૂપે) અનિત્ય પણ છે નિત્યત્વ અને અનિત્યત્વ બન્ને એક જ સ્વરૂપે એ વસ્તુમા માનતા વિરોધ આવે જેમ કે તત્ત્વરૂપે જ આત્મા નિત્ય છે એમ માનનાર તે જ રૂપે અનિત્ય પણ માને તો એ જ પ્રમાણે આત્મા નિત્ય અનિત્ય આદિ શબ્દ દ્વારા તે તે રૂપે પ્રતિપાદ્ય છતા સમગ્ર રૂપે કોઈ પણ એક શબ્દથી કહી શકાય નહિ માટે તે અસમગ્ર રૂપે શબ્દનો વિષય થાય છે છતા સમગ્ર રૂપે એવા કોઈ શબ્દનો વિષય નથી થઈ શકતો માટે અવક્તવ્ય પણ છે આ રીતે એક નિત્યત્વધર્મને અવલબી આત્માના વિષયમા નિત્ય, અનિત્ય અને અવક્તવ્ય એવા ત્રણ પક્ષો-ભગો વાજબી ઠરે છે

એ જ પ્રમાણે એકત્વ, સત્ત્વ, ભિન્નત્વ અભિલાપ્યત્વ આદિ સર્વસાધારણ ધર્મો લઈ કોઈ પણ વસ્તુ વિશે એવા ત્રણ ભગો બને, અને તે ઉપરથી સાત બને ચેતનત્વ ઘટત્વ આદિ અસાધારણ ધર્મોને લઈને પણ સપ્તભગી ઘટાવી શકાય એ વસ્તુમા વ્યાપક

કે અવ્યાપક જેટજેટલા ધર્મો હોય તે દરેકને લઈ તેની બીજી બાજુ વિચારી સપ્તભંગ ઘટાવી શકાય

પ્રાચીન કાળમા આત્મા શબ્દ આદિ પદાર્થોમા નિત્યત્વ અનિત્યત્વ, સત્ત્વઅસત્ત્વ, એકત્વબહુત્વ વ્યાપકત્વ અવ્યાપકત્વ આદિની બાબતમા પરસ્પર તદ્દન વિરોધી વાદો ચાલતા એ વાદોનો સમન્વય કરવાની વૃત્તિમાથી ભંગકલ્પના આવી એ ભંગકલ્પનાએ પણ પાછુ સાપ્રદાયિક વાદનુ રૂપ ધારણ કર્યું અને સપ્તભંગીમા પરિણમન થયુ

સાતથી વધારે ભંગો સભવતા નથી માટે જ સાતની સખ્યા કહી છે મૂળ ત્રણની વિવિધ સયોજના કરો અને સાતમા અતર્ભાવ ન પામે એવો ભંગ ઉપજાવી શકો, તો જૈન દર્શન સપ્તભંગિત્વનો આગ્રહ કરી જ ન શકે

આનો ટૂકમા સાર નીચે પ્રમાણે —

૧ તત્કાલીન ચાલતા વિરોધી વાદોનુ સમીકરણ કરવુ એ ભાવના સપ્તભંગીની પ્રેરક છે

૨ તેમ કરી વસ્તુના સ્વરૂપની ચોકસાઈ કરવી અને યથાર્થ જ્ઞાન મેળવવુ એ એનુ સાધ્ય છે

૩ બુદ્ધિમા ભાસતા કોઈ પણ ધર્મ પરત્વે મૂળમા ત્રણ જ વિકલ્પો સભવે છે અને ગમે તેટલા શાબ્દિક પરિવર્તનથી સખ્યા વધારીએ તોયે સાત જ થઈ શકે

૪ જેટલા ધર્મો તેટલી જ સપ્તભંગી છે આ વાદ અનેકાન્ત દૃષ્ટિનો વિચારવિષયક એક પુરાવો છે આના દાખલાઓ જે શબ્દ આત્મા વગેરે આપ્યા છે તેનુ કારણ એ છે કે પ્રાચીન આર્ય વિચારકો આત્માનો વિચાર કરતા અને બહુ તો આગમપ્રામાણ્યની ચર્ચામા શબ્દને લેતા

૫ વૈદિક આદિ દર્શનોમા, ખાસ કરી વલ્લભદર્શનમા 'સર્વ', ...

ધર્મસમન્વય' છે, તે આનું જ એક રૂપ છે શંકર પોતે વસ્તુને વર્ણવે છે, એના અનિર્વચનીય કહે છે

૬ પ્રમાણથી બાધિત ન હોય એવું બધું જ સઘરી લેવાનો આની પાછળ ઉદ્દેશ છે—પછી ભલે તે વિરુદ્ધ મનાતું હોય.

[દઅચિ૰ ભા૰ ૨, પૃ૰ ૧૦૬૨-૧૦૬૪]

મહત્ત્વના ચાર ભંગોનો અન્યત્ર મળતો નિર્દેશ

સપ્તભંગીના સાત ભંગોમાં શરૂઆતના ચાર જ મહત્ત્વના છે[1] જેમ કે વે૰ ઉપનિષ૰ વગેરે ગ્રંથોમાં તથા 'દીઘનિકાય'ના બ્રહ્મજાલ સુત્તમાં આના ચાર વિકલ્પોનો છૂટોછવાયો કે એકસાથે નિર્દેશ મળી આવે છે સાત ભંગોમાં જે છેલ્લા ત્રણ ભંગ છે, એનો નિર્દેશ કોઈના પક્ષરૂપે–મતવ્યરૂપે ક્યાંય જોવામાં નથી આવ્યો તેથી શરૂઆતના ચાર ભંગ જ પોતાની ઐતિહાસિક ભૂમિકા ધરાવે છે, એમ નક્કી થાય છે

'અવક્તવ્ય' અર્થ અંગે કેટલીક વિચારણા

શરૂઆતના ચાર ભંગોમાં એક 'અવક્તવ્ય' નામનો ભંગ પણ છે એના અર્થ સંબંધમાં કંઈક વિચાર કરવા જેવું છે આગમયુગના પ્રારંભથી 'અવક્તવ્ય' ભંગનો અર્થ એવો કરવામાં આવે છે કે સત્-અસત્ નિત્ય-અનિત્ય વગેરે બે અંશોનું એકસાથે પ્રતિપાદન કરી શકે એવો કોઈ શબ્દ નથી એટલા માટે આવું પ્રતિપાદન કરવાની ઇચ્છા થઈ આવતાં વસ્તુ 'અવક્તવ્ય' છે પરંતુ અવક્તવ્ય શબ્દનો ઇતિહાસ જોતાં કહેવું પડે છે કે એની બીજી અનેક ઐતિહાસિક વ્યાખ્યા પ્રાચીન શાસ્ત્રોમાં છે

---

૧ આ સાત ભંગ આ પ્રમાણે છે (૧) સ્યાદ્ અસ્તિ (૨) સ્યાદ્ નાસ્તિ, (૩) સ્યાદ્ અસ્તિ-નાસ્તિ, (૪) સ્યાદ્ અવક્તવ્ય, (૫) સ્યાદ્ અસ્તિ-અવક્તવ્ય, (૬) સ્યાદ્ નાસ્તિ-અવક્તવ્ય અને (૭) સ્યાદ્ અસ્તિ-નાસ્તિ અવક્તવ્ય

ઉપનિષદમાં 'यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह'[૧] એ ઉક્તિ દ્વારા બ્રહ્મના સ્વરૂપને અનિર્વચનીય અથવા વચનાગોચર કહ્યું છે, એ જ પ્રમાણે આચારાંગમાં પણ 'सव्वे सरा नियट्टंति, तक्का जत्थ न विज्जइ'[૨] વગેરે દ્વારા આત્માના સ્વરૂપને વચનાગોચર કહ્યું છે બુદ્ધે પણ અનેક વસ્તુઓને 'અવ્યાકૃત'[૩] શબ્દ દ્વારા વચનાગોચર કહી છે

જૈન પરંપરામાં 'અનભિલાપ્ય'[૪] ભાવ પ્રસિદ્ધ છે જે ક્યારેય વચનગોચર નથી થતા હું માનું છું કે સપ્તભંગીમાં 'અવક્તવ્ય'થી જે અર્થ લેવામાં આવે છે તે જૂની વ્યાખ્યાનું વા ભિન્ન અને તદ્દન બીજું રૂપ છે

સપ્તભંગી સંશયાત્મક જ્ઞાન નથી

સપ્તભંગીની વિચારણા પ્રસંગે એક વાતનો નિર્દેશ કરવો જરૂરી છે શ્રી શંકરાચાર્યે બ્રહ્મસૂત્ર ૨-૨-૩૩ના ભાષ્યમાં સપ્તભંગીનો 'સંશયાત્મક જ્ઞાન' તરીકે નિર્દેશ કર્યો છે શ્રી રામાનુજાચાર્યે પણ એમનું જ અનુસરણ કર્યું છે એ તો થઈ પ્રાચીન ખંડનમંડનપ્રધાન સાંપ્રદાયિક યુગની વાત પણ જેમાં તુલનાત્મક અને વ્યાપક અધ્યયન કરવામાં આવે છે એવા નવા યુગના વિદ્વાનોના આ સંબંધી વિચારો જાણવા જોઈએ ડૉ એ બી ધ્રુવ જેઓ ભારતીય તેમ જ પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનની બધી શાખાઓના પારદર્શી વિદ્વાન હતા—ખાસ કરીને શાંકર વેદાંતના વિશેષ પક્ષપાતી હતા—તેઓએ પોતાના 'જૈન અને બ્રાહ્મણ'[૫] ભાષણમાં સ્પષ્ટ કહ્યું છે કે સપ્તભંગી એ કંઈ સંશયજ્ઞાન નથી એ તો સત્યના જુદા જુદા સ્વરૂપોનું નિદર્શન

૧ તૈત્તિરીય ઉપનિષદ ૨-૪
૨ આચારાંગ સૂ૦ ૧૭૦
મજ્ઝિમનિકાય સુ૦ ૬૩
૪ વિશેષાવશ્યકભાષ્ય ૧૪૧, ૪૮૮
૫ આપણો ધર્મ પૃ ૬૭૩

કરાવતી એક વિચારસરણી છે. શ્રી નર્મદાશંકર મહેતા, જેઓ ભારતીય સમગ્ર તત્ત્વજ્ઞાનની પરંપરાઓ અને ખાસ કરીને વૈદિક પરંપરાઓના અસાધારણ મૌલિક વિદ્વાન હતા અને જેઓએ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ' વગેરે અનેક અભ્યાસપૂર્ણ પુસ્તકો લખ્યાં છે, તેઓએ પણ (પૃ. ૨૧૩-૨૧૯) સપ્તભંગીનું નિરૂપણ બિલકુલ અસાંપ્રદાયિક દૃષ્ટિએ કર્યું છે જે વાંચવા જેવું છે. સર સર્વપલ્લી રાધાકૃષ્ણન,[૧] ડૉ. દાસગુપ્તા[૨] વગેરે તત્ત્વચિંતકોએ પણ સપ્તભંગીનું નિરૂપણ જૈન દૃષ્ટિબિંદુને બરાબર સમજીને જ કર્યું છે.

[દઔચિં૦, ખ૦ ૨, પૃ૦ ૫૦૩-૫૦૪]

---

૧ ઇન્ડિયન ફિલોસોફી વૉ. ૧, પૃ૦ ૩૦૨

૨. એ હિસ્ટરી ઑફ ઇન્ડિયન ફિલોસોફી વૉ. ૧, પૃ૦ ૧૭૯

૧૬

# બ્રહ્મ અને સમ

ભારતીય તત્ત્વવિચારને સંબંધ છે ત્યાં લગી એમ કહી શકાય કે એ તત્ત્વવિચારના ઉદ્ગમસ્થાનો બે જુદાં જુદાં છે. એક છે આત્મા, અને બીજું છે પ્રકૃતિ અર્થાત્ પહેલું આંતર અને બીજું બાહ્ય.

### સમતાનું પ્રેરક તત્ત્વ 'સમ'

કોઈ અજ્ઞાત યુગમાં મનુષ્ય પોતાની જાત વિશે વિચાર કરતાં પ્રેરાયો કે હું પોતે શું છું? કેવો છું? અને બીજા જીવો સાથે મારો શો સંબંધ છે? એવા પ્રશ્નો એને ઉદ્ભવ્યા. આનો ઉત્તર મેળવવા તે અંતર્મુખ થયો અને પોતાના સંશોધનને પરિણામે જણાયું કે હું એક સચેતન તત્ત્વ છું અને બીજા પ્રાણીવર્ગમાં પણ એવી જ ચેતના છે. આ વિચારે તેણે પોતાની જાત અને બીજા પ્રાણીવર્ગ વચ્ચે સમતાનું દર્શન કરાવ્યું. એ દર્શનમાંથી સમભાવના વિવિધ અર્થો અને તેની ભૂમિકાઓ તત્ત્વવિચારમાં રજૂ થયાં. બુદ્ધિના આ વહેણને 'સમ' તરીકે ઓળખવામાં આવે છે.

### 'બ્રહ્મ' અને તેના વિવિધ અર્થો

બુદ્ધિનું બીજું પ્રસવસ્થાન બાહ્ય પ્રકૃતિ છે. જેઓ વિશ્વપ્રકૃતિની વિવિધ બાજુઓ, ઘટનાઓ અને તેના પ્રેરક બળો તરફ આકર્ષાયા હતા તેમને એમાંથી કવિત્વની કહો કે કવિત્વમય ચિંતનની, ભૂમિકા લાધી. દા. ત. ઋગ્વેદના જે ઋષિએ ઉષાના ઉલ્લાસને અને શોભા

ચકારી દર્શનનું સંવેદન ઝીલ્યું તેણે ઉષાને એક રક્તવસ્ત્રા તરુણીરૂપે ઉષાસૂક્તમાં ગાઈ. સમુદ્રના ઊછળતા તરંગો અને તોફાનો વચ્ચે નૌકાયાત્રા કરતા ઋગ્વેદના જે કવિને સમુદ્રના અધિષ્ઠાયક વરુણનું રક્ષણદાર તરીકે સ્મરણ થઈ આવ્યું તેણે વરુણસૂક્તમાં એ વરુણદેવને પોતાના સર્વશક્તિમાન રક્ષણહાર લેખે સ્તવ્યો. જેને અગ્નિની જ્વાળાઓ અને પ્રકાશક શક્તિઓનું રોમાંચક સંવેદન થયું તેણે અગ્નિનાં સૂક્તો રચ્યાં. જેને ગાઢ અંધકારવાળી રાત્રિનું રોમાંચક સંવેદન થયું તેણે રાત્રિસૂક્ત રચ્યું. એ જ રીતે વાક્, સ્તંભ, કાળ આદિ સૂક્તો વિશે કહી શકાય. પ્રકૃતિના એ જુદા જુદા પાસા હોય કે તેમાં કોઈ દિવ્ય સત્ત્વો હોય, અગર એ બધા પાછળ કોઈ એક જ પરમગૂઢ તત્ત્વ હોય; પણ આ જુદા જુદા કવિઓએ કરેલી પ્રાર્થનાઓ દૃશ્યમાન પ્રકૃતિના કોઈ ને કોઈ પ્રતીકને આશ્રીને ઊભી છે. આવી જુદા જુદા પ્રતીકોને સ્પર્શતી પ્રાર્થનાઓ બ્રહ્મ રૂપે ઓળખાવાતી.

બ્રહ્મના આ પ્રાથમિક અર્થમાંથી ક્રમે ક્રમે અનેક અર્થો ફલિત થયા. જે યજ્ઞોમાં આ સૂક્તોનો વિનિયોગ થતો તે પણ 'બ્રહ્મ' કહેવાયા. તેના નિરૂપક ગ્રંથો અને વિધિવિધાન કરનાર પુરોહિતો પણ બ્રહ્મ, બ્રહ્મા કે બ્રાહ્મણ તરીકે વ્યવહારાયા. આ પ્રાચીન કાળમાં જ પ્રકૃતિના એ વિવિધ પાસાઓ કે દિવ્ય સત્ત્વો એ બધાં એક જ તત્ત્વરૂપે પણ ઓળખાવવામાં આવ્યાં અને ઋગ્વેદના પ્રથમ મંડળમાં જ સ્પષ્ટ દર્શાવવામાં આવ્યું છે કે ઇન્દ્ર, મિત્ર, વરુણ, અગ્નિ ઇત્યાદિ જુદા જુદા નામોથી જે સ્તવાય અને ગવાય છે તે તો છેવટે એક જ તત્ત્વ છે અને તે તત્ત્વ એટલે સત્. આમ પ્રકૃતિના અનેક પ્રતીકો છેવટે એક સત્રૂપ પરમ તત્ત્વમાં વિશ્રામ પામ્યા અને એ વિચાર અનેક રીતે આગળ વિકસતો અને વિસ્તરતો ગયો.

### શ્રમણ અને બ્રાહ્મણ વિચારધારાની એક ભૂમિકા

સમભાવના ઉપાસકો સમન કે સમણ કહેવાયા. સંસ્કૃતમાં એનું શમન અને શ્રમણ એવું રૂપાંતર થયું છે. પણ સમ શબ્દ સંસ્કૃત જ

હોઈ તેનુ સંસ્કૃતમા શ્રમન એવુ રૂપ બને છે બ્રહ્મના ઉપાસકો અને ચિંતકો બ્રાહ્મણ કહેવાયા પહેલો વર્ગ મુખ્યપણે આત્મલક્ષી રહ્યો બીજો વર્ગ વિશ્વપ્રકૃતિમાથી પ્રેરણા પામેલો અને તેના જ પ્રતીકો દ્વારા સૂક્ષ્મતમ તત્ત્વ સુધી પહોચેલો તેથી મુખ્યપણે પ્રકૃતિલક્ષી રહ્યો આ રીતે બ ને વર્ગની બુદ્ધિનુ આદ્ય પ્રેરક સ્થાન જુદુ જુદુ હતુ, પણ બ ને વર્ગની બુદ્ધિના વહેણો તો કોઈ અ તિમ સત્ય ભણી જ વહે જતા હતા

વચના અનેક ગાળાઓમા આ બ ને વર્ગોની દિશા ફટાની કે ફટાયા જેવી લાગતી. ક્યારેક એમા સઘર્ષ પણ જ મતો પણ સમનો આત્મલક્ષી પ્રવાહ છેવટે સમગ્ર વિશ્વમા ચેતનતત્ત્વ છે, અને એવુ તત્ત્વ બધા દેહધારીઓમા સ્વભાવે સમાન જ છે એ સ્થાપનામા વિરમ્યો, તેથી જ તેણે પૃથ્વી પ ણી અને વનસ્પતિ સુધ્ધામા ચેતનતત્ત્વ નિરખ્યુ અને અનુભવ્યુ બીજી બાજુ પ્રકૃતિલક્ષી બીજો વિચારપ્રવાહ વિશ્વના અનેક બાહ્ય પાસાઓને સ્પર્શતો સ્પર્શતો અ તર તરફ વળ્યો અને એણે ઉપનિષ મ ગમા એ સ્પષ્ટપણે સ્થાપ્યુ કે જે અભિન વિશ્વના મૂળમા એક સત્ કે બ્રહ્મ તત્ત્વ છે તે જ દેહધારી જીવવ્યક્તિમા પણ છે આમ પહેલા પ્રવાહમા વ્યક્તિગત ચિંતન સમગ્ર વિશ્વના સમભાવમા પરિણમ્યુ અને તેને આધારે જીવનનો આચારમાર્ગ પણ ગોઠવાયો બીજી બાજુ વિશ્વના મૂળમા દેખાયેલુ પરમ તત્ત્વ તે જ વ્યક્તિગત જીવ છે જીવવ્યક્તિ એ પરમ તત્ત્વથી ભિન્ન છે જ નહી, એવુ અદ્વૈત પણ સ્થપાનુ અને એ અદ્વૈતને આધારે જ અનેક આચારોની યોજના પણ થઈ ગઈ આ બ્રહ્મપુત્રાના પ્રભવસ્થાનો જુ । જુદા, પણ છેવટે તે બ ને પ્રવાહો એક જ મહાસમુ મા મળે છે તે જ પ્રમાણે આત્મલક્ષી અને પ્રકૃતિલક્ષી બન્ને વિચારની ધારાઓ અતે એક જ ભૂમિકા ઉપર આવી મળી જો દેખાતો હોય તો તે માત્ર શાબ્દિક અને બહુ બહુ તો વચ્ચના ગાળામા સઘર્ષને પરિણામે ઉત્પન્ન થયેલા સસ્કારોને કારણે

### શાશ્વત વિરોધ છતાં એકતાની પ્રેરક પરમાર્થદૃષ્ટિ

એ ખરું છે કે સમાજમાં, શાસ્ત્રોમાં અને શિલાલેખ આદિમાં પણ બ્રહ્મ અને સમની આસપાસ પ્રવર્તેલા વિચાર અને આચારના ભેદો કે વિરોધોની નોંધ છે. આપણે બૌદ્ધ પિટકો, જૈન આગમો અને અશોકના શિલાલેખો તેમ જ બીજા અનેક ગ્રંથોમાં બ્રાહ્મણ અને શ્રમણ એ બે વર્ગોનો ઉલ્લેખ જોઈએ છીએ. મહાભાષ્યકાર પતંજલિએ આ બંને વર્ગો શાશ્વત વિરોધીરૂપે પણ નિર્દેશ્યા છે. આમ છતાં ઉપર દર્શાવવામાં આવ્યું છે તેમ, એ બન્ને પ્રવાહો પોતપોતાની રીતે એક જ પરમ તત્ત્વને સ્પર્શે છે એવું પ્રતિપાદન કરવામાં આવે તો એ કઈ દૃષ્ટિએ? આ પ્રશ્નનો ખુલાસો કર્યા વિના તત્ત્વજિજ્ઞાસા સંતોષાતી નથી.

એ દૃષ્ટિ તે પરમાર્થની. પરમાર્થદૃષ્ટિ કુળ, જાતિ, વંશ, ભાષા, ક્રિયાકાંડ અને વેશ આદિના ભેદોને અતિક્રમી વસ્તુના મૂળગત સ્વરૂપને નિહાળે છે. એટલે તે સહેજે અભેદ કે સમતા ભણી જ વળે છે. વ્યવહારમાં ઊભા થતા ભેદો અને વિરોધો સંપ્રદાયો તેમ જ તેના અનુગામીઓમાં પ્રવર્તેલા, અને ક્યારેક તેમાંથી સંઘર્ષ પણ જન્મેલો. એ સંઘર્ષના સૂચક બ્રાહ્મણ-શ્રમણ વર્ગોના ભેદોની નોંધ તો સચવાઈ, પણ એની સાથે સાથે પરમાર્થદૃષ્ટિને પામેલ એવા પ્રાજ્ઞ પુરુષોએ જે ઐક્ય જોયું કે અનુભવ્યું તેની નોંધ પણ અનેક પરંપરાના અનેક શાસ્ત્રોમાં સચવાઈ છે. જૈન આગમો કે જેમાં બ્રાહ્મણ અને શ્રમણ વર્ગોના ભેદનો નિર્દેશ છે તેમાં જ સાચા બ્રાહ્મણ અને સાચા શ્રમણનું સમીકરણ જોવા મળે છે. બૌદ્ધ પિટકોમાં પણ એવું જ સમીકરણ છે. મહાભારતમાં વ્યાસે સ્થળે સ્થળે સાચા બ્રાહ્મણની વ્યાખ્યા સાચા શ્રમણરૂપે જ આપી છે. વનપર્વમાં અજગરરૂપે અવતરેલ નહુષે સાચો બ્રાહ્મણ કોણ એવો પ્રશ્ન યુધિષ્ઠિરને પૂછ્યો છે. ઉત્તરમાં યુધિષ્ઠિરના મુખે મહર્ષિ વ્યાસે કહ્યું છે કે દરેક જન્મ લેનાર સંકર પ્રજા છે. મનુના શબ્દો ટાંકી વ્યાસે સમર્થન કર્યું છે કે પ્રજામાત્ર સંકરજન્મા

મમલો માગ' બ્રાહ્મણ્યમેવ સત્। એના જ્યેષ્ઠ બંધુ અસંગે પણ એવી મતનમની સૂચના ક્યાંક કરી છે

પરમાર્થદૃષ્ટિની આ પરંપરા સાંપ્રદાયિક ગણાય એવા નરસિંહ મહેતામાં વ્યક્ત થઈ છે આખા વિશ્વમાં એક તત્ત્વરૂપે એમણે હરિનું કીર્તન કર્યું અને પછી એ હરિના ભક્ત વૈષ્ણવજનના એક લક્ષણરૂપે 'સમ દૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી' એમ પણ કહ્યું એ જ રીતે સાંપ્રદાયિક મનાતા ઉપાધ્યાય યશોવિજયજીએ પણ કહ્યું કે સમત્વ પ્રાપ્ત કરવું એ જ બ્રહ્મપદની પ્રાપ્તિ છે

છે ને આ પરમાર્થ અને વ્યવહારદૃષ્ટિનો ભેદ તેમ જ પરમાર્થ દૃષ્ટિની યથાર્થતા તો એ બીજી રીતે પણ સાચી છે એ બ્રાહ્મણીના હાથનું ભોજન તેમણે ન સ્વીકાર્યું ત્યારે તેમણે કહ્યું કે આ તો મારો એક કુટુંબગત નાગર સંસ્કાર છે, એનું વાસ્તવિકત્વ કે તર્કસિદ્ધ માનતો જ નથી માત્ર સંસ્કારને અનુસરું છું એટલું જ ખરી દૃષ્ટિ એમણે બીજે સ્થળે નિર્દેશી છે જૈન આગમ સૂત્રકૃતાંગની પ્રસ્તાવના લખતાં તેમણે કહ્યું છે 'જૈન (શ્રમણ) થયા વિના બ્રાહ્મણ થવાતું નથી અને 'બ્રાહ્મણ' થયા વિના 'જૈન' થવાતું નથી તાત્પર્ય કે જૈન ધર્મનું તત્ત્વ દૃષ્ટિબિંદુઓને અને મનોવૃત્તિઓને ઉદાત્ત બનાવવામાં છે અને બ્રાહ્મણ ધર્મનું તત્ત્વ વિશ્વની વિશાળતા આત્મામાં ઉતારવામાં છે'

આટલા સંક્ષેપ ઉપરથી આપણે એટલું પામી શકીએ છીએ કે બુદ્ધિ ઉદાર એ જ મધ્યમાં વિરમે છે અને સાથે એ પણ સમજી શકીએ છીએ કે વ્યવહારના ગમે તેટલા ભેદો અને વિરોધો અસ્તિત્વમાં હોય છતાં પરમાર્થદૃષ્ટિ કદી લોપાતી નથી

[ગુજરાતી સાહિત્ય પરિષદના સને ૧૯૫૯ના ઓક્ટોબરમાં અમદાવાદમાં ભરાયેલ અધિવેશનના તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે આપેલ વ્યાખ્યાનમાંથી]

# ૧૭
# ચાર સંસ્થાઓ

### [૧] સંઘસંસ્થા ચતુર્વિધ સંઘ

**ભગવાન મહાવીરે** જ્યારે વર્ણબંધનનો છેદ ઉડાડી મૂક્યો ત્યારે ત્યાગના દૃષ્ટિબિંદુ ઉપર પોતાની સંસ્થાના વર્ગો પાડ્યા. મુખ્ય બે વર્ગ: એક ઘરબાર અને કુટુંબકબીલા વિનાનો ફરતો અનગાર વર્ગ અને બીજો કુટુંબકબીલામાં રાચનાર સ્થાનબદ્ધ અગારી વર્ગ. પહેલો વર્ગ પૂર્ણ ત્યાગી, એમાં સ્ત્રી અને પુરુષ બંને આવે, અને તે સાધુસાધ્વી કહેવાય. બીજો વર્ગ પૂર્ણ ત્યાગનો ઉમેદવાર, એમાં પણ સ્ત્રી અને પુરુષ બન્ને આવે અને તે શ્રાવક-શ્રાવિકા કહેવાય. આ રીતે ચતુર્વિધ સંઘવ્યવસ્થા—અથવા બ્રાહ્મણ-પંથના પ્રાચીન શબ્દનો નવેસર ઉપયોગ કરીએ તો ચતુર્વિધ વર્ણ-વ્યવસ્થા—રચાઈ. સાધુસંઘની વ્યવસ્થા સાધુઓ કરે. એના નિયમો એ સંઘમાં અત્યારે પણ છે અને શાસ્ત્રમાં પણ બહુ સુંદર અને વ્યવસ્થિત રીતે ગૂંથાયેલા છે. સાધુસંઘ ઉપર શ્રાવકસંઘનો અંકુશ નથી એમ કોઈ ન સમજે. એને નિર્ભીક સાચું કાર્ય કરવા સાધુ સંઘ સ્વતંત્ર જ છે, પણ ક્યાંય ભૂલ દેખાય અથવા તો મતભેદ હોય અથવા તો સારા કાર્યમાં પણ ખાસ મદદની અપેક્ષા હોય ત્યાં સાધુસંઘે પોતે જાતે જ શ્રાવકસંઘનો અંકુશ પોતાની ઇચ્છાથી જ સ્વીકાર્યો છે. એ જ રીતે શ્રાવકસંઘનું બંધારણ ઘણી રીતે જુદું હોવા છતાં તે સાધુસંઘનો અંકુશ સ્વીકારતો જ આવ્યો છે. આ

રીતે પરસ્પરના સહકારથી એ બંને સંઘો એકંદર હિતકાર્ય જ કરતા આવ્યા છે.

[દઅચિ૦ ભા૦ ૧, પૃ૦ ૩૭૭-૩૭૮]

## [૨] સાધુસંસ્થા

આજની સાધુસંસ્થા ભગવાન મહાવીરને તો આભારી છે, પણ એ સંસ્થા તો એથીયે જૂની છે. ભગવતી જેવા આગમોમાં અને બીજા જૂના ગ્રંથોમાં પાર્શ્વાપત્ય એટલે પાર્શ્વનાથના શિષ્યોની વાતો આવે છે. તેમાંના કેટલાક ભગવાન પાસે જતાં ખચકાય છે. કેટલાક તેમને ધર્મવિરોધી સમજી પજવે છે. કેટલાક ભગવાનને હરાવવા કે તેમની પરીક્ષા કરવા ખાતર તરેહતરેહના પ્રશ્નો કરે છે. પણ છેવટે એ પાર્શ્વાપત્યની પરંપરા ભગવાન મહાવીરની શિષ્યપરંપરામાં કાં તો સમાઈ જાય છે અને કાં તો તેમાંનો કેટલોક ભાગ આપોઆપ ખરી જાય છે અને એકંદર પાછો ભગવાનનો સાધુસંઘ નવે રૂપે જ ઊભો થાય છે. તે એક સંસ્થાના રૂપમાં ગોઠવાઈ જાય છે.

### ડહાપણ ભરેલું બંધારણ

તેના રહેણીકરણીના, અરસપરસના વહેવારના અને કર્તવ્યોના નિયમો ઘડાય છે. એ નિયમના પાલન માટે અને એમાં કોઈ ભંગ કરે તો એને શાસન કરવા માટે સુવ્યવસ્થિત રાજતંત્રની પેઠે એ સાધુસંસ્થાના તંત્રમાં પણ નિયમો ઘડાય છે. નાનામોટા અધિકારીઓ નિમાય છે. એ બધાના કામોની મર્યાદા બંધાય છે. સંઘસ્થવિર, ગચ્છસ્થવિર, આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, ગણી વગેરેની મર્યાદાઓ, અરસપરસના સંબંધો, કામના વિભાગો, એકબીજાની તકરારના ફેંસલાઓ, એક બીજા ગચ્છની અંદર કે એકબીજા ગુરુની પાસે જવાઆવવાના, શીખવાના, આહાર વગેરેના નિયમોનું જે વર્ણન છેદસૂત્રોમાં મળે છે, તે જોઈ સાધુસંસ્થાના બંધારણ પરત્વેના આચાર્યોના ડહાપણ વિશે માન ઉત્પન્ન થયા વિના રહેતું નથી. એટલું જ નહિ, પણ આજ

કોઈ પણ મહતી સંસ્થાને પોતાનું બંધારણ બાંધવા અથવા વિચાર કરવા માટે એ સાધુસંસ્થાના બંધારણનો અભ્યાસ બહુ જ મદદગાર થઈ પડે તેમ મને સ્પષ્ટ લાગ્યું છે

### ભિક્ષુણીસંઘ અને તેની બૌદ્ધસંઘ ઉપર અસર

આ દેશના ચારે ખૂણામાં સાધુસંસ્થા ફેલાઈ ગઈ હતી ભગવાનના અસ્તિત્વ દરમિયાન ચૌદ હજાર ભિક્ષુ અને છત્રીસ હજાર ભિક્ષુણીઓ હોવાનું કથન છે તેમના નિર્વાણ પછી એ સાધુસંસ્થામાં કેટલો ઉમેરો થયો કે કેટલો ઘટાડો થયો તેની ચોક્કસ વિગત આપણી પાસે નથી છતાં એમ લાગે છે કે ભગવાન પછીની અમુક સદીઓ સુધી તો એ સંસ્થામાં ઘટાડો નહિ જ થયો હોય વધારો થયો હશે સાધુસંસ્થામાં સ્ત્રીઓને સ્થાન કાંઈ ભગવાન મહાવીરે જ પહેલવહેલું નથી આપ્યું તેમના પહેલાં ભિક્ષુણીઓ જૈન સાધુસંઘમાં હતી અને બીજા પરિવ્રાજક પંથોમાં પણ હતી છતાં પણ એટલું તો ખરું જ કે ભગવાન મહાવીરે પોતાના સાધુસંઘમાં સ્ત્રીઓને ખૂબ અવકાશ આપ્યો અને એની વ્યવસ્થા વધારે મજબૂત કરી એનું પરિણામ બૌદ્ધ સાધુસંઘ ઉપર પણ થયું બુદ્ધ ભગવાન સાધુસંઘમાં સ્ત્રીઓને સ્થાન આપવા ઇચ્છતા ન હતા પણ તેમને છેવટે સાધુસંસ્થામાં સ્ત્રીઓને સ્થાન આપવું પડ્યું આ તેમના પરિવર્તનમાં જૈન સાધુસંસ્થાની કાંઈક અસર અવશ્ય છે એમ વિચાર કરતાં લાગે છે

### સાધુનું ધ્યેય જીવનશુદ્ધિ

સાધુ એટલે સાધક સાધક એટલે અમુક ધ્યેયની સિદ્ધિ માટે સાધના કરનાર તે ધ્યેયનો વિચાર કરતાં જૈન સાધુઓનું ધ્યેય મુખ્યપણે તો જીવનશુદ્ધિ જ નક્કી કરવામાં આવેલું છે જીવનને શુદ્ધ કરવું એટલે તેનાં બંધનો તેના મળો તેના વિક્ષેપો અને તેની સંકુચિતતાઓ ટાળવી ભગવાને પોતાના જીવન મારફત સમજાવીને એવો પદાર્થપાઠ શીખવ્યો છે કે જ્યાં સુધી પોતે પોતાનું જીવન અંતર્મુખ

થઈ તપાસી ન લે, શોધી ન લે, પોતે વિચાર અને વર્તનમા સ્થિર ન થાય, પોતે પોતાના ધ્યેય પરત્વે સ્પષ્ટ ભાન કરે ત્યા સુધી તે બીજાને શી રીતે દોરી શકે? ખાસ કરી આધ્યાત્મિક જીવન જેવી મહત્ત્વની બાબતમા જો કોઈની દોરવણી કરવાની હોય તો પહેલા—એટલે કે બીજાના ઉપદેશક અથવા ગુરુ થયા પહેલા—પોતાની જાતને એ બાબતમા ખૂબ તૈયાર કરી લેવી જોઈએ એ તૈયારીનો સમય એ જ સાધનાનો સમય આવી સાધના માટે એકાંત જગ્યા, સ્નેહીઓ અને બીજા લોકોથી અલગપણુ, કોઈ પણ સામાજિક કે બીજી ખટપટમા માથુ ન મારવાપણુ અમુક પ્રકારના ખાનપાનના અને રહેણીકરણીના નિયમો—એ બધુ યોજાયેલુ હતુ

## સ્થાનાતર અને લોકોપકાર

એ સસ્થામા એવા અસાધારણ પુરુષો પાક્યા છે કે જેમની અતર્દષ્ટિ અને સૂક્ષ્મ વિચારણા કાયમ હતી કેટલાક એવા પણ થઈ ગયા છે કે જેમની બહિર્દષ્ટિ તો હતી છતા અતર્દષ્ટિ પણ ભુલાઈ ન હતી કેટલાક એવા પણ થઈ ગયા છે કે જેમનામા અતર્દષ્ટિ નહિવત્ અથવા તદ્દન ગૌણ થઈ હતી અને બહિર્દષ્ટિ જ મુખ્ય થઈ ગઈ હતી ગમે તેમ હો છતા એક બાજુ સમાજ અને કુળધર્મ તરીકે જૈનપણાનો વિસ્તાર થતો ગયો અને એ સમાજમાથી જ સાધુઓ થઈ સસ્થામા દાખલ થતા ગયા અને બીજી બાજુ સાધુઓનુ વસતિસ્થાન પણ ધીરે ધીરે બદલાતુ ચાલ્યુ જગલો ટેકરીઓ અને શહેરની બહારના ભાગમાથી સાધુગણ લોકવસતિમા આવતો ગયો સાધુસસ્થાએ જનસમુદાયના સ્થાન નહિ અનિચ્છાએ લોકસસર્ગજનિત કેટલાક દોષો સ્વીકાર્યા હોય તો તેની સાથે જ તે સસ્થાએ લોકોમા કેટલાક પોતાના ખાસ ગુણો પણ દાખલ કર્યા છે અને તેમ કરવાનો ભગીરથ પ્રયત્ન કર્યો છે જો કે કેટલાક ત્યાગીઓ માત્ર અતર્દષ્ટિવાળા હતા અને જેમણે પોતાના જીવનના આધ્યાત્મિક

શાતિ સાધી હતી એવાઓના શુભ અને શુદ્ધ કૃત્યની નોધ તો એમની સાથે જ ગઈ, કારણ કે એમને પોતાના જીવનની યાદી બીજાઓને સોપવાની કશી પડી જ ન હતી પણ જેઓએ અતર્દષ્ટિ હોવા છતા કે ન હોવા છતા અગર ઓછીવત્તી હોવા છતા, લોકમાનસમા પોતાના પ્રયત્નનો ફાળો આપેલો હતો એની નોધ આપણી સામે વજ્રલિપિમા લખાયેલી છે—એકવારના માસભોજી અને મદ્યપાયી જૈન સમાજમા જે માસ અને મદ્ય તરફની અરુચિ અથવા તેના સેવનમા અધમબુદ્ધિ ઉપન્ન થઈ છે તેનુ શ્રેય કાઈ સાધુસસ્થાને ભાગે ઓછુ નથી સાધુસસ્થાનુ રાતદિવસ એક કામ તો ચાલ્યા જ કરતુ કે તેઓ જ્યા જાય ત્યા સાત વ્યસનના ત્યાગનો શબ્દથી અને જીવનથી પદાર્થપાઠ શીખવે માસનો તિરસ્કાર દારૂની ઘૃણા અને વ્યભિચારની અપ્રતિષ્ઠા તેમ જ બ્રહ્મચર્યનુ બહુમાન—આટલુ વાતાવરણ લોકમાનસમા ઉતારવામા જૈન સાધુસસ્થાનો અસાધારણ ફાળો છે એની કોઈ ના પાડી શકે નહિ

[ દઅચિ૦ ભા૦ ૧ પૃ૦ ૪૧૨ ૪૧૬ ]

### [ ૩ ] તીર્થસસ્થા

જ્યા ધાર્મિક આત્માઓનો કાઈ પણ સબધ રહ્યો હોય અગર જ્યા કુદરતી સુન્દરતા હોય અથવા એ બેમાથી એક ન હોય છતા જ્યા કોઈ પૈસાદારે પુષ્કળ નાણુ ખરચી ઇમારતની સ્થાપત્યની મૂર્તિની કે એવી કાઈ વિશેષતા આણી હોય ત્યા ઘણેભાગે તીર્થ ઊભા થઈ જાય છે ગામ અને શહેરો ઉપરાત સમુદ્રતટ નદીકાઠા બીજા જળાશયો અને નાનામોટા પહાડો એ જ મોટેભાગે તીર્થ તરીકે પ્રસિદ્ધ છે

જૈન તીર્થો જળાશય પાસે નથી આવ્યા એમ તો નથી જ સુંદર તીર્થો ગગા જેવી મહતી નદીને કિનારે અને બીજા જળાશયો પાસે આવેલા છે તેમ છતા સ્થાન પરત્વે જૈન તીર્થોની ખાસ વિશેષતા પહાડોની પસદગીમા છે પૂર્વ હિન્દુસ્તાન કે પશ્ચિમ હિન્દુસ્તાન દક્ષિણ

હિંદુસ્તાન કે ઉત્તર હિંદુસ્તાન—જ્યાં જાઓ ત્યાં જૈનોનાં પ્રધાન તીર્થો ટેકરીઓ અને પહાડોની ઉપર જ આવેલાં છે. માત્ર શ્વેતાંબર સંપ્રદાય જ નહિ પણ દિગંબર સંપ્રદાય સુધ્ધાંની સ્થાન પરત્વે ખાસ પસંદગી પહાડોની જ છે. જ્યાં શ્વેતાંબરોને જરા પણ સંબંધ નથી, અવરજવર નથી એવાં કેટલાંક ખાસ દિગંબરોનાં તીર્થો દક્ષિણ હિંદુસ્તાનમાં છે અને તે પણ પહાડી ભાગમાં આવેલાં છે. આ ઉપરથી એટલું જ ફલિત થાય છે કે તીર્થના પ્રણેતા સત્પુરુષોનું મન કેવાં કેવાં સ્થાનોમાં વધારે લાગતું અને તેઓ કઈ જાતનાં સ્થાનો પસંદ કરતા. વળી ભક્તવર્ગ હો કે મનુષ્યમાત્ર હો, તેમને એકાંત અને કુદરતી સુંદરતા કેવી ગમે છે એ પણ એ તીર્થસ્થાનોના વિકાસ ઉપરથી જાણી શકાય છે. ગમે તેટલું ભોગમય અને ધમાલિયું જીવન ગાળ્યા પછી પણ છેવટે અથવા વચ્ચે વચ્ચે ક્યારેક ક્યારેક માણસ આરામ અને આનંદ માટે કયા અને કેવા સ્થાન તરફ દૃષ્ટિ દોડાવે છે એ આપણે તીર્થસ્થાનોની પસંદગી ઉપરથી જાણી શકીએ છીએ.

તીર્થોના વિકાસમાં મૂર્તિપ્રચારનો વિકાસ છે. અને મૂર્તિપ્રચારની સાથે જ મૂર્તિનિર્માણકળા તેમ જ સ્થાપત્યકળા સંકળાયેલાં છે. આપણા દેશના સ્થાપત્યમાં જે વિશેષતાઓ અને જે મોહકતાઓ છે તે તીર્થસ્થાનો અને મૂર્તિપૂજાને જ મુખ્યપણે આભારી છે. ભોગસ્થાનોમાં સ્થાપત્ય આવ્યું છે ખરું, પણ તેનું મૂળ ધર્મસ્થાનો અને તીર્થસ્થાનોમાં જ છે.

**દેવદ્રવ્યના રક્ષણની સુંદર વ્યવસ્થા**

જૈનોનાં તીર્થો એ કાંઈ બે-પાંચ કે દશ થી પણ સેંકડોની સંખ્યામાં, અને તે પણ દેશના કોઈ એક જ ભાગમાં નહિ, પરંતુ જ્યાં જાઓ ત્યાં ચારે તરફ મળી આવે છે એ જ એક વખતના જૈન સમાજના વિસ્તારનો પુરાવો છે. જૈન તીર્થોની ખાસ એક સંસ્થા જ છે. ઘરમંદિરો અને તદ્દન ખાનગી માલિકીનાં મંદિરોને બાજુએ મૂકીએ તોપણ જેના ઉપર નાનામોટા સંઘની માલિકી હોય, દેખરેખ હોય

એવા સંઘમાલિકીના મંદિરોના નાનામોટા ભંડારો હોય છે એ ભંડારોમાં નાણાંનું ખાસું ભંડોળ હોય છે જે દેવદ્રવ્ય કહેવાય છે એમાં શંકા નથી કે આ દેવદ્રવ્ય એકઠું કરવામાં તેની સારસંભાળ રાખવામાં અને તે ભરખાઈ ન જાય તે માટે આપના ધ્યાને લેવામાં જૈન સંઘે ખૂબ ચાતુરી અને ઈમાનદારી વાપરી છે હિંદુસ્તાનમાંના બીજા કોઈ સંપ્રદાયના દેવદ્રવ્યમાં જૈન સંપ્રદાયના દેવદ્રવ્ય જેટલી ચોખવટ તમે ભાગ્યે જ જોશો એ જ રીતે દેવદ્રવ્ય એના ઉદ્દેશ સિવાય બીજે ક્યાંય ખર્ચાય નહિ વેડફાય નહિ અને કોઈ એ પચાવી ન જાય એ માટે પણ જૈન સંઘે એક નૈતિક અને વ્યાવહારિક સુંદર વાતાવરણ ઊભું કર્યું છે

**જાણવા જેવી બાબતો**

તીર્થસંસ્થા સાથે મૂર્તિનો મંદિરનો ભંડારનો અને સંઘ નીકળવાનો એ ચાર બાબતે મનોરંજક અને મહત્ત્વના ઇતિહાસો છે લાકડા ધાતુ અને પથ્થરે મૂર્તિ અને મંદિરો કેવી કેવી રીતે ક્યા ક્યા જમાનામાં, ક્યો કેવો ભાગ ભજવ્યો એક પછી બીજી અવસ્થા કેવી કેવી રીતે આવતી ગઈ ભંડારોમાં અવ્યવસ્થા અને ગરબડ કેવી રીતે આવ્યાં અને તેની જગ્યાએ પાછી વ્યવસ્થા અને નિયંત્રણ કેવી રીતે દાખલ થયાં નજીકના અને દૂરના તીર્થોમાં હજારો અને લાખો માણસોના સંઘો યાત્રાએ કેવી રીતે જતા અને એની સાથે એ શું શું કામો કરતા—એ બધા ઇતિહાસ બાબતે જાણવા જેવો છે

ત્યાગ શાન્તિ અને વિવેક કેળવવાની ભાવનામાંથી જ આપણે તીર્થો ઊભાં કર્યાં છે અને ત્યાં જવાનો તથા તેની પાછળ શક્તિ, સંપત્તિ અને સમય ખરચવાનો આપણો ઉદ્દેશ પણ એ જ છે

[દઅચિ ભા ૧ પૃ ૪૦૫ ૪૦૮]

## [૪] જ્ઞાનસંસ્થા—જ્ઞાનભંડારો

જ્યાં માનવજાત છે ત્યાં જ્ઞાનનો આદર સહજ હોય જ છે

અને હિંદુસ્તાનમાં તો જ્ઞાનની પ્રતિષ્ઠા હજારો વર્ષથી ચાલી આવે છે. બ્રાહ્મણ અને શ્રમણ સંપ્રદાયની ગંગાયમુનાની ધારાઓ માત્ર વિશાળ જ્ઞાનના પટ ઉપર જ વહેતી આવી છે, અને વહે જાય છે. ભગવાન મહાવીરનું તપ એમને બીજું કાંઈ જ નહિ, પણ જ્ઞાનની ઊંડી શોધ જ શોધ માટે એમણે તન તોડ્યું, રાતદિવસ ન ગણ્યા અને તેમની એ ઊંડી શોધ જાણવા-સાંભળવા હજારો માણસોની મેદની તેમની સામે ઊભરાતી. તે શોધ એ જ જ્ઞાન અને એના ઉપર જ ભગવાનના પંથનું મંડાણ છે.

## જ્ઞાન અને તેનાં સાધનોનો મહિમા

એ જ્ઞાનો શ્રુત અને આગમ નામ ધારણ કર્યું. એમાં ઉમેરો પણ થયો અને સ્પષ્ટતાઓ પણ થતી ચાલી. જેમ જેમ એ શ્રુત અને આગમના માનસરોવરને કિનારે જિજ્ઞાસુ હંસો વધારે અને વધારે આવતા ગયા તેમ તેમ એ જ્ઞાનનો મહિમા વધતો ચાલ્યો. એ મહિમાની સાથે જ એ જ્ઞાનને મૂર્ત કરનાર એનાં સ્થૂળ સાધનોનો પણ મહિમા વધતો ચાલ્યો. સીધી રીતે જ્ઞાન સાચવવાના માત્ર કાગળ પુસ્તક પાનાં જ નહિ, પણ તેના ઠામઠામના આશ્રય-કાગળ-નાં પૂંઠાં, લેખણ, શાહીનો પણ જ્ઞાનના ભેદનો જ આદર થવા લાગ્યો. એટલું જ નહિ, પણ એ પોથી પાનાનાં બંધનો તેને રાખવા જેવાં સાધનો ઉપકરણો પણ બહુ જ સંઘરાવા લાગ્યાં. જ્ઞાન આપવા અને મેળવવામાં જેટલું પુણ્ય કાર્ય, તેટલું જ જ્ઞાનના સ્થૂળ ઉપકરણ આપવા અને લેવામાં પુણ્ય મનાવા લાગ્યું.

## જ્ઞાનભંડારોની સ્થાપના અને તેનો વિકાસ

એક બાજુ શાસ્ત્રસમૃદ્ધિ અને લખાણનો વધતો જતો મહિમા અને બીજી બાજુ સંપ્રદાયોની જ્ઞાન વિશેની હરીફાઈઓ—આ બે કારણોને લીધે પોતપોતાની એકધારી મોટે પાયે ચાલી આવતી જ્ઞાનસંસ્થા આખી જ ફેરવાઈ ગઈ અને મોટા મોટા ભંડારરૂપમાં દેખાવા લાગી.

દરેક ગામ અને શહેરના સંઘને એમ લાગે જ કે અમારે ત્યાં જ્ઞાનભંડાર હોવો જ જોઈએ. દરેક ત્યાગી સાધુ પણ જ્ઞાનભંડારની રક્ષા અને વૃદ્ધિમાં જ ધર્મની રક્ષા માનતો થઈ ગયો. પરિણામે આખા દેશમાં, એક છેડેથી બીજા છેડા સુધી જૈન જ્ઞાનસંસ્થા ભંડારરૂપે વ્યવસ્થિત થઈ ગઈ. ભંડારો પુસ્તકોથી ઊભરાવા લાગ્યા. પુસ્તકોમાં પણ વિવિધ વિષયોનું અને વિવિધ સંપ્રદાયોનું જ્ઞાન સંઘરાતું ગયું. સંઘના ભંડારો, સાધુના ભંડારો અને વ્યક્તિગત માલિકીના પણ ભંડારો—એમ ભગવાનના શાસનમાં ભંડારો જ ભંડારો અને ભંડારો જ થઈ ગયા! એની સાથે જ મોટો લખનારો વર્ગ ઊભો થયો. લેખનકળા વિકાસ પામી અને અભ્યાસીવર્ગ પણ ભારે વધ્યો. છાપવાની કળા અહીં આવી ન હતી ત્યારે પણ કોઈ એક નવો ગ્રંથ રચાયો કે તરત જ તેની સેંકડો નકલો થઈ જતી અને દેશના બધા ખૂણે વિદ્વાનોમાં વહેંચાઈ જતી. આ રીતે જૈન સંપ્રદાયમાં જ્ઞાનસંસ્થાની ગંગા અવિચ્છિન્નપણે વહેતી આવી છે. જ્ઞાન તરફની ઉત્કટ જૈન ભક્તિના પરિણામે આજે પણ એ ભંડારો એટલા બધા છે અને એમાં એટલું બધું વિવિધ તેમ જ જૂનું સાહિત્ય છે કે તેનો અભ્યાસ કરવા માટે વિદ્વાનો પણ ઓછા પડે છે. પરદેશના અને આ દેશના કોઈ કોઈ શોધકો અને વિદ્વાનોએ આ ભંડારોની પાછળ વર્ષો ગાળ્યાં છે અને એમાંની વસ્તુ તથા એનો પ્રાચીન રક્ષાપ્રબંધ જોઈ તેઓ ચકિત થયા છે.

### બ્રાહ્મણ અને જૈન ભંડારો વચ્ચે ફેર

બ્રાહ્મણ સંપ્રદાયના અને જૈન સંપ્રદાયના ભંડારો વચ્ચે એક ફેર છે અને તે એ કે બ્રાહ્મણના ભંડારો વ્યક્તિની માલિકીના હોય છે, જ્યારે જૈન ભંડારો બહુધા સંઘની માલિકીના જ હોય છે અને ક્વચિત્ વ્યક્તિની માલિકીના હોય ત્યાં પણ તેનો સદુપયોગ કરવા માટે તે વ્યક્તિ માલિક છે અને દુરુપયોગ થતો હોય ત્યાં છેવટે સંઘની જ સત્તા આવી ઊભી રહે છે. બ્રાહ્મણો પાસેના માલિકીના જ પુસ્તકો

માથી ચોમાસાનો ભેજ ઉડાવવા અને પુસ્તકોની સારસભાળ લેવા ત્રણ દિવસનુ સરસ્વતીશયન નામનુ પર્વ ઊજવે છે જ્યારે જૈનો કાર્તિક શુદી પચમીને જ્ઞાનપચમી કહી તે વખતે પુસ્તકો અને ભડારોને પૂજે છે, અને એ નિમિત્તે ચોમાસામાથી સભવતો બગાડ ભડારોમાથી દૂર કરે છે આ રીતે જૈન જ્ઞાનસસ્થા, જે એકવાર માત્ર મૌખિક હતી તે અનેક ફેરફાર પામતી પામતી, અને ઘટાડોવધારો અને અનેક વિવિધતા અનુભવતી અનુભવતી આજે મૂર્તરૂપે આપણી સામે છે

[ દઅચિ૦ ભા૦ ૧, પૃ૦ ૩૭૩-૩૭૫ ]

**જૈન ભડારોની અસાપ્રદાયિક દૃષ્ટિ**

સેકડો વર્ષોથી ઠેર ઠેર સ્થાપન થયેના મોટા મોટા જૈન જ્ઞાન ભડારોમા ફક્ત જૈન શાસ્ત્રોનુ કે અધ્યાત્મશાસ્ત્રનુ જ સગ્રહ સરક્ષણ નથી થયુ બલ્કે એની મારફત અનેક પ્રકારના લૌકિક શાસ્ત્રોનુ અસાપ્રદાયિક દૃષ્ટિએ સગ્રહ સરક્ષણ પણ થયુ છે વૈદક જ્યોતિષ, મત્રતત્ર સગીત, સામુદ્રિકશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર કાવ્ય નાટક, પુરાણ અલકાર અને કથાગ્રથો તેમ જ બધા દર્શનોના મહત્ત્વના શાસ્ત્ર—આ બધાનુ જૈન જ્ઞાનભડારોમા કેવળ સગ્રહ સરક્ષણ જ નથી થયુ બલ્કે એના અધ્યયન અને અધ્યાપન દ્વારા કેટલાક વિશિષ્ટ વિદ્વાનોએ એવી પ્રતિભામૂલક નવી કૃતિઓની રચના કરી કે જે બીજે દુર્લભ છે અને મૌલિક કહી શકાય એવી છે જૈન જ્ઞાનભડારોમાથી એવા ગ્રથો પણ ઉપલબ્ધ થયા છે જે બૌદ્ધ વગેરે અન્ય પરપરાઓના છે અને આજે દુનિયાના બીજા કોઈ પણ ભાગમા મૂળ સ્વરૂપે હજી સુધી ઉપલબ્ધ થયા નથી

[ દઔચિ૦ ખ૦ ૨, પૃ૦ ૫૧૮-૫૧૯ ]

## ૧૮
# પર્યુષણ અને સંવત્સરી

### જૈન તહેવારોનો ઉદ્દેશ

જૈન તહેવારો સૌથી જુદા પડે છે અને તે જુદાઈ એ છે કે જૈનોનો એક પણ નાનો કે મોટો તહેવાર એવો નથી કે જે અર્થ અને કામની ભાવનામાંથી અથવા તો ભય, લાલચ અને વિસ્મયની ભાવનામાંથી ઉત્પન્ન થયો હોય, અગર તો તેમાં પાછળથી સેળભેળ થએલી એવી ભાવનાનું શાસ્ત્રથી સમર્થન કરવામાં આવતું હોય. નિમિત્ત તીર્થંકરોના કોઈ પણ કલ્યાણકનું હોય અગર બીજું કાંઈ હોય, પણ એ નિમિત્ત ચાલતા પર્વ કે તહેવારનો ઉદ્દેશ માત્ર જ્ઞાન અને ચારિત્રની શુદ્ધિ તેમ જ પુષ્ટિ કરવાનો જ રાખવામાં આવેલો છે. એક દિવસના કે એથી વધારે દિવસના લાંબા એ બન્ને તહેવારો પાછળ જૈન પરંપરામાં માત્ર એ એક જ ઉદ્દેશ રાખવામાં આવ્યો છે.

### પર્યુષણ પર્વ અથવા અષ્ટાહ્નિકા

લાંબા તહેવારોમાં ખાસ છ અઠાઈઓ આવે છે. તેમાં પણ પર્યુષણની અઠાઈ એ સૌથી શ્રેષ્ઠ ગણાય છે. તેનું મુખ્ય કારણ તેમાં સાંવત્સરિક પર્વ આવે છે એ છે. આ આઠે દિવસ [illegible] જેમ બને તેમ ધંધોધાપો ઓછો કરવાનો, ત્યાગ તપ વધારવાનો, જ્ઞાન, ઉદારતા આદિ સદ્ગુણો પોષવાનો અને ઐહિક, પારલૌકિક કલ્યાણ થાય એવા જ કામો કરવાનો ખ્યાલ કરે છે. જ્યાં દેખો ત્યાં જૈન પરંપરામાં એક

ધાર્મિક વાતાવરણ, આષાઢ મહિનાના વાદળોની પેઠે ઘેરાઈ આવે છે. આવા વાતાવરણને લીધે અત્યારે પણ આ પર્વના દિવસોમાં નીચેની બાબતો સર્વત્ર નજરે પડે છે: (૧) ધમાલ ઓછી કરીને બને તેટલી નિવૃત્તિ અને ફુરસદ મેળવવાનો પ્રયત્ન. (૨) ખાનપાન અને બીજા કેટલાક ભોગો ઉપર ઓછાવત્તો અંકુશ. (૩) શાસ્ત્રશ્રવણ અને આત્મચિંતનનું વલણ. (૪) તપસ્વી અને ત્યાગીઓની તેમ જ સાધર્મિકોની યોગ્ય પ્રતિપત્તિ-ભક્તિ. (૫) જીવોને અભયદાન આપવાનો પ્રયત્ન. (૬) વેરઝેર વિસારી સહુ સાથે સાચી મૈત્રી સાધવાની ભાવના.

શ્વેતાંબરના બન્ને ફિરકાઓમાં એ અઠવાડિયું પજુસણ તરીકે જ જાણીતું છે અને સામાન્ય રીતે બન્નેમાં એ અઠવાડિયું એકસાથે જ શરૂ થાય છે અને પૂરું પણ થાય છે. પણ દિગંબર સંપ્રદાયમાં આઠને બદલે દશ દિવસો માનવામાં આવે છે અને પજુસણને બદલે એને દશલક્ષણી કહેવામાં આવે છે. તથા એનો સમય પણ શ્વેતાંબર પરંપરા કરતાં જુદો છે. શ્વેતાંબરોના પજુસણ પૂર્ણ થતાં જ બીજા દિવસથી જ દિગંબરોની દશલક્ષણી શરૂ થાય છે.

[દઅચિં૦ ભા૦ ૧, પૃ૦ ૩૩૫-૩૩૭]

આ અઠવાડિયામાં આપણે ભગવાન મહાવીરની પુણ્યકથા સાંભળીએ અને તેના મર્મ ઉપર વિચાર કરવા પૂરો અવકાશ મેળવી શકીએ. ભગવાને પોતાની કઠોર સાધના દ્વારા જે સત્યો અનુભવ્યાં હતાં અને તેમણે પોતે જ જે સત્યોને સમકાલીન સામાજિક પરિસ્થિતિ સુધારવા અમલમાં મૂક્યાં હતાં અને લોકો એ પ્રમાણે જીવન ઘડે એ હેતુથી જે સત્યોનો સમર્થ પ્રચાર કર્યો હતો, તે સત્યો સંક્ષેપમાં ત્રણ છે:

(૧) બીજાના દુઃખને પોતાનું દુઃખ લેખી જીવનવ્યવહાર ઘડવો, જેથી જીવનમાં સુખશીલતા અને વિષમતાના હિંસક તત્ત્વો પ્રવેશ ન પામે. (૨) પોતાની સુખસગવડનો, સમાજના હિત અર્થે, પૂર્ણ ભોગ આપવો, જેથી પરિગ્રહ બંધન મટી લોકોપકારમાં પરિણમે. (૩) સતત

વિચારવાનું છે અને હું જાણું છું ત્યાં લગી સામુદાયિક દૃષ્ટિએ આન્તરિક અવલોકનનું મહત્ત્વ જેટલું આ પર્વને અપાયું છે તેટલું બીજા કોઈ પર્વને બીજા કોઈ વર્ગે આપ્યું નથી. તેથી સમજાય છે કે સામુદાયિક દૃષ્ટિએ આન્તરિક અવલોકનપૂર્વક પોતપોતાની ભૂલ કબૂલવી અને જેના પ્રત્યે ભૂલ સેવાઈ હોય તેની સાચા દિલથી માફી માગવી અને સામાને માફી આપવી એ સામાજિક સ્વાસ્થ્ય માટે પણ કેટલું અગત્યનું છે

આને લીધે જ જૈન પરંપરામાં પ્રથા પડી છે કે દરેક ગામ નગર અને શહેરનો સંઘ અંદરોઅંદર ખમે ખમાવે એટલું જ નહિ પણ બીજા સ્થાનના સંઘો સાથે પણ તે આવો જ વ્યવહાર કરે સંઘોમાં માત્ર ગૃહસ્થો નથી આવતા ત્યાગીઓ પણ આવે છે પુરુષો જ નહિ સ્ત્રીઓ પણ આવે છે સંઘ એટલે માત્ર એક ફિરકા એક ગચ્છ, એક આચાર્ય કે એક ઉપાશ્રયના જ અનુગામીઓ નહિ પણ જૈન પરંપરાને અનુસરનાર દરેક જૈન વળી જૈનોને જૈન પરંપરાના જ સાથે જીવવું પડે છે એવું કાંઈ નથી તેઓને બીજાઓ સાથે પણ એટલું જ કામ પડે છે, અને ભૂલ થાય તો તે જેમ અંદરોઅંદર થાય તેમ બીજાઓના સંબંધમાં પણ થાય છે જ એટલે ખરી રીતે ભૂલ ગળવાની અને ખમવા ખમાવવાની પ્રથાનું રહસ્ય એ કાંઈ માત્ર જૈન પરંપરામાં જ પૂરું થતું નથી પણ ખરી રીતે એ રહસ્ય સમાજવ્યાપી ક્ષમાપનામાં છે તે એટલે સુધી કે આવી પ્રથાને અનુસરનાર જૈનો સૂક્ષ્મ અતિસૂક્ષ્મ અને અગમ્ય જેવા જીવવર્ગો પણ ખમાવે છે તેના પ્રત્યે પોતે કાંઈ સભાન અજ્ઞાનપણે ભૂલ કરી હોય તો માફી માગે છે

ખરી રીતે આ પ્રથા પાછળની દૃષ્ટિ તો બીજી છે અને તે એ કે જો માણસ સૂક્ષ્મ અતિસૂક્ષ્મ દૂર પ્રત્યે પણ ખમત ખામણા કરવા જેટલો તૈયાર હોય તો તેણે સૌથી પહેલાં જેની સાથે પોતાનું અંતર હોય જેની સાથે મનાદુઃખ ઊભો થઈ હોય પરસ્પર લાગણી દુભાઈ હોય તેની સાથે ક્ષમા લઈ-દઈ દિલ ચોખ્ખા કરવા

[દઅચિં૦ ભાગ ૧, પૃ૦ ૫૪-૩૫૬]